# ગાંધીજીની યુરોપયાત્રા

[ કુમારી મ્યુરીએલ લેસ્ટરના ' Entertaining Gandhi ' નો અનુવાદ ]


અનુવાદક

ચંદ્રશંકર પ્રાણશંકર શુક્લ




શ્રી. પ્યારેલાલની પ્રસ્તાવના સાથે




વોરા ઍન્ડ કંપની પબ્લિશર્સ લિમિટેડ



એન. એમ. ઠક્કર ઍન્ડ કંપની
૧૪૪ પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઈ. ૨

## શ્રી. ચંદ્રશંકર શુક્લનાં ઇતર પુસ્તકો.

સીતાહરણ ( છઠ્ઠી આવૃત્તિ )
પિરામીડની છાયામાં
મૂગો સેવક

: સંપાદન :
ગાંધીજીના સમાગમમાં

*

: અનુવાદો :

ચીનનો અવાજ — લૉવેઝ ડિકિન્સન ( બીજી આવૃત્તિ )
ધર્મસંસ્થાપન — ગાંધીજી
રચનાત્મક કાર્યક્રમ — ગાંધીજી
હિંદુ જીવનદર્શન — રાધાકૃષ્ણન
મહાત્મા ગાંધી — રાધાકૃષ્ણન
અહિંસાની તાલીમ — ગ્રેગ
ગાંધીજીને જગવંદના — રાધાકૃષ્ણન ( બીજી આવૃત્તિ )
ધર્મોનું મિલન — રાધાકૃષ્ણન
ગાંધીજીના જીવનપ્રસંગ — મીલી પોલાક
પુણ્યશ્લોક ગાંધીજી ( લેખસંગ્રહ )
ગાંધીજી સાથે અઠવાડિયું — લુઈ ફીશર
હિંદુ ધર્મ — રાધાકૃષ્ણન
વેદની વિચારધારા — રાધાકૃષ્ણન
ચૂપ નહીં રહેવાય — ટૉલસ્ટૉય
ગાંધીવાદી આર્થિક યોજના — અગ્રવાલ
યુવાનોની સંસ્કારસાધના — રાધાકૃષ્ણન
બે નવલકથા — ટૉલસ્ટૉય
કોની બહેન ? અને બીજી વાતો — ટૉલસ્ટૉય
મહાભારત — રાધાકૃષ્ણન

---

આવૃત્તિ પહેલી    ગાંધી જયંતી, ૧૯૪૫

કિંમત, બે રૂપિયા

# પ્રસ્તાવના

"હું કબૂલ કરું છું કે હું ખાલી હાથે પાછો આવ્યો છું. પણ મને એટલો સન્તોષ છે કે જે વાવટાની આબરૂ મારા હાથમાં સોંપાઈ હતી તે વાવટો મેં નીચો નમાવ્યો નથી કે તેની પ્રતિષ્ઠાને કોઈ રીતે ઝાંખપ લાગવા દીધી નથી. મેં નિરંતર એવી કાળજી રાખી છે, ને પ્રાર્થના કરી છે, કે મારાથી ગફલતની કોઈ ક્ષણે કે નબળાઈની કોઈ પળમાં એવું કંઈ કામ ન થાઓ કે એવું કંઈ વચન ન બોલાઓ, જેનાથી મારા દેશનું ગૌરવ ઝાંખું પડે કે મારા દેશભાઈઓએ મારા પર મૂકેલા વિશ્વાસને માટે હું અપાત્ર ઠરું." ગોળમેજી પરિષદમાંથી પાછા આવ્યા પછી ગાંધીજીએ પોતાની એ યાત્રાના પરિણામનો સાર આ ચિરસ્મરણીય શબ્દોમાં રજૂ કર્યો હતો. ગાંધીજી વિલાયતમાં હતા તે દરમ્યાન એક અંગ્રેજ મુત્સદ્દી તેમના મિત્ર હોવાનો દાવો કરતા હતા, ને એ મિત્રભાવ વાણી ને વર્તનથી દેખાડી આપવાને બહુ ઇંતેજાર હતા. પણ ગાંધીજી હિંદુસ્તાન પાછા ફર્યા પછી એ મિત્રે ખેદ પ્રદર્શિત કરીને કહેલું કે વિલાયતના રાજકાજમાં બડેખાં ગણાતા લોકો સાથે મિત્રતા કેળવવાની જે સરસ તક ગાંધીજીને મળી હતી તેનો સદુપયોગ તેમણે ન કર્યો; ઊલટું તેઓ તો પાદરીઓ, ધૂની માણસો, ને જાતજાતની ઘેલછાવાળા લોકોથી જ વીંટળાયેલા રહ્યા. ગાંધીજીએ વિલાયતમાં શું કામ કરવા ધારેલું, ને તેમની કામ કરવાની રીત કેવી છે, એની આ ગૃહસ્થને સમજ નહોતી, એમ જ એમની આ ટીકા પરથી પુરવાર થાય છે. ગાંધીજી 'રાજદ્વારી સોદો' કરવાને વિલાયત ગયા હોત, તો આ ટીકા વાજબી ગણાત. પણ તેમનો ઉદ્દેશ તો હિંદનો કેસ અંગ્રેજોને સમજાવી તેમની સહાનુભૂતિ મેળવવાનો, અને અંગ્રેજ પ્રજાનો હૃદયપલટો કરાવવાનો, હતો. તેમ થાય તો એ લોકો હિંદને થયેલા અન્યાયનું નિવારણ કરી શકે; ને હિંદ તથા બ્રિટન વચ્ચેના સંબંધના ઇતિહાસમાં નવું પ્રકરણ શરૂ કરી શકે. ગાંધીજીને તો, અહિંસાના પૂજારી તરીકે, અહિંસાને શોભે એવી રીતે જ કામ લેવાનું હતું. તેઓ હિંદની અહિંસક લડતના પ્રતિનિધિ તરીકે ત્યાં ગયા હતા. ઇંગ્લંડ અને હિંદ વચ્ચેનો સો વરસનો ઝઘડો જો હિંસા ને ખુનામરકી વિના પતવી શકાય, તો એ અહિંસાના વિજયનું એક ભવ્ય ઉદાહરણ ગણાય;

ને એ બીજમાંથી જ કોક દિવસ વિશ્વશાન્તિનો જન્મ થવાની આશા રાખી શકાય.

એટલે એમને તો અંગ્રેજો આગળ હિંદની પરિસ્થિતિ ને તેની અહિંસક લડત, તથા તેની પાછળ પડેલા ઇતિહાસને વિષે વિવેચન કરવાનું હતું. હિંદ બ્રિટનને હાથે કેવું શોષાય છે; એ શોષણમાં તમામ અંગ્રેજો સીધી કે આડકતરી રીતે કેવો ભાગ લઈ રહ્યા છે; અને એને પરિણામે હિંદની પ્રજા કેવાં ભીષણ દારિદ્ર, રોગ અને અધમતાનો ભોગ થઈ પડી છે; એ બધાનો ચિતાર એ પ્રજા આગળ ખડો કરવાનો હતો. તેથી લેંકેશાયરના મિલમજૂરોને તેમણે કહ્યું: "હિંદની કાંતનારીઓ, તેના વણકરો, ને તેમનાં ભૂખ્યાં બાળકોનાં મોઢાંમાંથી રોટલાનું બટકું છીનવી લઈને તમે આબાદી ભોગવવા માગો છો? હું એ દીનહીન અસહાય લોકોની વતી તમને આ પ્રશ્ન પૂછું છું." લેંકેશાયરના જ નહીં પણ તમામ પરદેશી કાપડનો બહિષ્કાર હિંદ શા માટે કરે છે, એ વાત આ મજૂરો ગાંધીજીનું ભાષણ સાંભળ્યા પછી સમજી શક્યા; અને સ્ત્રીઓએ એમનાં કેડે લીધેલાં બાળકોને ગાંધીજીની આગળ ધરી તેમના આશીર્વાદ માગ્યા. હિંદની અહિંસક લડતમાં જે આત્મશુદ્ધિ ને રચનાત્મક કાર્યનો ભાગ છે, તેનું વિવેચન તેમણે ઈસ્ટ એન્ડના લોકો ને તેમના પાદરીઓ આગળ કર્યું. બ્રિટિશ સરકાર દારૂઅફીણની બદીનો કેવો બચાવ કરે છે, તેને કાયમ ટકાવી રાખવાને કેવાં પગલાં લે છે, અને બીજી તરફ હિંદનાં સ્ત્રી પુરુષ બાળકો આત્મ-શુદ્ધિ દ્વારા એ બદીની સામે કેવી લડત ચલાવી રહ્યાં છે, એનું બયાન તેમણે એ લોકો આગળ કર્યું. હિંદનાં ભૂખે મરતાં કરોડો માણસોને મસાલામાં એકલું મીઠું મળે છે, એટલે મીઠાવેરાથી તેમને માથે કેવો મોટો બોજો પડે છે, એનું વર્ણન આપ્યું. અસ્પૃશ્યતાના પાપની જડ ઉખાડવા હિંદ કેવા પ્રયત્નો કરી રહ્યું છે, મહાસભાએ તેને પોતાના કાર્યક્રમમાં કેવું અગ્રસ્થાન આપ્યું છે, ને સવર્ણ હિંદુ સમાજ ભૂતકાળનાં પાપોનું પ્રક્ષાલન કરવાને હરિજનોની કેવી સેવા કરી રહ્યો છે, એનો ચિતાર રજૂ કર્યો. તેઓ લંડનમાં સ્વેચ્છાએ ને નિશ્ચયપૂર્વક જઈને ગરીબોના લત્તામાં ઊતર્યા; એ લોકોના જીવનમાં ભળી ગયા; ને એમ કરીને એ લોકોને બતાવી આપ્યું કે લંડનનાં ગરીબો અને હિંદનાં ભૂખે મરતાં કંગાલોની વચ્ચે કેવી આત્મીયતા ને એકતા રહેલી છે. લંડનના એ ગરીબ શ્રમજીવી લોકોએ ગાંધીજીની રહેણી, એમની સાદાઇ, એમણે

સ્વેચ્છાએ સ્વીકારેલી ગરીબાઇ, એમના જીવનની વિશુદ્ધિ, એમની ઇશ્વરાર્પણ-બુદ્ધિ એ બધું નજરોનજર જોયું; અને એ જોઇને તેઓ સમજી શક્યા કે હિંદની અહિંસક લડત કેવા સિદ્ધાન્તોના પાયા પર રચાયેલી છે. તેઓ એ પણ જોઇ શક્યા કે એ લડતના મૂળમાં કોઇના પ્રત્યે શત્રુતા નથી પણ સહુના પ્રત્યે શુદ્ધ સદ્‌ભાવ જ રહેલો છે.

દરિદ્રનારાયણ સાથેનું પોતાનું અનુસંધાન એકધારું ને અતૂટ રાખવાને ગાંધીજી વિલાયતમાં પણ દરરોજ નિયમિત કાંતતા, ને એ વ્રતમાં કદી ખંડ પડવા દેતા નહીં. દિવસ આખો લગાતાર કામમાં ગયો હોય, સાંસ ખાવાનોયે વિસામો ન મળ્યો હોય, ને કિંગ્સલી હૉલને ઉતારે પહોંચતાં ક્યારેક મધરાત પણ વીતી જાય. એકવાર તો તેઓ રાતે અઢી વાગે ઘેર પહોંચ્યા, પછી અડધો કલાક યજ્ઞાર્થે કાંતવા બેઠા, ને પાછા ચાર વાગે તો પ્રાતઃકાળની પ્રાર્થના માટે ઊઠ્યા. તે પછી ફરી બીજા દિવસની, એવા જ અવિરત કાર્યક્રમની, ઘટમાળ ચાલુ થઈ.

કિંગ્સલી હૉલમાં અમને ગાંધીજી ઘણીવાર રસોડામાં મદદ કરવા મોકલતા. ત્યાં બટાટાની છાલ ઉતારવી, શાક સમારવું, વાસણ માંજવાં વગેરે કામો કરતાં અમને તેમજ કિંગ્સલી હૉલનાં ભાઈબહેનો બંનેને બહુ આનન્દ આવતો. ત્યાં જે મૂક પ્રાર્થના થતી તેમાં અમે જઈને બેસતા. શનિવારે સાંજે હૉલમાં મનોરંજનનો કાર્યક્રમ ચાલતો, ને સ્ત્રીપુરુષો ભેગાં મળીને ગાતાં ને નાચતાં તે જોવાને ગાંધીજી પણ ત્યાં જઈને બેસતા.

એવે એક પ્રસંગે કોઈએ પૂછ્યું: "ગાંધીજી, અમારું આ લોકનૃત્ય ચાલે છે એમાં આપ નહીં જોડાઓ?" ગાંધીજી હસતાં હસતાં કહે: "કેમ નહીં?" પછી, હાથમાં લાકડી હતી તે બતાવીને કહે: "આ લાકડી મારી જોડીદાર બનશે." એમની આ ચતુરાઈ ને તેમાં ભળેલો વિનોદ જોઇને સહુ હસી પડ્યાં. બીજે એક પ્રસંગે અમારા મંડળમાંથી એક બહેન ચોખલિયા બનીને આ નૃત્ય વિષે ઘૃણા બતાવવા લાગ્યાં; તેમને ગાંધીજીએ સખત ઠપકો આપ્યો, ને કહ્યું: "તમારે સમજવું જોઈએ કે આ એમને માટે નિર્દોષ મનોરંજન છે. આપણે જે લોકોની સાથે ભળવું હોય તેમની રહેણી ને તેમના રીતરિવાજ વિષે આપણે સમભાવ કેળવવો જોઇએ, ને તેમાં રહેલી ખૂબીઓ

જોતાં શીખવું જોઇએ. વળી તમારે એ પણ ભૂલવું ન જોઇએ કે લોકનૃત્ય એ વિલાયતનો પરાપૂર્વથી ચાલ્યો આવતો જૂનો રિવાજ છે, ને તે ઇંગ્લંડના રાષ્ટ્રજીવનનું અવિભાજ્ય અંગ બની ગયેલો છે."

એ લત્તામાં રહેતા મજૂરોનાં ઘર જોવા પણ ગાંધીજી અનેકવાર ગયેલા. ત્યાં છ છ પેનીમાં જમણ આપનારી, ગરીબોની સાદી 'હોટેલો', તથા મિલનાં ઉપાહારગૃહો, રમતગમતનાં સ્થળો, ને બીજાં મનોરંજનનાં જે કંઈ સ્થાનો હોય ત્યાં જઇ લોકો જોડે ભળવું, એવી ભલામણ તેમણે અમને પણ કરેલી. તેમણે અમને રોજ ઓછામાં ઓછા સોળ માઇલ ચાલવાનું કહી રાખેલું; પણ એટલો વખત અમે ક્યાંથી લાવીએ? વળી તેમણે અમને એમ પણ કહેલું કે વિલાયતના પોલીસો જોડે ઓળખાણ કરવી, વિલાયતની સંસ્થાઓનો અભ્યાસ કરવો, અને ત્યાંનાં સંગ્રહાલયો, પુસ્તકાલયો, ને કલાસંગ્રહો જોઇ આવવાં; ને એ બધા ઉપરાંત એ પ્રજાની ટેવો—તેની નિયમિતતા, તેનું સામુદાયિક ને વ્યક્તિગત નિયમપાલન, ને તેમની એકંદર રહેણી, એ બધાનું બારીક અવલોકન કરવું. ગાંધીજી પોતે અવિરત ને અવિશ્રાન્ત મહેનત કરતા. બહુ જ ઓછી ઊંઘ મળે તેથી ચલાવી લેતા; અને ફળ, કાચાં શાકભાજી, ખજૂર, ને એકાદ અધોળ વાટેલી બદામ, એટલા આહાર પર પોતાનો નિર્વાહ કરતા. એવી સ્થિતિમાં પણ તેમને માટે આણેલા એકેએક ફળની કિંમત વિષે તેઓ ઝીણવટથી પૂછપરછ કરતા. એકવાર મેં નિર્દોષભાવે એમને માટે એક નાની મધની બાટલી છ પેન્સમાં ખરીદી, એને માટે મને જે ઠપકો મળ્યો તે હું કદી ભૂલી શકું એમ નથી. એ ભૂલ માટે તેમણે મને અડધો કલાક ભાષણ આપ્યું. પોતે વિદ્યાર્થી તરીકે લંડનમાં રહેલા એ વખતનું વર્ણન કરતાં કહેવા લાગ્યા: "ત્યારે હું એક પૈસો બચી શકે તો તે પણ બચાવતો. સાંજે રોટી, કોકો ને એક સફરજન એટલું જ ખાઇને ચલાવતો. એકવાર સફરજન-વાળાને ત્યાંથી રોજ ખાવાનું એક સફરજન ખરીદ્યા પછી બાકીના બે પેન્સ માગી લેવાનું હું ભૂલી ગયો, ને એ પૈસા મેં ગુમાવ્યા. મારે હાથે એ વખતમાં પૈસો વેડફાયાનો એ એક જ દાખલો છે, ને તે મને હજુ યાદ આવે છે ત્યારે ખેદ અને પસ્તાવો થાય છે." મેં મારો બચાવ કરતાં કહ્યું: "મને અજાણ્યાને ભાવની શી ખબર હોય?" એ દલીલ માટે મને ઊલટો વધારે ઠપકો સાંભળવા મળ્યો: "તમારે વિચાર કરી જોવો જોઇતો હતો. ચાર જગાએ તપાસ કરવી

જોઇતી હતી. તમારે સમજવું જોઇતું હતું કે તમે ગરીબોના એક પ્રતિનિધિના વતી ખરીદી કરી રહ્યા છો. ગરીબોનો પ્રતિનિધિ ગરીબોની વતી પૈસાનો ટ્રસ્ટી હોય છે. ટ્રસ્ટીમાં અજ્ઞાન કે બેદરકારી હોય એ તો ગુનો ગણાય." એટલું કહીને તેમણે પોતાના હૃદયમાં દિનરાત ચાલી રહેલી વેદના મારી આગળ ઠાલવી. ઉત્કલમાં તેમણે જોયેલાં હાડપિંજરોની કંગાલ દશા વર્ણવી, ને કહ્યું કે "એ દશાનું ચિત્ર જાગતાં ને ઊંઘતાં મારી નજર આગળ તર્યાં જ કરે છે. ઇશ્વરની યોજના આખરે તો કલ્યાણકારી જ છે, એવી મારી જે શ્રદ્ધા છે તે જ મને ટકાવી રાખે છે." આ વચનો બોલતાં તેમનો સાદ જાડો થઇ ગયો, ને આંખમાં આંસુ આવ્યાં. સર પુરુષોત્તમદાસ ઠાકોરદાસ તે વેળા હાજર હતા, તેઓ તો ગાંધીજીની આ મનોવ્યથા જોઇને આશ્ચર્યથી સ્તબ્ધ જ બની ગયા; અને હું આખી જિંદગી ચાલે એવો એક પાઠ શીખ્યો.

લંડનના ઇસ્ટ એંડના એ ગરીબો આ બધાનો અર્થ નહોતા સમજ્યા એમ નહીં. તેઓ તો એમ સમજી ગયેલા કે ગાંધીજી આપણામાંના જ એક છે; અને તેઓ ગરીબોના ઉદ્ધાર માટે જે લડત ચલાવી રહ્યા છે તે લડત જેમ હિંદની છે તેમ આપણી પોતાની પણ છે. પાદરીઓને ગાંધીજી એમ સમજાવી શક્યા કે હિંદની અહિંસક લડત દ્વારા ઇસુના ઉપદેશનો જ વહેવારમાં અમલ થઇ રહ્યો છે; અને ધર્મવેત્તા પુરુષો તરીકે પાદરીઓની ફરજ એ છે કે રાજસત્તા જે કંઇ હુકમ કાઢે તેને તાબે ન થવું, પણ રાજસત્તા જ્યારે પોતાની ફરજ ભૂલી જાય કે પોતાની સત્તાનો દુરુપયોગ કરે ત્યારે તેને ઠપકો આપી ઠેકાણે લાવવી. કેવળ સત્ય અને ન્યાયના પક્ષમાં, ને તેથી હિંદની ન્યાય માટેની માગણીના પક્ષમાં, અડગ બનીને ઊભા રહેવું ને ઝૂઝવું એ પાદરીઓની ફરજ છે, એમ પણ ગાંધીજીએ એમને સમજાવ્યું.

બાદશાહી સત્તાના વૈભવ ને ઠાઠમાઠ પ્રત્યે પોતે કેવા બેપરવા છે એ પણ તેમણે બતાવી આપ્યું. બકિંગહામ મહેલમાં રાજાને ત્યાં થયેલા મેળાવડામાં તેઓ ખાસ નિમંત્રણથી ગયા ત્યારે તેમણે પહેરવેશ બદલ્યો નહીં, તેમજ રોજ ઓઢવાની શાલને બદલે બીજી ધોયેલી શાલ પણ ઓઢી નહીં. શાલને ઉલટાવીને ઓઢી, ને એનાથી જ ચલાવ્યું. બાદશાહની જોડે જે વાતચીત થઇ તેમાં પણ તેમણે એટલી જ ચોખ્ખી વાત કરી. બાદશાહે એમને કહ્યું : "હું

દક્ષિણ આફ્રિકા આવ્યો ત્યારે તમે મને મળેલા. તે વેળા, અને ૧૯૧૮ સુધી, તો તમે સારા માણસ હતા. પણ પછી તમારું ચક્કર ખસી ગયું." ગાંધીજી ગૌરવપૂર્વક મૌન ધારણ કરીને આ શબ્દો સાંભળી રહ્યા. પણ બાદશાહે જ્યારે પૂછ્યું કે "તમે મારા પુત્રનો બહિષ્કાર કેમ કર્યો?" ત્યારે ગાંધીજીએ જવાબ દીધો, "આપના પુત્રનો નહીં, પણ બ્રિટિશ તાજના સરકારે નીમેલા પ્રતિનિધિનો." વળી બાદશાહ આગળ વધીને એમને કહેવા લાગ્યા કે "કોઈ પણ દેશમાં બળવો થાય એ ન સાંખી શકાય. એ તો દબાવી દેવો જ રહ્યો, ને સરકારનું તન્ત્ર ચલાવવું જ રહ્યું." આ વચન ભલેને બાદશાહે ઉચ્ચારેલાં હતાં, એથી કંઇ એ મૂગે મોઢે સાંભળી ન રહેવાય. એટલે ગાંધીજી એમના લાક્ષણિક વિવેકથી પણ દૃઢતાથી બોલ્યા: "આ મુદ્દાને વિષે હું આપની સાથે દલીલમાં ઊતરું એવી આશા તો આપ નહીં જ રાખો."

એવી જ સાફસાફ વાત તેમણે રોમમાં મુસોલીનીને સંભળાવેલી. મુસોલીનીએ ગાંધીજીને સારું લગાડવા પૂછ્યું કે "સ્વતન્ત્ર હિંદ અમારા ઇટલી જોડે મિત્રતા બાંધે એમ તમે નહીં ઇચ્છો?" ગાંધીજી એ વચનમાં રહેલો મર્મ કળી ગયા. એમાં રહેલી લાલચમાં તેઓ ફસાય એમ તો હતું જ નહીં. તેમણે તો કહ્યું: "મારી કલ્પનાનું સ્વતન્ત્ર હિંદ એકલા ઇટલી જોડે જ નહીં પણ આખી દુનિયા જોડે મિત્રતા ને શાન્તિથી રહેવા માગશે." પછી એ ફાસિસ્ટ સરમુખત્યારે ગર્ભિત કટાક્ષથી ગાંધીજીને પૂછ્યું: "અહિંસા વડે હિંદને આઝાદી મળશે એવી આશા શું તમે ખરેખર રાખો છો? મેં આ જે ફાસિસ્ટ ઢબનું લશ્કરી રાજ્ય ઊભું કર્યું છે તેને વિષે તમે શું માનો છો?" ગાંધીજીએ સત્યવક્તા તરીકે સાફસાફ કહી દીધું: "મને તો લાગે છે કે તમે આ ગંજીફાનો મહેલ ઊભો કરી રહ્યા છો!"

રોમમાં સિનિયોર ગાયડાએ એમના 'જિયોર્નેલ-ડી-ઇટાલિયા' નામના છાપામાં ગાંધીજીની જે 'મુલાકાત' પ્રસિદ્ધ કરેલી તેનો ઉલ્લેખ 'ગાંધીજીની યુરોપયાત્રા'માં કરેલો છે. એ 'મુલાકાત' અથથી ઇતિ સુધી બનાવટી હતી. મહર્ષિ રોમે રોલાંને ત્યાં વિલનવમાં ગાંધીજી રહ્યા ત્યારે મહર્ષિએ આવું કંઇક છળકપટ થવાનો ભય દર્શાવેલો; અને ગાંધીજીને ચેતવણી આપેલી કે "કોઇ વિશ્વાસપાત્ર ત્રાહિતને હાજર રાખ્યા વિના તમે ઇટલીમાં કોઇને મળશો જ

નહીં." ગાંધીજી સ્વદેશ પહોંચતા પહેલાં સવિનય ભંગની યોજના તૈયાર કરી રાખે એ વાત જ અસ્થાને હતી. તેઓ તો એવો પ્રયત્ન કરવા માગતા હતા કે ગોળમેજી પરિષદના ભંગારમાંથી કંઇક અંશ પણ બચાવી શકાય એમ હોય તો બચાવવો. એ વિષે તેમના મનમાં છેક નિરાશા પણ નહોતી. વિલનવ છોડતા પહેલાં તેમણે સર સેમ્યુઅલ હોરને આ મતલબનો કાગળ પણ લખેલો; ને હિંદુસ્તાન પહોંચતાં એનો જવાબ મળવાની અપેક્ષા રાખેલી. તે પ્રમાણે એ જવાબ આવ્યો પણ ખરો. તેમાં તો આશાને માટે સારી પેઠે અવકાશ હતો. પણ સીમલાના સત્તાધારીઓ જરાયે જોખમ લેવા તૈયાર નહોતા. એટલે, ગાંધીજી જેમાં આવતા હતા તે આગબોટ 'પિલ્સના' હિંદને કિનારે પહોંચી તે પહેલાં એ અધિકારીઓએ પંડિત જવાહરલાલ, બાદશાહખાન, અને મર્હૂમ જનાબ શેરવાનીને ગિરફ્તાર કરીને સમાધાનની આશા પર પાણી ફેરવી રાખ્યું. ગાંધીજીના આગમન પછી એક અઠવાડિયાની અંદર તો મહાસભાના મોટા ભાગના આગેવાનો ફરી પાછા જેલમાં પહોંચી ગયા, ને ઑર્ડીનન્સરાજ પૂરજોશમાં ચાલવા લાગ્યું.

ગાંધીજી વિવેક અને શિષ્ટાચારની મર્યાદા પાળવાને કેટલા બધા આતુર હતા એનો એક દાખલો આપું. મુંબઇ આવ્યા પછી, કાર્યવાહક સમિતિની બેઠક ચાલતી હતી તે દરમ્યાન, તેમણે મને ' બ્રિટિશ બનાવટનાં ' બે ખીસાનાં ઘડિયાળ લેવા બજારમાં મોકલ્યો. છૂપી પોલીસના જે બે અંગ્રેજ અમલદારો વિલાયતમાં નિરંતર તેમની સાથે ફરેલા, ને જેઓ સર સેમ્યુઅલ હોરની ખાસ પરવાનગીથી બ્રિંડીસી સુધી તેમની સાથે આવેલા, તેમને એ ઘડિયાળો ભેટ મોકલવાનું વચન ગાંધીજીએ છૂટા પડતી વખતે આપેલું. હું ફરીફરીને બજારમાં મળતાં સ્વીસ ઘડિયાળો પેટી ભરીને પસંદગી માટે લઇ આવ્યો. તે વેળા બ્રિટિશ માલના બહિષ્કારનો ખરડો ગાંધીજીની આગળ પડ્યો હતો, પણ સમિતિએ હજુ તે પસાર કર્યો નહોતો. ગાંધીજીએ કહ્યું કે આ બે ઘડિયાળ તો બ્રિટનની બનાવટનાં જ જોઇએ. તેમણે આગ્રહપૂર્વક કહ્યું: "બ્રિટિશ માલ સામે ભેદભાવનો સૂક્ષ્મ ધ્વનિ પણ એમાંથી ન નીકળવો જોઇએ. બ્રિટિશ માલના બહિષ્કારનો ઠરાવ હજુ કાર્યવાહક સમિતિએ પસાર કર્યો નથી." એટલે સાંજ સુધીમાં આખું બજાર ઢૂંઢીને ' બ્રિટિશ બનાવટનાં ' બે

સંગીન રૂપાનાં ઘડિયાળ એમની આગળ મેં રજૂ કર્યાં. મુંબઇના આખા બજારમાં 'બ્રિટિશ બનાવટ' ને નામે એ બે જ ઘડિયાળ હતાં!

રાજકાજના વિષયમાં પણ ગાંધીજીએ એકે પ્રયત્ન કરવો બાકી રાખ્યો નહીં. મનુષ્યથી જે કંઈ થઈ શકે એમ હતું તે બધું તેઓ કરી છૂટ્યા. હિંદી પ્રતિનિધિમંડળના મન્ત્રી તરીકે સર જ્યૉર્જ કોર્બેટ વિલાયત ગયેલા. તેમણે સમૂહતન્ત્ર બંધારણ સમિતિની પહેલી બેઠકમાં ગાંધીજીનું ભાષણ સાંભળ્યા પછી એક અંગત કાગળ લખેલો. તેમાં તેમણે લખ્યું હતું: "ગઈ કાલે આપના મુખમાંથી નીકળતી જ્ઞાનવાણી હું સાંભળી રહ્યો હતો તે વેળા મને મનમાં ગર્વ ઊપજ્યો કે આપ જે પ્રતિનિધિમંડળના સભ્ય છો તેનો હું મંત્રી છું એ મારું સદ્‌ભાગ્ય છે." ગાંધીજી કશી નોંધ કે પૂર્વતૈયારી વિના, કે ઘણીવાર અગાઉથી કશો વિચાર કરી રાખ્યા વિના, જ ગોળમેજી પરિષદમાં ભાષણો આપતા. તેને વિષે 'ન્યૂ યૉર્ક ટાઈમ્સ'ના ખાસ ખબરપત્રીએ લખેલું કે "આ તો ભાષણ આપવાનો એક નવો તરીકો ગાંધીજીએ બતાવ્યો છે; ને પરિષદ પૂરી થતા પહેલાં તો આખી દુનિયા એ તરીકાથી વાકેફ થઈ જશે." પણ એમની સામે વિરોધીઓની પ્રપંચજાળ બહુ બહોળી ફેલાયેલી હતી. ટોરી લોકોએ હિંદ પરનો પોતાનો કબજો જરાયે ઢીલો ન પડવા દેવાનો નિશ્ચય કર્યો હતો; ને એ ધ્યેય લક્ષમાં રાખીને તેમણે રામસે મૅકડોનાલ્ડની સંયુક્ત સરકારમાં હિંદનું ખાતું ખાસ માગીને પોતાને હસ્તક રાખ્યું હતું. હિંદરૂપી જે અમૂલ્ય રત્ન તેમના હાથમાં હતું તે જતું કરવાની તેમની મરજી નહોતી.

એટલે તેમણે ગાંધીજીને ફસાવવા માટે જાતજાતના પેંતરા રચ્યા. બીજો કોઈ માણસ તો એમાંથી સલામત નીકળી જ ન શકત. 'લઘુમતીઓનો કરાર' થયા પછી ડૉ. આંબેડકરે હરિજનો માટે અલગ મતદારમંડળોનો પોતાનો દાવો પરિષદમાં રજૂ કર્યો. ત્યારે ટોરી પક્ષના બડેખાંઓ હરખાઈ ને એકબીજાના કાનમાં કહેવા લાગ્યા કે "ગાંધીનું હવે આવી બન્યું." હરિજનો યોગ્ય ઢબે ને પૂરતી સંખ્યામાં ચૂંટાયેલા પ્રતિનિધિઓ મોકલવાના અધિકારની માગણી કરી રહ્યા છે; ને હરિજનોના આ 'હિતકર્તા' એ માગણીનો વિરોધ કરે છે; એ લહેજતદાર દેખાવ દુનિયાને જોવા મળશે, એવી આશા એ લોકોએ રાખી હતી. એને માટે બધી પૂર્વતૈયારી કરી રાખવામાં આવી

હતી; અને છેક અમેરિકાથી એને વિષે પૂછપરછ કરનારા તારો આવવા શરૂ થયા હતા. પણ એ અકાળ હર્ષને ઠેકાણે બીજે દિવસે પરિષદમાં ગભરાટ ફેલાઈ રહ્યો. ગાંધીજીએ લઘુમતીઓના એ 'કરાર'ને નિર્દયપણે ચીરીને તેનું પૃથક્કરણ કર્યું; અને બતાવ્યું કે એ 'કરાર' તે વસ્તુતાએ તો એક ભયંકર કાવતરું છે. એ કાવતરામાં ભળવા માટે તેમણે બ્રિટિશ સરકારની ઝાટકણી કાઢી; ને તેને તે વેળાએ એમણે જે દોષ દીધો તેમાંથી એ સરકાર હજુ મુક્ત થઈ શકી નથી.

જનરલ સ્મટ્સ એ વેળા ફૅરૅડે શતાબ્દી ઉત્સવને માટે આવેલા તે ઇંગ્લંડમાં હતા. તેમણે ગાંધીજીને કહ્યું કે "મારા રહેવાથી જો તમારા બળમાં કંઈ વધારો થતો હોય, ને હિંદ અને બ્રિટનનો સવાલ ઉકેલવામાં મારાથી કંઈ મદદ થાય એમ હોય, તો હું ઇંગ્લંડમાં હજુ વધારે રહેવાને તૈયાર છું." તેમણે પોતાથી બનતા બધા પ્રયત્નો કરી જોયા. તેઓ સૅંડ્રિંગહામ જઈને બાદશાહને પણ મળ્યા, ને ત્યાંથી નિરાશ થઈને પાછા ફર્યા. ઊંચાં ને પ્રતિષ્ઠિત ગણાતાં મંડળોના વિરોધની દીવાલો અભેદ્ય હતી! ઇંગ્લંડ છોડતા પહેલાં જનરલ સ્મટ્સ ગાંધીજીને મળવા નં. ૮૮ નાઇટ્સબ્રીજની અમારી ઑફીસે આવ્યા. ગાંધીજી તે વખતે બહાર ગયેલા હતા. પણ જનરલ સ્મટ્સ આવે ત્યારે તેમને આવકાર આપવા, ને પોતે આવે ત્યાં સુધી તેમને રોકી રાખવા, ગાંધીજીએ મને મોકલ્યો હતો. મેં એમને છેલ્લામાં છેલ્લા બનાવોની ખબર આપી. એ સાંભળીને તેમણે કહ્યું: "આ લોકો ગાંધીજીને ઓળખતા નથી. હું ઓળખું છું, કેમકે મારે વીસ વરસ સુધી એમની જોડે કામ લેવું પડ્યું છે. મેં આ લોકોને કહ્યું છે કે છેવટે તમારે ગાંધીની સાથે જ પતાવટ કરવી પડશે; તેઓ એકલા જ કોઈ પણ કરારનું પાલન કરાવી શકે એમ છે."

ખરી વાત એ છે કે બ્રિટિશ સરકારને કોઈ પણ હિસાબે સત્તા છોડવી નહોતી. પ્રો. લીસ–સ્મીથ અગાઉની બ્રિટિશ સરકારમાં પોસ્ટ-માસ્તર-જનરલના હોદ્દા પર હતા. તેમણે, પરિષદ સમાપ્ત થવાની અણી પર હતી તે જ વખતે, ગાંધીજીને સાફસાફ કહેલું: "તમને અત્યારે આથી વધારે મળી શકે એમ નથી. આજે તમારી શક્તિનો આટલો જ આંક એ લોકોએ બાંધ્યો છે." મર્હૂમ મિ. ડેવીડ લૉઇડ જ્યૉર્જે તો એથી પણ વધારે સ્પષ્ટ વાત કરેલી.

તેમણે ગાંધીજીને કહેલું કે "તમારે આથી વધારે જોઈતું હોય તો સવિનય ભંગ અને અસહકાર દ્વારા તમારો દાવો પુરવાર કરવો પડશે." એ લડતમાં તેમણે પોતે પૂરેપૂરો સમભાવ અને ટેકો આપવાનું વચન આપેલું.

આથી વધારે ગાંધીજી શું કરી શકત? કોઇ શું કરી શકત? અને કરી શક્ત તો એથી ફરક પણ શો પડત? પરિષદમાં કરેલી એમની મહેનતથી તાત્કાળિક ધ્યેય સિદ્ધ ન થવા પામ્યું એ સાચું. પણ એમના કામથી પરિષદની બહાર જે બીજ રોપાયું તે આજે પણ ફળ આપી રહ્યું છે. વિલાયતમાંની એમની પ્રવૃત્તિનો આ જે ભાગ હતો, ને એની જે અસર ઊંડી ઊતરી હતી, તેનો ચિતાર આપવાનો ઉદ્દેશ શ્રીમતી મ્યુરીએલ લેસ્ટરના આ પુસ્તકમાં રખાયેલો છે. ગાંધીજીની એ મુલાકાતના રાજકીય અંગનો અભ્યાસ કરવા માટે તો ગાંધીજીએ ગોળમેજી પરિષદમાં તેમજ બીજે આપેલાં ભાષણોનો, તેમજ મહાદેવભાઇએ વિલાયતથી લખેલી પત્રધારાનો, અભ્યાસ કરવો જોઇએ. અંગ્રેજીમાં એ સંગ્રહ નવજીવન પ્રકાશન મંદિર તરફથી 'ધી નેશન્સ વૉઇસ' એ નામે પુસ્તકાકારે પ્રગટ થયેલો છે. 'ગાંધીજીની યુરોપયાત્રા' એ પુસ્તક એની પૂર્તિરૂપ છે, ને તેની સાથેસાથે વંચાવું ઘટે છે.

મુંબઇ, ૨૧–૮–૪૫ પ્યારેલાલ
(અંગ્રેજી પરથી)

# અનુવાદકના બે બોલ

'ગાંધીજીની યુરોપયાત્રા' એ શ્રીમતી મ્યુરીએલ લેસ્ટરના પ્રસિદ્ધ અંગ્રેજી પુસ્તક 'Entertaining Gandhi' નો અનુવાદ છે. આ લેખિકાનું નામ ગુજરાતી વાચકોને પરિચિત છે. શ્રીમંતાઈનાં સુખ તજીને ગરીબોની સેવામાં જીવન અર્પણ કરનાર સ્ત્રી પુરુષોની સંખ્યા જગતમાં હંમેશાં થોડી હોય છે. બહેન મ્યુરીએલ એવાં એક અડગ નિષ્ઠાવાળાં સેવિકા છે. તેઓ પોતે, તેમનાં બહેન ડોરીસ, અને તેમના ભાઈ સ્વ. કિંગ્સલી લેસ્ટર (જેમનું સ્મરણ કિંગ્સલી હૉલ એ નામમાં સચવાયેલું છે.) આ સેવા કાર્યમાં કેવી રીતે ખેંચાયાં એની રસિક અને બોધપ્રદ કથા મ્યુરીએલ લેસ્ટરે એમની આત્મકથામાં વર્ણવી છે. એ પુસ્તક અંગ્રેજ પ્રજાને એટલું પ્રિય થઈ પડ્યું છે કે ૧૯૩૭ માં તે પહેલીવાર પ્રસિદ્ધ થયું ત્યારથી આજ લગીમાં તેની નવ આવૃત્તિઓ થવા પામી છે. ૧૯૨૬ માં તેઓ સાબરમતીમાં રહી ગયેલાં. (એ વેળા ગાંધીજી સાથે એમને થયેલા સંવાદો માટે જુઓ 'પુણ્યશ્લોક ગાંધીજી,' પૃ. ૯૫) તે પછી ૧૯૩૪ માં ચીનથી પાછા ફરતાં તેઓ ઠીકઠીક વખત દક્ષિણ ભારત અને બિહારમાં ગાંધીજી સાથે રહેલાં; ને ત્યારે એમનો પરિચય કરવાનો લાભ મને મળેલો. એમનામાં કામ કરવાનો ઉત્સાહ અને વેગ છે તેની સાથે અગવડો પડે તે નભાવી લેવાની શક્તિ પણ છે. તે પછી ૧૯૩૫ માં તે ફરી પાછાં હિન્દને પ્રવાસે આવેલાં. ૧૯૩૧ માં ગાંધીજી વિલાયતમાં તેમના આશ્રમમાં ઊતર્યા તે દરમ્યાન તેમણે જાતે જોયેલા અનેક નાનામોટા પ્રસંગો તેમણે 'ગાંધીજીની યુરોપયાત્રામાં' ઉતાર્યા છે. એનો રસ તો વાચક જાતે જ અનુભવશે.

આ પુસ્તક વાંચ્યા પછી એમ થઈ જાય છે કે લેખિકાએ હજુ વધારે પ્રસંગો આપ્યા હોય તો કેવું સારું થાત! કેટલાક પ્રસંગો તેમણે પોતાની આત્મકથામાં પણ આપ્યા છે, દાખલા તરીકે તેઓ લખે છે: "એકવાર ગાંધીજીને શરદી થઈ આવી. શરદી તો જરાક જ હતી, પણ રાતે મોટરમાં લાંબું અંતર કાપીને ઘેર જવાને બદલે વેસ્ટ એન્ડમાં જ રહી જવાને ત્યાંના લોકોએ એમને વીનવ્યા. ગાંધીજી કહે: 'લંડનમાં હું બો સિવાય બીજે ક્યાંય એક રાત પણ ગાળવાનો નથી. ત્યાં હું ગોળમેજી પરિષદનું ખરું કામ કરી રહ્યો છું. હું ઈંગ્લંડના, લોકોનો પરિચય સાધી રહ્યો છું.'" એમનો એ દિવસોનો કાર્યક્રમ કેટલો ભરચક રહેતો તે એમણે વર્ણવ્યું છે: "લગભગ ત્રણ મહિના સુધી, એમનો અઠવાડિયાનો એકેએક કામનો દિવસ લાંબો ને ભરચક રહેતો. ઘણીવાર તેઓ પાછલી રાતે બે કે અઢી વાગે ઘેર આવતા; રોજ સવારે ચારની પ્રાર્થના માટે ઊઠતા; પછી પાછા સાડા-પાંચ સુધી સૂઈ જતા; ને પછી નાસ્તા પહેલાં એક કલાક ફરવા જતા. નાસ્તામાં તેમજ દિવસમાં પણ મોટે ભાગે, તેઓ સંતરાં, દ્રાક્ષ, અને બકરીનું દૂધ જ લેતા." ઇંગ્લંડના શિયાળાની સખત ટાઢ તેઓ સહેજે સહન કરી શકતા એ જોઈ ઘણાને ભારે આશ્ચર્ય થતું. કેટલાયને એ ખરેખરો ચમત્કાર લાગતો. લેખિકા એ વિષે લખે છે:

"ડિસેંબરની, થીજવી નાખે એવી, હવામાં તેઓ પોતાની ઓરડીમાં બેસીને ખાતા ત્યારે બારણું ને બારી સાવ ઉઘાડાં રાખતા. ચાર્લી ઍન્ડ્રુઝ અને હૉરેસ ઍલેક્ઝાંડર એમને નિયમિત મળવા આવતા તેઓ બે ને હું ત્રણે જણ નીચે ગરમ ગરમ ખાણાથી પેટ ભરીને ઉપર જઇએ. અમે ઊનનાં ગરમ કપડાં પહેર્યાં હોય, ને ઉપર પાછાં ઓવરકોટ ને મફલર ચડાવ્યાં હોય. પણ ગાંધીજીએ તો ફક્ત એક સુતરાઉ ખાદીની ચાદર ઓઢી હોય, ને ક્વચિત તેના ઉપર સફેદ કાશ્મીરી શાલ નાખી હોય. છતાં તેમની પાસે જઇને બારીબારણાં હંમેશાં અમે જ બંધ કરાવીએ. 'વેંટીલેટર' માંથી પવન આવે એટલો અમને તો પૂરતો થઈ પડે."

ઈંગ્લંડમાં તેમજ યુરોપમાં ગાંધીજીએ જે કંઈ જોયું તેનું વર્ણન હિન્દની પ્રજા સમક્ષ કરવાની તેમની પોતાની ઈચ્છા હતી. પણ વિધિની ઈચ્છા કંઈ જુદી હતી. ૧૯૩૧ ના ડિસેંબરની ૨૮ મીએ તેમણે મુંબઈમાં વેલફેર ઑફ ઇન્ડિયા લીગની સભામાં ભાષણ કરતાં કહેલું: "મેં આ નિમન્ત્રણ સ્વીકાર્યું ત્યારે મારો ઇરાદો આજે તમારી આગળ મેં ઈંગ્લંડમાં જે કંઈ જોયું તે વિષે બોલવાનો હતો. પણ હિંદને કિનારે પગ મૂકતાં અહીંની પરિસ્થિતિ વિષે મેં જે ચોંકાવનારી ખબરો સાંભળી તેને લીધે મારી યોજનાઓ ઊંધી વળી ગઈ છે. ઈંગ્લંડ અને યુરોપમાં મેં જે કંઈ જોયું તેમાંની ઘણી વાતો વિષે તમારી આગળ તેમજ મહાસભાની આગળ બોલવાની મારી ઈચ્છા હતી. એ ચિત્રને જેમ ઊજળી બાજુ છે તેમ કાળી બાજુ પણ છે. ત્યાં મેં કેટલીક વસ્તુઓ એવી જોઈ જેમાંથી મને આશા સેવવાને પૂરેપૂરૂં કારણ મળેલું. સાથે ત્યાં એવી પણ વસ્તુઓ હતી જેમાંથી મને કંઈ આશા ન ઊપજી."

આમ કહીને તેમણે એ યાત્રાના પોતાના અનુભવનો સાર ટૂંકામાં આપી દીધો. ને કહ્યું: "હું તમને ખાતરી આપવા માગું છું કે લંડનમાં, ઈંગ્લંડમાં કે યુરોપમાં હું જ્યાં જ્યાં ગયો ત્યાં બધે મારા પર અતિશય પ્રેમની વૃષ્ટિ કરવામાં આવી; ને મને લાગ્યું કે 'પૂર્વ અને પશ્ચિમ કદી મળવાનાં નથી' એમ જે અંગ્રેજ કવિ કિપલિંગે કહ્યું છે તેમાં જરાયે સત્ય નથી. ઈંગ્લંડ અને યુરોપમાં હું જે ત્રણ મહિના રહ્યો તે દરમ્યાન મને એવો એકે અનુભવ થયાનું યાદ નથી જેને લીધે મને એમ માનવાનું મન થાય કે આખરે તો પૂર્વ એ પૂર્વ અને પશ્ચિમ એ પશ્ચિમ છે. ઊલટું મને તો પહેલાં કદી નહોતી એવી દૃઢ પ્રતીતિ થઈ છે કે દેશ ભલેને ગમે તે હોય, પણ મનુષ્યનો સ્વભાવ તો સર્વત્ર એકજ પ્રકારનો છે; ને આપણે જો માણસો જોડે વિશ્વાસ અને પ્રેમથી વર્તીએ, તો આપણને બદલામાં દસગણો વિશ્વાસ ને હજારગણો પ્રેમ મળી રહે છે.

"મહાસભાની માગણીની દૃષ્ટિએ મેં ગોળમેજી પરિષદમાંથી કશું મેળવ્યું છે એમ મારાથી કહી શકાય એમ નથી. છતાં ઈંગ્લંડની મારી મુલાકાત એળે ગઈ છે એમ હું માનતો નથી. ઊલટું મને તો લાગે છે કે હું આ અનુભવમાંથી પસાર થઈ શક્યો એ સારૂં થયું. જાહેર સવાલોમાં હું જે રીતે ગયાં ત્રીસ વરસથી કામ લેતો

આવ્યો છું તે રીત કેટલી કાર્યસાધક છે તેની એક વધુ કસોટી કરવાની તક આ પ્રવાસથી મને મળી છે. હું એટલું તો કહી શકું છું કે બ્રિટિશ પ્રધાનો મારી કલ્પના પ્રમાણેનું હિંદી દૃષ્ટિબિન્દુ સમજી ન શક્યા, છતાં હિન્દની પરિસ્થિતિ સમજવાનો પ્રમાણિક પ્રયત્ન તેમણે કર્યો એમાં શંકા નથી. હું અહીં એટલું પ્રમાણપત્ર આપવા ઈચ્છું છું કે મને જે જે પ્રધાનોને મળવાનો લાભ મળ્યો તે સહુમાં મેં ભારતમન્ત્રીને પ્રમાણિક ને નિખાલસ દિલના અંગ્રેજ ભાળ્યા. એમના મનમાં ઊંડે ઊંડે શું ભરેલું હતું તે સમજતાં મને જરાયે મુસીબત ન પડી. મેં જેટલીવાર એમની મુલાકાત લીધી. તે દરેક પ્રસંગે હું એમની વધારે નજીક આવ્યો; અને અમે સારામાં સારા મિત્રો તરીકે છૂટા પડયા. એવી જ મિત્રતા મારે બીજા બધા પ્રધાનો સાથે બંધાઈ."

વિલાયતમાં ગાંધીજીને મળેલી વ્યકિતઓમાંની કેટલીકે તે વેળાનાં પોતાના સ્મરણો નોંધીને પ્રસિદ્ધ કરેલાં. તેમાંથી ડૉ. હોમ્સનું ભાષણ અને શ્રીમતી એગેથા હેરીસનનો લેખ બે આ પુસ્તકનાં પરિશિષ્ટરૂપે ઉતાર્યા છે, તે શ્રીમતી લેસ્ટરનાં પ્રસંગવર્ણનોમાં પૂર્તિ કરનારાં થઈ પડશે. શ્રી. પ્યારેલાલજીએ મારે વિષેની મમતાથી પ્રેરાઈને પ્રસ્તાવના લખી આપી છે તેમાં પણ કેટલાક પ્રસંગો વર્ણવ્યા છે. આવાં લખાણોના અનુવાદ કરવાની તક મળવી એ પણ અનુવાદકને માટે આનન્દનો વિષય છે. એનું વાચન આપણને એ ઐતિહાસિક દિવસોની યાદ કરાવે છે. આશા છે કે વાચકોને તે રુચિકર થઈ પડશે.

વડોદરા, ૪–૯–૪૫

**ચંદ્રશંકર પ્રાણશંકર શુક્લ**

# અનુક્રમણિકા

નેતાઓના પરિચય કરતાં ઘણો વધારે લાભકારક આમવર્ગના પરિચયને હું ગણું છું. જ્યાં મેં ઉતારો કર્યો ત્યાં ન કરત તો આ પરિચય ન જ મળી શકત. એટલે મ્યુરીએલ લેસ્ટરના આશ્રમમાં ઉતારો થયો તેને હું ઈશ્વરદત્ત બક્ષીસ સમજું છું. એ આશ્રમ ગરીબોના લત્તામાં અને તેમની સેવાને અર્થે સ્થપાયું છે. તેની રચના પણ તે કાર્યને રુચતી છે. તેના ખૂણેખૂણાનો ઉપયોગ તેને જ સારુ થાય છે. આશ્રમવાસીઓ પોતે ગરીબી સ્વીકારીને રહે છે. ઓછામાં ઓછા રાચરચીલાથી તેઓ પોતાનો નિર્વાહ કરે છે. જણદીઠ વર્ષનું ખર્ચ પાંસઠ પાઉંડ આવે છે. આ ખર્ચ ઈંગ્લંડની રહેણીના પ્રમાણમાં ઘણું જ ઓછું ગણાય. શ્રીમતી મ્યુરીએલ લેસ્ટર પોતે મધ્યમ વર્ગના ધનિક કુટુંબનાં દીકરી છે. પણ તેમણે અને તેમનાં બહેન ડોરીસે વડીલોની સંમતિથી સેવાને અર્થે ભેખ લીધો. તેમના પિતાએ તેમને સારુ મૂકેલી રકમ પણ તેમણે આ સંસ્થાને અર્પણ કરી. ને હવે તે પોતે પણ પોતાનાં બીજાં સાથીઓની જેમ જ રહે છે. આવી સંસ્થામાં મારું રહેવું મને તો પ્રસાદીરૂપ થઈ પડ્યું. મારા આમ રહેવાથી પ્રતિનિધિ તરીકેની મારી પ્રતિષ્ઠાને કશો ધક્કો ન લાગ્યો, એટલું જ નહીં પણ કદાચ પ્રતિષ્ઠા વધી. તે સ્થળની આસપાસ રહેતાં ગરીબોનાં હૃદયમાં હું પ્રવેશ કરી શક્યો. તેમના પ્રેમમાં ને હિંદુસ્તાનમાં જે પ્રેમ હું અનુભવું છું તેમાં હું ભેદ ન જોઈ શક્યો. જેવાં ટોળાં દેશમાં મારી આસપાસ પ્રેમને વશ થઈ વીંટળાય છે તેવાં જ લગભગ ત્યાં વીંટળાઈ જતાં. આમાં બાળકોનો પણ એવો જ સમાવેશ થાય છે. એક વખત બાળકોથી વીંટળાયેલો હું બેઠો હતો ત્યારે મેં સત્યાગ્રહ આશ્રમનાં બાળકો ને આ બાળકો વચ્ચે ભેદ ન ભાળ્યો. તેમના પ્રશ્નોની ચતુરતા મને બહુ ગમી. પૂર્વ પશ્ચિમ વચ્ચેનો ભેદ જો મારામાં ક્યાંય રહ્યો હશે તો તે ભૂંસાઈ ગયો. મનુષ્યે બાંધેલા વાડાઓ ખોટા છે એ વાત વધારે સ્પષ્ટ થઈ.

નવજીવન, ૩–૧–૩૨ ગાંધીજી

૧

# કિંગ્સલી હૉલનું નિમન્ત્રણ

૧૯૩૧માં ગાંધીજી વિલાયત આવ્યા ત્યારે અમારા કિંગ્સલી હૉલમાં રહ્યા હતા. કિંગ્સલી હૉલ એ લંડનના પૂર્વ ભાગમાં આવેલા મોટા ઔદ્યોગિક લત્તાની વચ્ચોવચ આવેલું સેવાકેન્દ્ર, અથવા કહો કે આશ્રમ, છે. મોટે ભાગે પડોશમાં રહેતા લોકો જાતે જ તે ચલાવે છે; ને તેની વાટે પોતાનાં શિક્ષણ, સામાજિક કલ્યાણ, ને આત્મવિકાસમાં સ્વપ્રયત્ન વડે વૃદ્ધિ કરવા મથે છે. દસ સ્વયંસેવકો આખો વખત કામ કરનારા છે. એ કામના બદલામાં તેમને જમવાનું, અઠવાડિયે સાત શિલિંગ, ને રહેવા માટે પહેલા માળની અગાસી પર આવેલી ઓરડીઓમાંની એક ઓરડી, એટલું મળે છે. તેઓ ધર્મ, વર્ગ ને રાષ્ટ્રના ભેદભાવ ભૂલીને એકસાથે રાંધવાનું, વ્યવસ્થાનું, સફાઈનું, ભણાવવાનું, વાળઝૂડનું ને પ્રાર્થનાનું કામ કરે છે. ઇસુ ખ્રિસ્તે ઈશ્વરનું સાંનિધ્ય અનુભવવાનો જે માર્ગ બતાવ્યો તેનું અનુશીલન કિંગ્સલી હૉલમાં થાય છે એમાં જ એનું બળ રહેલું છે. કિંગ્સલી હૉલનાં ને ગાંધીજીના આશ્રમનાં આદર્શો ને આકાંક્ષાઓમાં ઘણું સામ્ય રહેલું છે.

ગાંધીજીના આશ્રમનો મને અનુભવ હતો. એટલે મને શરૂઆતથી પૂરી ખાતરી હતી કે તેઓ લંડનમાં બીજે ક્યાંય રહે એના કરતાં અહીં આ લત્તામાં રહેશે તો તેમના મનને વધારે ગોઠશે. એટલે, તેઓ ગોળમેજી પરિષદ માટે આવે છે એમ સાંભળતાંવેંત મેં તેમને કિંગ્સલી હૉલમાં રહેવાનું નિમન્ત્રણ મોકલ્યું. તેમણે જવાબમાં લખ્યું: "બેશક બીજી કોઈ જગાના કરતાં કિંગ્સલી હૉલમાં રહેવું મને તો વધારે ગમે. પણ કદાચ કોઈક સ્વાગત મંડળ લંડનમાં મારા રહેવાની ગોઠવણ કરતું હશે. એમના નિર્ણયનું ઉલ્લંઘન મારાથી નહીં કરી શકાય. એટલે મારી તમને સલાહ એ છે કે તમે એમને

તરત જ મળો ને એમને આ કાગળ બતાવો. હું એમના હાથમાં છું." આ કાગળ મળ્યા પછી મેં એક કલાક પણ ન ગુમાવ્યો. હું સીધી મિ. હેનરી પોલાકની ઑફીસે ગઈ, ને મારા નિમન્ત્રણની વાત તેમને કાને નાખી.

મિ. પોલાક કહે: "હા, પણ એ તો અશક્ય છે. વેસ્ટમિન્સ્ટર ને સેંટ જેમ્સના મહેલથી આટલે બધે દૂર રહેવામાં અગવડ કેટલી પડે એનો વિચાર કરો. એમને ત્યાં રહેવામાં આનન્દ આવે એમાં તો જરાયે શક નહીં; ને એમને માટે તો રહેવાની જગા એ જ યોગ્ય ગણાય એ પણ સાચું; પણ એનો તો વિચાર જ કરી શકાય એમ નથી."

ભોગજોગે મિ. ઍંડ્રુઝ પણ મિ. પોલાકની ઑફીસમાં હતા. તેમને તે દિવસે સવારે ગાંધીજી તરફથી લગભગ મારા જેવો જ કાગળ મળેલો. એટલે તેઓ કહે: "એમના મનને બીજી કોઈ જગા કરતાં બોમાં ઘણું વધારે સુખ રહેશે એ તો હું જાણું છું. પણ કામકાજના મુખ્ય મથકથી આટલે બધે દૂર રહેવું એમને કેમ પોસાય એ હું ખરેખર સમજી શકતો નથી."

બંને જણે મને ખુરસી પર બેસવાનું કહ્યું, પણ હું બેઠી નહીં. મને ખબર હતી કે મારે અડીખમ ઊભી રહીને ભારે લડત ચલાવવી પડશે. કેવળ પરિષદની સફળતાનો જ વિચાર કરનાર માણસના જેવા તટસ્થ અવાજે બોલવાનો પ્રયત્ન કરીને મેં કહ્યું: "મિ. પોલાક, બેશક તમે જે કહો છો તેની હું ના નથી પાડતી. તેઓ અમારે ત્યાં આવીને રહે એમ હું ઇચ્છું છું. અમારા બોના લોકો ગાંધીજીને ઓળખે તો એ લોકોને લાભ થાય, ને ગાંધીજીની પરોણાગત કરવામાં અમને આનન્દ આવે. મારો આટલો આગ્રહ છે એ દેખીતું છે. પણ, એથી સ્વતન્ત્ર રીતે, મારા મનમાં તો એવી સ્પષ્ટ ને પૂરી ખાતરી છે કે ગાંધીજી લંડનના પૂર્વ ભાગમાં રહે એ તેમને માટે ને તેમના કાર્યને માટે ઉત્તમ વસ્તુ છે. ગરીબાઈને વિષે તેમના વિચારો કેવા છે તે સહુ જાણે છે. તેમને લંડન આવવું પડે છે એટલા જ કારણસર તેઓ એ વિચારો છોડી દેવા તૈયાર થાય છે, એવો આભાસ સુદ્ધાં ન થવો જોઈએ. અહીં આપણામાંથી કેટલાંક કંઈક અંશે એમના જેવો રોજનો જીવનક્રમ પાળવા મથીએ છીએ. એવે વખતે, તેઓ પશ્ચિમમાં આવે છે એટલા માટે એમણે પોતાની રહેણી શા માટે બદલવી જોઈએ? ગોળમેજી પરિષદ હિંદના

ઇતિહાસમાં નવા યુગનો આરંભ કરવાની છે એવી આશા આપણને છે. તે વેળા, હિંદના મુખ્ય પ્રતિનિધિ પરદેશોના એલચીઓ ને પ્રતિનિધિઓને માટે જીવનનો નવો રસ્તો શરૂ કરી બતાવે એ ઉચિત નથી ? ઘણાં વરસ થયાં શસ્ત્રસંન્યાસ અને બીજા વિષયોની પરિષદ પછી પરિષદ મળે છે, રોજેરોજ સભાઓ ભરે છે, ને પછી નહીંજેવી સિદ્ધિ મેળવીને વિખેરાઈ જાય છે, એ આપણે જોતાં આવ્યાં નથી ? એનું કારણ એ પરિષદોમાં પ્રવર્તતું કૃત્રિમતાનું વાતાવરણ તો કદાચ નહીં હોય ? ખુદ એના સભ્યોને જ ડૉરચેસ્ટર હાઉસ કે સેવોય હોટેલ જેવા સાવ કૃત્રિમ વાતાવરણમાં ઝોંસ્યા હોય ત્યાં બીજું થાય પણ શું ? હવે એમાં નવો ચીલો પાડવાનો સમય નથી આવ્યો ? ગમે તેમ પણ હિંદના ગરીબમાં ગરીબ લોકોના પ્રતિનિધિ લંડનના ગરીબમાં ગરીબ લોકોની વચ્ચે રહે એના કરતાં વધારે યોગ્ય વસ્તુ શી હોઈ શકે ?"

મારો સપાટો સાંભળી મિ. પોલાક સહેજ હસ્યા, ને કહેવા લાગ્યા : "તમારી વાત હું પૂરેપૂરી કબૂલ કરું છું. પણ આપણે વહેવારુ બનવું જોઈએ. એમની તબિયતનો વિચાર કરવો જોઈએ."

મેં એમને ખાતરી આપતાં કહ્યું : "હા, એટલા માટે જ તો હું આ સૂચના કરું છું. લંડનના પશ્ચિમ ભાગમાં હવા વાસી ને ઘણી વપરાયેલી હોય છે, ને તેમાં પેટ્રોલનો ધુમાડો ભારોભાર ભરેલો હોય છે. ઊંચાં ઊંચાં મકાનો પવનની લહેરોને શેરીઓમાં આવતી રોકે છે. બોમાં હવા ઘણી વધારે ચોખ્ખી, ને ઘણી વધારે સ્ફૂર્તિદાયક છે. અમારે ત્યાં નદી પરથી પવનની લહેરો આવે છે. નિષ્ણાતોએ પૂર્વ લંડનની હવા ઘણીવાર તપાસી છે, ને જાહેર કર્યું છે કે પશ્ચિમ લંડનના કરતાં ત્યાંની હવા સારી છે. તમને એની ખબર નહોતી, મિ. પોલાક ?"

"ના, નહોતી," તેમણે હસતાં હસતાં કબૂલ કર્યું.

"પણ એ સાચી વાત છે. અમે ટ્યૂબ ટ્રેન (જમીનની નીચે ચાલતી ટ્રેન) માંથી નીકળીને બોના અમારા સરસ પહોળા રસ્તા પર આવીએ છીએ ત્યાં એ ફરક દેખાઈ આવે છે. અમારી લગભગ બધી નાની શેરીઓ પર ઝાડ વાવેલાં છે. અમારે ત્યાં સરસ અગાસી છે, ત્યાં ગાંધીજી સૂઈ શકશે, ને જેટલો તડકો પડતો હશે તે બધો તેમને મળી શકશે. તમે તો આફ્રિકામાં

લાંબો વખત એમની સાથે રહ્યા છો. એટલે તમે જાણો છો કે નોકરોથી ને મધ્યમ વર્ગના ઘરની બીજી બધી સગવડોથી એમને કેટલી બધી બેચેની ને અકળામણ થશે. તેઓ સવારે વહેલા પ્રાર્થના કરે ત્યારે આજુબાજુના લોકો અકળાય, નવાઈ પામે, ને મૂઢ જેવા જોઈ રહે, એમ તો આપણે ન જ ઇચ્છીએ. અમારે ત્યાં તો, ગાંધીજી હોય કે ન હોય તોયે, પરોઢિયે જે પ્રાર્થના થાય છે તે થયાં કરવાની. એમના આવવાથી અમારે અમારો કાર્યક્રમ ઝાઝો બદલવો નહીં પડે. અમારું સામાન્ય જીવન તો ચાલ્યાં કરશે. એમને ત્યાં બહુ જ ગોઠી જશે. રોજ રાતે ઘેર જતાં ચાળીસ મીનીટને બદલે દસ મીનીટ મોટરમાં બેસવું પડે એટલો લાભ મેળવવા કરતાં, મનમાં જરા પણ વિસંવાદ ન થવા દેવો એ વધારે સારું નહીં? ગાંધીજી લંડનના બીજા કોઈ ભાગના કરતાં બોમાં વધારે સુખથી રહેશે ને એમની તબિયત પણ ત્યાં વધારે સચવાશે, એ વિષે મને અત્યારે જેટલી ખાતરી છે તેના કરતાં વધારે ખાતરી જિંદગીમાં કશી વાતની નહોતી."

મિ. પોલાક કહે: "તમને વકીલાત બહુ સરસ આવડે છે, મિસ લેસ્ટર, પણ મારે તમને હજુ સાફ કહેવું જોઈએ કે એ વસ્તુ અશક્ય છે."

પણ મારા અંતરે મને ખાતરી આપી કે હું જીતી હતી.

તે પછીનાં થોડાં અઠવાડિયાંમાં ગાંધીજીના અનેક હિન્દી તેમજ અંગ્રેજ મિત્રો કિંગ્સલી હૉલની મુલાકાતે આવી ગયા. અમે દરેક જણને તેનો મત પૂછતાં: "તમે માનો છો ગાંધીજી અહીં રહેવા આવશે?"

"મને આશા તો છે," એવો વિવેકનો ઉત્તર સામાન્ય રીતે મળતો. પણ જેઓ ગાંધીજીને વધારેમાં વધારે જાણતા હતા તેઓ તો કહેતા: "મારી તો ખાતરી છે કે જરૂર આવશે."

ત્રણ જુદા જુદા ધર્મના સાધુ અમને મળવા આવ્યા. પહેલા ખ્રિસ્તી, બીજા બૌદ્ધ, ને ત્રીજા હિંદુ હતા. સહુએ ઈશ્વરને અર્પેલા હૃદય ને જીવનના નિદર્શક ગેરુઆ રંગનાં વસ્ત્ર ધારણ કર્યાં હતાં. એમની બોલવાની શાન્ત રીત, એમની સૌમ્ય ગૌરવશીલ હાલચાલ, ને એમની સ્વસ્થ રીતભાત જોઈને બોના લોકોને બહુ મજા પડી. તેમને ભાષણ કરવાનું કહેવામાં આવેલું ત્યારે તેમણે પહેલાં તો થોડી વાર મૌન ધારણ કરેલું. એ મૌનને લીધે શ્રોતાઓનાં

મનમાં પણ ઈશ્વરી શાન્તિ વ્યાપતી હોય એમ દેખાયેલું. એમાંના ખ્રિસ્તી સાધુ અમારી સાથે અઠવાડિયું રહ્યા, ને તેમણે ત્યાંના રહેવાસીઓ પર ભારે છાપ પાડી.

એક દિવસ હૅમ્પસ્ટેડમાં આવેલા આર્યભવનમાંથી પંડિત માલવીયજીના દીકરા તેમનાં બાળકો સાથે કિંગ્સલી હૉલની તપાસ કરવા આવ્યા. તેમણે ગાંધીજીની સુખસગવડને વિષે અનેક સૂચનાઓ કરી. એનાં છોકરાં એમની મોટરને ઘેરી વળ્યાં. આજ પહેલાં તેમણે હિંદનાં ઘણાં સ્ત્રીપુરુષોને જોયાં હતાં, પણ હિન્દી બાળકોને કદી જોયાં નહોતાં. છોકરાંઓને બહુ મજા પડી, ને તેમણે શોરબકોર કરી મૂક્યો. પાછળથી એમણે મને કહ્યું: "એ લોકો બહુ જ સારાં હતાં, બહેન."

મેં કહ્યું: "હા. પણ તમારે સંભાળ રાખવી જોઈએ. હિંદી લોકો મોટરમાં આવે ત્યારે શોર ન મચાવાય. તમે આટલાં બધાં મોટરને ઘેરી વળ્યાં, મોટરના પાટિયા પર ચડી ગયાં ને એની બારીઓમાં ડોકિયાં કરવા લાગ્યાં, એ જોઈને એ બાળકો બહુ અકળાયાં હશે."

"ના, ના, બહેન, નહોતાં અકળાયાં. એ તો હસતાં હતાં."

મેં એક સૂચના એમની આગળ મૂકી: "જે હિંદીઓ અહીં આવે તેમની આગતાસ્વાગતા કરવા માટે, ને તેમના રીતરિવાજ કેવા હોય છે એ આપણે ત્યાંનાં જે છોકરાછોકરી ન જાણતાં હોય તેમને સમજાવવા માટે, આપણે ત્યાંના છોકરાઓનું એક અંગરક્ષક દળ ઊભું કર્યું હોય તો કેવું?"

"એ શું, બહેન?"

"જુઓ, હિંદુસ્તાનમાં ગાંધીજી જ્યાં જ્યાં જાય છે ત્યાં બધે લોકો ટોળે તો વળે છે; પણ તે જગાએ તેઓ કદી એકબીજાની જોડે હાથ મિલાવતા નથી."

"ખરેખર, બહેન?"

"હા. એને બદલે એ લોકો આમ કરે છે," કહી મેં હાથ જોડીને નમસ્કાર કરી બતાવ્યા. "હિંદુસ્તાનમાં હાથ ગરમ ને ચીકણા થઈ જાય, એટલે આ રીત વધારે સારી છે. વળી લોકો ગાંધીજીની આસપાસ ભેગા તો

થાય છે, પણ શાન્ત રહે છે. ત્રણસો કે ચારસો માણસોને, ગાંધીજીનું સહેજ દર્શન કરવા મળે એ માટે, કલાકો સુધી ઊભા રહેલા મેં જોયા છે. પણ એ લોકો ત્યાં છે એની તમને ખબર ન પડત; એવા ચૂપચાપ તેઓ ઊભા રહ્યા હતા."

"ઊ–ઊ–ઊ!" એક બાળકે ભારે શંકાપૂર્વક કહ્યું. પણ બાકીનાં બાળકો ચમકભરી આંખે, ને એકાગ્ર ચિત્તે, નમૂનેદાર શાન્તિ ધારણ કરીને ઊભાં હતાં.

"તમને ગાંધીજી (મિ. ગાંધી) ગમશે?" મેં કહ્યું. "એમને બાળકો બહુ વહાલાં છે."

"બહેન, કેવી રીતે બોલાય એમનું નામ?"

મેં એમને બને એટલો સારામાં સારો ઉચ્ચાર આપ્યો, ને હું ચાલી આવી. મેં કહેલું નામ વિચારપૂર્વક ને શાન્તિથી મનમાં ગોખતાં ગોખતાં તેઓ વિખેરાઈ ગયાં.

## ૨

## છાપાંવાળાનાં પરાક્રમ

"મિ. ગાંધીની દુનિયામાં સમાચારની દૃષ્ટિએ ભારેમાં ભારે કિંમત છે—એકલા શાહજાદા જ એમનાથી ચડે." લંડનના ફ્લીટ સ્ટ્રીટ (વર્તમાન-પત્રોની ઑફીસોનો લત્તો)માં આવી વાત ચાલી હતી. અને હવે કિંગ્સલી હૉલને એ સોનાની વૃષ્ટિમાંથી થોડોક ભાગ મેળવવાની તક આપવા માટે ધમાલ ચાલી રહી હતી. હૃષ્ટપુષ્ટ ને કદાવર સદ્‌ગૃહસ્થો મને મળવા આવે, ને મને કહે કે "ગાંધીજીની મુલાકાતને લગતા સમાચારના સર્વ હક અમારી કંપનીને આપો, તો એમાંથી થનારા નફામાં તમારો અડધો ભાગ રાખીએ." બીજા આવીને એટલું જ કહેતા કે "એ હક તમે અમારી કંપનીને આપો;"—બેશક મારા તરફથી તેમની કંપનીને મફતની ભેટ તરીકે જ!

સિનેમાવાળા લોકો, ગ્રામોફોન કંપનીઓવાળા, ને ફોટોગ્રાફરોની અખંડ ધારા મને મળવાને આવવા લાગી. હું જ્યાં હોઉં ત્યાં—કેટલીકવાર તો દેશના

છેક અંદરના ભાગમાં—મારા પર તારોનો વરસાદ વરસવા લાગ્યો, ફોન પર ફોન આવવા લાગ્યા, ને લોકો મને ખોળીખોળીને મળવા આવવા લાગ્યા. ગાંધીજી માર્સેલ્સ બંદરે ઊતરે તે વેળા તેમની આગળ ધરવાને પરિચયના થોડાક શબ્દો મારી પાસે લખાવવાને એક માણસે તો મારો પીછો જ પકડ્યો. તેણે માર્સેલ્સની ટિકિટ લઈ રાખેલી હતી, ને હું જો એને માટે આટલું કરું તો એ નોટપેપરના ટુકડાના સો પાઉંડ મને મળે એમ હતું.

" પણ હું મારા મહેમાનને વેચી કેમ શકું ? " મેં પૂછ્યું.

ઘણાં અઠવાડિયાં લગી મારી પાછળ પાછળ ભમ્યા પછી, ને અમારી વચ્ચે અનેકવાર લાંબી વાતચીતો થયા પછી, તેને મારા જક્કીપણાની પૂરી ખાતરી થઈ. છેક છેવટે તેણે કહ્યું: "જુઓ, મીસ લેસ્ટર, અમારી આ વેપારની યોજનામાં મિ. ગાંધી રસ લે એવું કરવાને તમે જો અમારી વતી બનતો પ્રયત્ન કરશો તો—તમે વચન આપો યા ન આપો, ને તમને સફળતા મળે કે નિષ્ફળતા મળે પણ—અમારી કંપની તમારા હૉલને સો પાઉંડ આપશે. "

આ અદ્‌ભુત વચનોમાંનું એકે સાચું ન પડ્યું. પણ આ મુલાકાતોથી પહેલાં તો મને બહુ રમૂજ પડી; ને મને થયું કે આ એક સારી તક છે; એનો લાભ લઈને ગાંધીજીની થોડીક ફિલસૂફી અંગ્રેજ લોકોને સમજાવી શકાશે; તેમની કલ્પનાશક્તિને જરા સતેજ બનાવી શકાશે; તેમને હિંદની પરિસ્થિતિની કંઈક સૂઝ પાડી શકાશે; અને આગળ પર જે મોટું કામ કરવાનું પડ્યું છે—જે છત્રીસ કરોડ લોકોને માટે તેઓ આજે જવાબદાર છે, ને જેમની આકાંક્ષાઓ વિષે ઘણાને કશી જ ખબર નથી, તેમના ભાવિને વિષે તેમણે નિર્ણય કરવાનો છે—તેને વિષે તેમનાં મનને કંઈક કેળવી શકાશે. પણ થોડાંક અઠવાડિયાં પછી મેં એ વિચાર માંડી વાળ્યો.

સિનેમાવાળા લોકો જે સામાન લઈ આવ્યા તે જોઈને અમારું કુતૂહલ બહુ જાગૃત થયું. ત્રણ જુદે જુદે વખતે કિંગ્સલી હૉલની ફિલમ લેવામાં આવી. એ કામમાં એમને મદદ કરવી એ અનુભવ અમારા આશ્રમના માણસો માટે, તેમજ કોઈ બેકાર માણસ તે વેળા સંજોગવશાત્ ત્યાં હોય તેને માટે, રોમાંચ ઉત્પન્ન કરે એવો હતો. હું મારી ઓરડીના

બારણા પાસે ઊભી હોઉં, ટેલીફોન ન હોય, ધ્વનિવર્ધક પાસે ન હોય, ને છતાં કોકનો શાન્ત ને પરિચિત અવાજ સંભળાય : "તમે હમણાં જે કહ્યું, મીસ લેસ્ટર, તે બહુ જ સુંદર ને સ્પષ્ટ સંભળાય છે. એ ફરી કહેશો? તમને હરકત છે કંઈ કહેવાને?"—આ અનુભવ ચમત્કાર જેવો જ ગણાય.

જાહેરાતના પ્રચારને લીધે જેવા કજિયા હંમેશાં થાય છે એવા આ પ્રસંગે પણ થયા. એકવાર અમારા બે માણસો ભોંય પર બેઠા હતા, ને અમે વેદી આગળ મૂકીએ છીએ તે પીતળના લોટા ને વાસણ માંજતા હતા; તેનું ચિત્ર પેલાઓએ લીધું, ને એનું આવું ખોટું વર્ણન આપ્યું : "આ ચિત્રમાં મીસ લેસ્ટરના કેટલાક મદદનીશો મિ. ગાંધીના સ્વાગત માટે તૈયારી કરે છે." મારું અભિમાન ઘવાયું; કેમકે મહિના પહેલાંથી પીતળનાં વાસણ માંજવાં એને સારી ગૃહવ્યવસ્થા ભાગ્યે જ કહી શકાય. વળી અમારું જે રોજનું સામાન્ય ઘરકામ હતું તેને પેલાઓએ મહેમાન માટેની જબરદસ્ત તૈયારીરૂપે વર્ણવ્યું એની સામે પણ મેં વાંધો ઉઠાવ્યો.

પોતાનું ચિત્ર સિનેમાના પડદા પર જોવું એ વિચિત્ર અનુભવ હતો, પણ પોતાની વાણી સાંભળવી એ તો એના કરતાં ઘણું જ અસાધારણ હતું. મારો અવાજ આવો સંભળાતો હશે એનો મને બિલકુલ ખ્યાલ નહોતો. 'ઓહો, હવે આપણે પેલી લેસ્ટર બાઈને સાંભળવાની છે,' એવું કોઈ પાછળની હારમાંથી ખિજાયેલે અવાજે બોલી ઊઠે એ સાંભળતાં પણ ચીડ ચડે એવું હતું.

પૂછપરછ કરનારા કુતૂહલવાળા માણસોનો રાફડો ફાટ્યો હતો. દરેક છાપાવાળો એકલા પોતાના તરફ જ મારું ધ્યાન જાય, હું તેની એકલાની જ વાત સાંભળું, તેની એકલાની જોડે જ વાત કરું, ગાંધીજી વિષે હું જે જાણતી હોઉં તે તેને જ કહું, એને માટે પડાપડી કરતો. છતાં એ લોકોનાં છાપાંમાં તો સાવ અપ્રસ્તુત ને અપ્રાસંગિક વાતો સિવાય બીજું ભાગ્યે જ કંઈ પ્રસિદ્ધ થતું દેખાતું. લેખો તો સારી પેઠે લાંબા આવતા. પત્રકારોની ને મારી વચ્ચે થયેલી વાતચીતોના હેવાલોથી જે કાગળ ભરાતા તેનું માપ ઇંચથી નહીં પણ ફૂટથી જ નીકળે એમ હતું. છતાં મારા મહેમાન વિષે કે હિંદ વિષે કંઈ માહિતી એમાં આપેલી જોવાની મારી આશા નિષ્ફળ જતી. ગાંધીજીને

વિષે જે કંઈ લખાતું તેમાંનો મોટો ભાગ સાવ દમ વિનાનો હતો — એ સારો પૌષ્ટિક ખોરાક નહીં પણ નર્યું ભૂસું હતું એમ જ કહી શકાય. બ્રિટિશ પ્રજા રોજ શ્રમ વેઠીને ગાંધીજીને વિષે અડધુંએક કૉલમ વાંચતી, ને છતાં તેમને વિષે કશું જ જાણવા પામતી નહીં. અમારા પૂર્વ ભાગના એક માણસે આ પરિસ્થિતિનો સાર એક જ વાક્યમાં આપતાં કહેલું: “છાપાંવાળા મહિનાઓ થયાં લગભગ રોજ ગાંધીજીને વિષે કંઈક ને કંઈક છાપે છે; પણ ગાંધીજી કચ્છ પહેરે છે ને બકરીનું દૂધ પીએ છે એ સિવાય તેમને વિષે એ લોકોએ આપણને કશું જ કહ્યું નથી.”

આ બે હકીકતોને પણ એવું પૂરેપૂરું વિકૃત રૂપ આપવામાં આવતું કે એથી લોકોને સાચી માહિતી મળવાને બદલે તેમના મનમાં અવળા જ ખ્યાલો પેદા થતા. એ વર્ણનો પરથી સામાન્યપણે એવો ખ્યાલ આવતો કે કચ્છ પહેરવાથી માણસ અર્ધનગ્ન રહેતો હશે; જ્યારે વસ્તુતઃ ગાંધીજીને જોનાર કોઈ માણસ તો જોઈને આશ્ચર્ય પામે કે તેમની સભ્યતા કચ્છથી કેવી પૂરેપૂરી જળવાય છે. તેમનો કચ્છ ને તેમની બારીક વણાટની કાશ્મીરી શાલ ટાઢની સામે ગમે તેવાં સારાં વેતરેલાં કોટપાટલૂનના જેટલું જ રક્ષણ આપતાં દેખાતાં હતાં.

બકરીઓનો વિષય તો અમારે કિંગ્સલી હૉલમાં કાયમના વિનોદનું સાધન થઈ પડ્યો. અમે સાંભળવા લાગ્યાં કે મહાત્માજીના ખાસ ઉપયોગને માટે બકરીઓનું ખાસું એક ટોળું અમારી અગાસી પર બંધાવાનું છે, ને બકરીઓ દોવાય એ જોઈ રહેવાનું એમને ગમે છે! બીજાં ઘણાં બેવકૂફી-ભરેલાં જૂઠાણાં છાપાંમાં આવવા લાગ્યાં. એમાં આશય ગાંધીજીને એક અહંકારી, અમરંગી ને વિચિત્ર માણસ આલેખવાનો હતો. ખરેખાત તો અમે જોયું કે તેઓ દૂધ મળે કે લિંબુનો રસ મળે તોયે સરખા રાજી થાય છે; ને તેઓ જે દેશમાં ગયેલા હોય તે દેશમાં સામાન્ય રીતે પેદા થતી ચીજો કશી ધાંધલ વિના ખાવી તેમને ગમે છે. ફળની તાસક તેમની આગળ ધરવામાં આવે ત્યારે તેઓ પૂછતા: “આમાંનાં ક્યાં ફળ વિલાયતમાં જ પાકેલાં છે?” અને કોઈ સામ્રાજ્યવાદી પ્રચારક કે જાહેરાતદારના જેટલા ઉત્સાહથી એ જ ફળ લઈને તેઓ ખાતા.

છાપાંઓએ અમને બીજી એક ખોટી ખબર એ આપી કે 'રાજપૂતાના' આગબોટ પર પવિત્ર ગંગાજીમાંથી કાઢેલી એક ટન માટી આવે છે — એટલા માટે કે હિન્દુ નેતાઓ લંડનમાં રહે એટલો વખત, આસ્તિક લોકોને આશ્વાસન આપવા સારુ, એ માટીમાંથી મૂર્તિઓ બનાવી શકે ! !

છાપાંમાં આવતી આ પરીકથાઓની અખંડ ધારા પરથી એટલું તો પુરવાર થાય જ છે કે બ્રિટિશ છાપાંઓમાં કંઈ કલ્પનાશક્તિનો અભાવ નથી. તે જ પ્રમાણે કૉમ્યુનિસ્ટોમાં પણ કંઈ કલ્પનાશક્તિની ખોટ નહોતી, એ તેમણે છાપેલા ને પૂર્વ લંડનમાં છૂટથી વહેંચેલા એક ચોપાનિયામાંથી લીધેલા નીચેના ઉતારા પરથી પુરવાર થાય છે :

"ગાંધી, જેઓ સંત અને પવિત્ર પુરુષ હોવાનો ડોળ કરે છે, તેમને......હિંદી રાજાઓ, જમીનદારો ને મૂડીદારો પોતાના કાવાબાજ વાણોતર તરીકે વાપરે છે. તેઓ બ્રિટિશ સામ્રાજ્યવાદીઓ સાથે વધારે ગાઢ મિત્રતાનો સંબન્ધ બાંધવા, ને હિંદી મૂડીદારોને માટે વધારે હક્કો મેળવવા, અહીં આવે છે. તેમની આખી જિંદગી છેતરપિંડી કરવામાં જ ગઈ છે. તેમણે હંમેશાં અહિંસક હોવાનો ડોળ કર્યો છે, પણ તેમણે બ્રિટિશ મૂડીશાહીનાં તમામ યુદ્ધોમાં સક્રિય ભાગ લીધો છે......આ ગાંધી, લંડનના પૂર્વ ભાગમાં આવેલા કિંગ્સલી હૉલમાં મિત્ર ને મહેમાન તરીકે રહી, બ્રિટિશ મજૂરોની આંખમાં ધૂળ નાખવાનો પ્રયત્ન કરે છે. આ રીતે તેઓ મજૂરોના મિત્ર હોવાનો ડોળ કરે છે, પણ ખરેખાત તો તેઓ હિંદના મજૂરો ને ખેડૂતોના એક મોટામાં મોટા શત્રુ છે......પહેરણ ન પહેરવું, અને શાકભાજી ને બકરીના દૂધ પર રહેવું, એ એમની નાટકી ચાલબાજીથી અહીંનો મજૂર-વર્ગ આડો દોરવાઈ ન જાય એ જરૂરનું છે. એવી ચાલબાજી પૂર્વના મૂડીદારોનો સ્વાર્થ સાધવાના હેતુથી કરવામાં આવે છે."

'ચિલ્ડ્રન્સ ન્યૂસપેપરે' ગાંધીજીને 'બબૂચક' એ ઉપનામ આપ્યું. એ વાંચીને બાળકોનાં માબાપોને કદાચ બહુ સન્તોષ થયો હશે.

'ટ્રૂથ' નામના છાપાએ તેમને 'પાખંડી'ના બિરદથી નવાજ્યા; ને એક ઠેકાણે ભોજનમાં મેં એ છાપાના એક વાચકને આ ઉપનામનો પ્રચાર કરતો સાંભળ્યો.

હું ધારું છું કે લોકોએ છાપાં આટલી બધી નિયમિત રીતે વાંચેલાં તેને લીધે જ તેમને, ગાંધીજી ઇંગ્લંડ આવવાના છે એ સાંભળીને, ગભરાટ છૂટ્યો હોવો જોઈએ.

મારી ટપાલમાં હવે અજબ કાગળો આવવા લાગ્યા. "......દેશપ્રેમી તરીકે તમારાથી આ માણસને ઉતારો આપી જ કેમ શકાય? આપો તો શરમની વાત છે." "......તમને દેશનિકાલ કરવાં જોઈએ." "કોઈ અંગ્રેજ સ્ત્રી પોતાના ઘરમાં નાગા નીગ્રોને ઉતારો આપવાનો વિચાર જ કેમ કરી શકે છે એ મારી કલ્પનામાં નથી ઊતરતું." એક કાગળની શરૂઆત આ પ્રમાણે હતી: "પસ્તાઓ! ગાંધી જેવા ઘરડા અસુરને તમારાથી ઉતારો કેમ આપી શકાય? તમે એક અંગ્રેજ મહિલા—શાનો વિચાર કરતાં હશો?...કાળા લોકોને તેમની જગા ક્યાં છે તેની ખબર પડવી જોઈએ."

બેશક એટલા જ અજાણ્યા લોકો તરફથી સંખ્યાબંધ આનંદદાયક પત્રો પણ આવતા; તેમાં અમે આપેલા નિમન્ત્રણની સ્તુતિ આવતી. એક કાગળ એક સુવિખ્યાત અંગ્રેજ લેખકનો આવેલો, તેની સાથે ગાંધીજીની પરોણાગત માટે ફાળારૂપે ૫૦ પાઉંડનો ચેક બીડેલો હતો; જોકે એનું ખરચ તો આટલું બધું થવા પામ્યું જ નહીં.

પણ અમને સૌથી વધારે ગમ્યો તે કાગળ તો લૅંકેશાયરની એક કાપડની મિલના એક મજૂરનો હતો. તેનો મુખ્ય ભાગ નીચે આપ્યો છે.

"૧૮—સ્ટ્રીટ, ઍક્રિંગટન, લૅંકેશાયર
૧ લી જુલાઈ, ૧૯૩૧

"મને ખાતરી છે કે આ કાગળ તમને લખવાની છૂટ લેવા માટે તમે મને ક્ષમા કરશો. પણ તમે તે બહુ સંભાળથી વાંચી જશો ત્યારે તમે બરાબર સમજી શકશો કે હું મારા માનવબંધુઓની કંઈક સેવા કરવાનો પ્રામાણિક ને હાર્દિક પ્રયત્ન કરી રહ્યો છું. છાપાંમાં આવેલી ખબર પરથી હું માનું છું કે મિ. ગાંધી હિંદી પ્રજાના પ્રતિનિધિ તરીકે ઇંગ્લંડ આવશે ત્યારે ઘણું કરીને તમારા માનવંતા મહેમાન થશે. અને હું ખરા જિગરથી આશા ને વિશ્વાસ રાખું છું કે મિ. ગાંધી લૅંકેશાયરના મોટામાં મોટા કાપડના મથક બ્લૅકબર્નની

મુલાકાત લેવા માટે તેમનો થોડોક કીમતી વખત કાઢવાનો પ્રયત્ન કરશે. હું લૅંકેશાયરના સુતરાઉ કાપડના ઉદ્યોગ પર આજીવિકા માટે આધાર રાખનારો એક મજૂર છું. મારા જેવા બીજા પણ લાખો માણસો છે જેમને ગુજારાનું બીજું કશું જ સાધન નથી. તેઓ પણ મિ. ગાંધી લૅંકેશાયર આવે તો બહુ રાજી થશે. કેમકે હું માનું છું કે લૅંકેશાયરના મિલમજૂરને તેમજ હિંદના અમારા મજૂર ભાઈઓને પરસ્પર લાભ થાય એવું કંઈક પરિણામ એ મુલાકાતમાંથી નીપજશે. લૅંકેશાયરના સુતરાઉ કાપડના 'આર્થિક બહિષ્કાર'ની લૅંકેશાયરના મજૂરવર્ગના આર્થિક દરજ્જા પર બહુ ગંભીર અસર થઈ રહી છે......હું 'હિંદી મહાસભાના નેતાઓ'ના પગલાને લીધે કંઈક અંશે હાડમારી ભોગવતો લૅંકેશાયરનો એક મજૂર છું એમ કહું? અથવા એમ કહેવાની જરૂર છે ખરી? મારા મનમાં મિ. ગાંધી વિષે ઊંડી પ્રશંસાનો ભાવ છે. અને લૅંકેશાયરના મારા ઘણા મજૂર ભાઈઓ એમને વિષે એવો જ પ્રશંસાનો ભાવ ધરાવે છે. અમારા હિંદી મજૂર ભાઈઓના આર્થિક જીવનમાં આજના કરતાં સુધારો થાય એમ જોવાને અમે બહુ આતુર છીએ. એ સ્તુત્ય હેતુ પાર પાડવાને તેઓ શક્તિમાન થાય તે માટે અમારું બનતું કરીને અમે મદદ કરવા રાજી છીએ. પણ હું માનું છું કે અમારા હિંદી મજૂર ભાઈઓની આર્થિક સ્થિતિ સુધરે, અને છતાં સાથેસાથે આપણા મિત્ર મિ. ગાંધી ને તેમના હિંદી સાથીઓ લૅંકેશાયરના સુતરાઉ કાપડના આર્થિક બહિષ્કાર વિષેના પોતાના વિચારોમાં ફેરફાર કરે, એ બંને વસ્તુ શક્ય છે. કેમકે લૅંકેશાયર મિલોનો મુલક છે, ને તેને ખેતીનો મુલક બનાવી શકાય એમ નથી. એટલે લૅંકેશાયરના મજૂરોએ કાં તો સુતરાઉ કાપડ બનાવવું રહ્યું; નહીં તો કાયમની આર્થિક દુર્દશા ભોગવવી રહી.

લિ.

અ બ

"તા. ક.:—તમે આ કાગળ મિ. ગાંધીને બતાવશો તો હું ઘણો આભારી થઈશ, કેમકે હું એક દિવસ એમને મળી એમની સાથે વાત કરવા ઇચ્છું છું."

નીચેનો ઉતારો શ્રી. મહાદેવ દેસાઈએ તે વેળા હિંદ લખેલા સાપ્તાહિક

પત્રોમાંના એકમાંથી આપ્યો છે, તે છાપાંવાળાની રીતો વિષે વધુ પ્રકાશ પાડે એવો છે:

"'રાજપૂતાના' આગબોટ પર ગાંધીજીની મુલાકાત લેનાર 'ડેલી મેલ'નો પ્રતિનિધિ (માર્સેલ્સના) વિદ્યાર્થીઓએ સ્વાગત કર્યું ત્યારે હાજર હતો, અને તેણે પોતાના પત્રને જે તારો મોકલ્યા તેમાં ગાંધીજીના ઉદ્ગારોનો ઇરાદાપૂર્વક ઊંધો અર્થ કર્યો હતો. કેટલાંક તો નર્યાં જૂઠાણાં જ હતાં. જે સ્પેશિયલ ટ્રેનમાં અમે માર્સેલ્સથી બુલોં ગયા તેમાં ગાંધીજીએ એ મિત્રને સખત ઠપકો આપ્યો. તેણે એવું લખ્યું હતું કે એ સ્વાગત બળવાખોર હિંદી વિદ્યાર્થીઓએ કર્યું હતું. સાચી વાત તો એ છે કે એ કેવળ માર્સેલ્સના જ વિદ્યાર્થીઓએ ગોઠવ્યું હતું. ભાષણમાંથી એક પણ પ્રસ્તુત ફકરો ઉતાર્યા વિના તેણે લખ્યું હતું કે ગાંધીજીએ બ્રિટિશ રાજ્ય સામે ધિક્કારનો પ્રચાર કર્યો હતો. આના સમર્થનમાં એક પણ શબ્દ કે વાક્ય બતાવવાનું તેને કહેવામાં આવ્યું. પોતાનો લૂલો બચાવ કરતાં તે બોલ્યો: 'તમે રાજકારણ વચમાં લાવ્યા એની મને ભારે નવાઈ લાગી.' ગાંધીજીએ કહ્યું: 'તમારે સમજવું જોઈએ કે હું મારા જીવનની ઊંડામાં ઊંડી વસ્તુથી રાજકારણને નોખું નથી પાડી શકતો; એનું એક જ સાદું કારણ છે કે મારું રાજકારણ દુષિત નથી, તે તો અહિંસા અને સત્યની સાથે ઓતપ્રોત થઈ ગયેલું છે. મેં અનેકવાર કહ્યું છે તેમ હું તો હિંદુસ્તાન સત્યને ભોગે સ્વતન્ત્રતા મેળવે તેના કરતાં પાયમાલ થઈ જાય એ જ વધારે પસંદ કરું.' આ સિવાય બીજા કેટલાક મોઘમ કટાક્ષો હતા તેનું પણ તે સમર્થન કરી ન શકયો. બિચારાની દયા આવે છે! ગાંધીજી આવી ખબર લઈ નાંખશે એવું તેણે ધાર્યું નહોતું. ગાંધીજી કહે: 'મિ—, તમે સાચને સીમાડે કુંડાળાં કાઢ્યા કરો છો.' માર્સેલ્સમાં જ્યારે ગાંધીજીને સભાસ્થાને લઈ ગયા ત્યારે રસ્તાઓ પર લોકોની ઠઠ જામી ગયેલી જોઈને અમને નવાઈ લાગી હતી, પણ 'ડેલી મેલ'ના ખબરપત્રીએ લખ્યું હતું કે 'કંગાલ સ્વાગત જોઈને ગાંધીજી નિરાશ થયા હતા.' ગાંધીજી કહે: 'તમે કેમ જાણ્યું કે હું નિરાશ થયો? અને પેલા બ્રિટિશ કર્નલે મને સ્ત્રીની લાંબી કાંચળી આપી તેથી મને રમૂજ પડી હતી એમ મેં કહેલું, છતાં તમે એમ કેમ લખ્યું કે હું ચિડાયો હતો?' પેલાની પાસે કશો ઉત્તર જ નહોતો. એ કહે: 'રમૂજ એટલે ચીડ એવું હું સમજ્યો.'

ગાંધીજી કહે: ‘ તો તો હું તમને કહું છું કે મારામાં વિનોદ કરવા ને સમજવા જેટલી બુદ્ધિ છે તેને લીધે હું આવી વસ્તુ પર ચિડાતો અટકું છું. એ જો મારામાં ન હોત તો હું ક્યારનો ગાંડો થઈ ગયો હોત. દાખલા તરીકે આ તમારા લેખથી જ હું ગાંડો બની જાત. હું એમ કહી શકું કે આ તમારા લેખમાં તમે સાવ જૂઠી વાતો ઠાંસી છે, એટલે હું તમારી સાથે સંબન્ધ ન રાખત. પણ હું એમ કરતો નથી, બલ્કે તમે જેટલીવાર આવશો એટલીવાર મુલાકાત આપતો રહીશ.’ આ ઝડીથી પેલો અકળાયેલો લાગ્યો, પણ પશ્ચાત્તાપ થયાનાં ચિહ્નો જરાયે ન જણાયાં.

“ પણ આ છાપાંવાળાઓના ધામમાં સત્ય બહુ અકારું આગંતુક હોય એવું લાગે છે; અને પ્રખ્યાત અખબારનવીસોને પણ ખોટી રજૂઆત કરવાની લેશ પણ ઇચ્છા વિના સત્યને શણગારવાનું ગમે છે. દાખલા તરીકે અમેરિકન એસોસિયેટેડ પ્રેસના પ્રતિનિધિ મિ. મિલ્સ ઘણા વખતથી અમારી સાથે છે, અને ગાંધીજીને શું શું નથી ગમતું તે બધું જાણે છે, છતાં તેમનાથી પણ ગાંધીજીના આગબોટ પરના જીવનની વાતોને શણગાર્યા વિના રહેવાયું નહીં. તેમણે પ્રાર્થના વેળાનાં દૃશ્યોનું, રેંટિયાના આકર્ષણનું, ને બીજી અનેક વાતોનું વર્ણન કર્યું; છતાં તેમને લાગ્યું કે રોજ સાંજે ગાંધીજીના દૂધમાં ભાગ પડાવનાર બિલાડી વિના ભભક નહીં આવે ! એ જ રીતે ગાંધીજીની યરવડા જેલમાં લીધેલી મુલાકાતનો સનસનાટીવાળો હેવાલ લખી નામના પામેલા મિ. સ્લોકંબે પણ ‘ ઇવનિંગ સ્ટાંડર્ડ ’માં ગાંધીજીની ઉદારતાનાં પુષ્કળ વખાણ કર્યાં. પણ કોઈ ચોક્કસ દાખલા વિના ચિત્ર અધૂરું લાગ્યું, એટલે કલ્પનાશક્તિને કુમકે બોલાવી, અને ૧૯૨૧માં પ્રિન્સ ઑફ વેલ્સ હિંદ આવ્યા ત્યારે ગાંધીજી તેની આગળ લાંબા થઈને પગે પડેલા એવું વર્ણન કર્યું ! ‘ મિ. સ્લોકંબ, તમારી પાસે તો હું વધારે જ્ઞાનની આશા રાખું. આ તો તમારી કલ્પનાશક્તિને પણ લજવે એવું છે,’ ગાંધીજીએ કહ્યું. ‘ હું તો હિંદના ગરીબમાં હરિજન આગળ પણ ઢીંચણ વાળીને નમન કરું. સૈકાઓ સુધી તેને કચડવામાં ભાગ લીધો તેના પ્રાયશ્ચિત્ત તરીકે તેની ચરણરજ પણ લઉં. પણ ખુદ રાજાને પણ લાંબો થઈને પગે ન પડું, તો શાહજાદાની તો વાત જ શી ? એટલા જ કારણસર કે એ ઉદ્ધત પશુબળના પ્રતિનિધિ છે. મારા શરીરને ભલે હાથી કચડી નાખે તો કચડાવા દઉં, પણ તેને લાંબો થઈને પ્રણિપાત ન કરું. પણ

પણ જો મેં અજાણતાંયે કોઈ કીડી ઉપર પગ મૂકી દીધો હોય તો તેની સામે હું લાંબો થઈ ને પગે પડું ખરો!"

૩

# ગાંધીજી અને રેડિયો

ગાંધીજી લંડન પહોંચ્યા તે દિવસે બપોરે લોકોનું એક મોટું ટોળું કલાકો સુધી યુસ્ટન રોડ પર ઊભું હતું. ફ્રેન્ડ્ઝ હાઉસ, જ્યાં સ્વાગતની સભા થવાની હતી, ત્યાં લોકોએ ઘેરો ઘાલ્યો હતો. કેનિંગ ટાઉનમાં રહેતા મારા હિંદી પડોશી ડૉ. કતિયાલ મને તેમની મોટરમાં લઈ આવ્યા હતા. ગાંધીજી રહે તે બધો વખત તેમને તે ગાડી વાપરવા આપવાની તૈયારી તેમણે બતાવી હતી. સભાસ્થાન પર અમને પ્રવેશદ્વાર સુધી પહોંચવું મુશ્કેલ થઈ પડ્યું. જે લોકોને પ્રવેશની ટિકિટો મળી નહોતી તેમની ઉત્કંઠાનો સુમાર નહોતો. મકાનની અંદરના ભાગમાં, વચ્ચે અવરજવર માટે ખાલી રાખેલી જગામાં તેમજ પ્રવેશદ્વારની આસપાસ, ગાંધીજીના અંગત મિત્રોનું એક નાનકડું મંડળ રાહ જોતું ઊભું હતું. કેટલાક મિત્રો જે ગાંધીજીને છેલ્લા દક્ષિણ આફ્રિકામાં મળેલા તેમને થતું હતું કે 'આટલા લાંબા ગાળામાં ગાંધીજી બદલાઈ ગયા હશે? આપણે પોતે બદલાઈ ગયા હઈશું? ને આપણે એકબીજાને ઓળખી શકીશું ખરા?'

છેવટે દરવાજે ખળભળાટ થયો. એક નીચા પુરુષ, ને તેમની પાછળ એક ઊંચા, ગૌરવશીલ બ્રાહ્મણ સભાગૃહનાં ત્રણ પગથિયાં ચડ્યા. મિ. લૉરેન્સ હાઉસમૅન ગાંધીજીને લંડનમાં આવકાર આપવા આગળ વધ્યા. એક ક્ષણને માટે સર્વત્ર સંપૂર્ણ સન્તોષ વ્યાપી રહ્યો. પછી સહુ સહેજ થંભી ગયાં. આગળ જવાને ધક્કાધક્કી ન કરવાની ઇચ્છાથી અમે સહુ હતાં ત્યાં જ ઊભાં રહ્યાં; દરેક જણ બીજાના પહેલા હકને સ્વેચ્છાએ માન આપવા લાગ્યું. ગાંધીજી સ્મિત કરતા, આનંદથી ઊભરાતા, એ દૃશ્ય સામે નજર નાખતા શાન્ત ઊભા રહ્યા.

"આ એક તમારાં મિત્ર છે," કોકે કહ્યું; ને એ શબ્દોએ અમારું મૌન તોડ્યું.

"ઓહો!" ગાંધીજી બોલ્યા, ને અમે હાથ મિલાવ્યા.

૨

હવે ચોમેરથી ભાવભીના આવકારના શબ્દો બોલાવા લાગ્યા. એ થઈ રહ્યું એટલે ગાંધીજીને જમી લેવાનું કહેવામાં આવ્યું, પણ તેમણે આટલી મોટી મેદનીને રાહ જોતી બેસાડી રાખવાની ના પાડી.

અમે હારબંધ સીડી પર ચડીને વ્યાસપીઠ પર ગયાં. ગાંધીજી છેવટે તેમના અંગ્રેજ પ્રશંસકોની સમક્ષ મોઢામોઢ ઊભા રહ્યા એટલે તુમુલ હર્ષનાદથી સભાગૃહ ગાજી ઊઠ્યું.

મિ. લૉરેન્સ હાઉસમૅને સુન્દર નાનકડું ભાષણ કરી ગાંધીજીને આવકાર આપ્યો. તેમણે કહ્યું : "અમે આપને આવકાર આપીએ છીએ. જે વસ્તુ સામાન્યપણે સમજાતી નથી તે—રાજકારણ અને ધર્મનું એકીકરણ—આપ લઈ આવો છો. દેવળોમાં અમે બધા પોતાને પાપી માનીએ છીએ, પણ રાજકાજમાં અમારા સિવાય બીજા બધાને અમે પાપી માનીએ છીએ;—આ અમારા દૈનિક જીવનનું સાચું વર્ણન છે. આપ અમને અમારાં અંતરનું શોધન કરવાનું કહેવાને, અને અમારો ધર્મ શો છે તે બતાવવાને આવ્યા છો. આપ અવનવા પુરુષ છો. આપના દેશમાં પણ આપ ઘણાને અજાણ્યા છો. મારા દેશના લોકોને પણ આપ અજાણ્યા છો. આપ એવા સત્યનિષ્ઠ છો કે અમને કેટલાકને આપને વિષે શંકા ઊપજે છે. આપ એટલા સાદા છો કે અમે કેટલાક આપને જોઈ ગૂંચવાડામાં પડી જઈએ છીએ."

અમે લંડનના પૂર્વ ભાગ તરફ ચાલ્યાં તે વખતે ધોધમાર વરસાદ પડતો હતો, છતાં બોમાં લોકોનાં ટોળાં ગાંધીજીનું સ્વાગત કરવા કિંગ્સલી હૉલની અંદર તેમજ બહાર ભેગાં થયેલાં હતાં. એ ભાગના નગરપતિ (મેયર), સુધરાઈના સભ્યો, પાદરીઓ, ઉપદેશકો ને શિક્ષકો, ડાક્ટરો ને વકીલો, મજૂરો, માતાઓ, પડોશીઓ ને મિત્રો, ને કિંગ્સલી હૉલના દરેક વિભાગમાં કામ કરતાં આશ્રમવાસીઓ, સહુ ત્યાં હતાં. નીચે ઉપાસનામન્દિરમાં, ઉપર સભાગૃહમાં ને વાચનાલયમાં બધે, રાજી રાજી થઈ ગયેલાં માણસો ગાંધીજીની નજરે પડ્યાં. તેઓ બેત્રણ કલાક થયાં ધીરજ રાખીને વાટ જોતાં બેઠાં હતાં. એમનું સ્વાગત ઝીલ્યા પછી ગાંધીજી ઝરૂખામાં ગયા, ને નીચે ઊભેલી માનવમેદનીને તેમણે નમસ્કાર કર્યા. પછી છેવટે તેમને જરાક ઠરીઠામ બેસવાની ફુરસદ મળી. અમે અગાસી પર ગયાં; ગાંધીજી ને તેમના સાથીઓ

માટે પાંચ ઓરડીઓ નક્કી કરવામાં આવી; સામાન ઉપર લાવવામાં આવ્યો; ભોજન આટોપાયું; ને સાત વાગે સહુ પ્રાર્થના કરવા બેઠાં.

પછી, લંડનના પશ્ચિમ ભાગમાંથી આવેલા પત્રકારો ને મુલાકાતીઓનો ધસારો શરૂ થયો. એ લોકોની અવરજવર છેક ડિસેંબર સુધી ચાલુ રહી.

રવિવારે — એટલે કે ગાંધીજી આવ્યા એને બીજે દિવસે — તેઓ સાંજે પોણાછએ જમી લે એવી ગોઠવણ કરવામાં આવી હતી, જેથી સાડાછ વાગે રેડિયોપર અમેરિકાને ઉદ્દેશીને અડધા કલાકનું ભાષણ આપવા તૈયાર થઈ શકાય. પણ આખો દિવસ અગાસી પર તેમને મળવા આવનાર લોકોનો અખંડ પ્રવાહ ચાલ્યો, ને એનો છેડો જ નહીં આવે એમ લાગતું હતું. છેવટે જ્યારે તેમણે નારંગી ને દ્રાક્ષ ખાવા માંડી—તેમને એ ખાતાં હમેશાં ઠીકઠીક વખત લાગે છે—ત્યારે પણ તેમની આસપાસ મિત્રો વીંટળાયેલા હતા, ને તેઓ નિરાંતે ટાઢા પહોરની વાતો કરતા હતા. છ ઉપર દસ થઈ એટલે મેં ગાંધીજીને ટકોર કરી કે વખત થવા આવ્યો છે; પણ એ ખબરની એમના મન પર કશી અસર પડેલી દેખાઈ નહીં.

રેડિયો દ્વારા સમાચાર ફેલાવવાના કામની સાથે જેમનો સ્વાર્થ જોડાયેલો હતો એવા જુદા જુદા માણસો વચ્ચે સારી પેઠે હરીફાઈ ને હૂંસાતૂંસી ચાલી હતી. ગાંધીજી ફોટો પડાવવા ન બેસે કે ઊભા રહે એથી સિનેમા કંપનીવાળાને પાર વિનાની નિરાશા થઈ હતી. ગ્રામોફોનવાળા લોકો કજિયો કરી રહ્યા હતા. એને લીધે રેડિયો પર આપવાના ભાષણનો સમય અનેકવાર બદલવામાં આવ્યો હતો; તેમજ એ અડધા કલાકનું ભાષણ સાંભળવા અમારા દીવાનખાનામાં કોને કોને દાખલ કરવાં તેની, એ લોકોએ મંજૂર કરેલી, યાદીમાં પણ અનેક ફેરફારો થયા હતા. વળી રેડિયો પરથી શ્રોતાઓને ગાંધીજીનો પરિચય કોણ કરાવે એ વિષે પણ કંપનીવાળાએ પોતાની યોજના ફરીફરીને બદલી હતી. પહેલાં એમ ગોઠવેલું કે રેડિયો કંપનીવાળા કોઈ અમેરિકન જ પરિચય કરાવે. પછી મને પૂછ્યું કે "તમે પાંચ મિનિટના ભાષણમાં અમેરિકન શ્રોતાઓને એમનો પરિચય કરાવશો, ને સાથે કિંગ્સલી હોલનું પણ કંઈક વર્ણન આપશો ?" પણ એમની છેક છેલ્લી યોજના એ હતી કે કંપનીનો જ કોક માણસ એકબે પ્રાસ્તાવિક વાક્યો બોલી જાય એટલે બસ છે.

૭ પર વીસ થઈ એટલે અમારા એક આશ્રમવાસી ગાંધીજીને તૈયાર કરવા આવ્યા. પણ તેઓ તો હજુ પણ મિત્રોની જોડે વિનોદ કરતા બેઠા હતા, ને તેમની આસપાસના નજીકના વાતાવરણ સિવાય કશામાં તેમને રસ ન હોય એમ દેખાતું હતું. નીચે રેડિયોવાળા ધાંધા થઈ રહ્યા હતા. તેમને શાન્ત પાડવાને પાછા જતા પહેલાં, વાયુ કેટલો કીમતી છે ને તેમનું ભાષણ કેટલું મહત્ત્વનું છે એ વસ્તુ તરફ ગાંધીજીનું ધ્યાન ખેંચવાનો પ્રયત્ન મેં કરી જોયો. ૭ પર અઠ્ઠાવીસે મેં કહ્યું: "હવા રાહ નહીં જુએ, બાપુ." પણ એમને ખબર હતી કે રાહ જોશે. અને શા સારુ ન જુએ? એ એક જ વસ્તુ કદાચ એવી હશે જે બાપુના પોતાના જેવી સ્વસ્થતાથી, ઉતાવળ વિના, ને પોતાની શાન્તિ જરા પણ ચળવા ન દેતાં, રાહ જોઈ શકે છે, જુએ છે, ને જોશે. જાહેરાતવાળાઓ એની જે વેપારી કિંમત આંકે છે તેની એ હવાને પોતાને કશી જ પરવા નથી.

નીચે તો ખરેખર શારીરિક બળની હરીફાઈ ચાલી રહી હતી. પાસ વિનાના ખબરપત્રીઓ નીચે જૂઠું બોલીને અમારા દીવાનખાનામાં બળજબરીથી પેસી જવા માગતા હતા; પણ દરવાજા પર બેઠેલા માણસની અવિચળ શાન્તિ એમને પ્રવેશ કરતાં રોકી રહી હતી. હું બેચેન થવા માંડી હતી. સવારે જે કાર્યક્રમ ઘડાયેલો તેમાં મારું પાંચ મીનીટનું ભાષણ રેડિયોવાળાએ રાખેલું, એટલે મેં જેવીતેવી નોંધ કરી રાખી હતી. તે લઈને હું સાડાછ વાગે દીવાનખાનામાં દાખલ થઈ.

દીવાનખાનામાં જે માણસોની ભીડ જામી હતી તેમનાં માનસ વચ્ચે રહેલા ભેદ જોઈ મને બહુ જ રમૂજ પડી. જેઓ અમેરિકાને ઉદ્દેશીને અપાનારા ગાંધીજીના આ ભાષણમાંથી ઢગલો પૈસા મેળવવા માગતા હતા તે લોકો ગંભીર ને ભારેખમ દેખાતા હતા. છાપાંના ખબરપત્રીઓનાં મોઢાં પર ભારે સન્તોષનો ભાવ હતો. રેડિયોના સંચા ચલાવનારા કુશળ ઇજનેરો બટનો, તાર, ગરગડીઓ, દીવા ને સિગ્નલો તરફ ધ્યાન આપવામાં ગરકાવ થઈ ગયા હતા.

એમણે મારી પાછળ મારા મહેમાનને જોવા નજર નાખી — મારાથી હસવું રોકી શકાયું નહીં. "તેઓ તો હજુ જમે છે," હું કાનમાં સંભળાય

એવે ધીરે અવાજે બોલી, કેમકે રેડિયો ચલાવનારને તે પળે જ બત્તીની નિશાનીથી ખબર પડી હતી કે અમેરિકા અને અમારા દીવાનખાનાની વચ્ચે રેડિયોનું જોડાણ થઈ ચૂકયું છે. રેડિયોના સ્ટુડિયોમાં માણસને સાવ અગત્યની વાતચીત પણ ભવાં ચડાવીને કરવાની ટેવ પડે છે. એટલાથી અમે એક-બીજાનો વિચાર સમજી શકતાં હોઈએ એમ દેખાતું હતું. દીવાનખાનામાંથી એક માણસનો અવાજ આટલાંટિક ઓળંગીને અમેરિકા પહોંચ્યો :

" હું પૂર્વ લંડનના બો લત્તામાં આવેલા કિંગ્સલી હૉલમાંથી બોલું છું. મિ. ગાંધી કાલે અહીં આવ્યા છે. ધ્વનિયન્ત્રની સામે મીસ લેસ્ટર બેઠાં છે, તેમને ત્યાં મિ. ગાંધી ઊતરેલા છે. અમેરિકાનાં યુનાઇટેડ સ્ટેટ્સના શ્રોતાઓને તેમનો પરિચય કરાવતાં મને આનંદ થાય છે. "

મારી નોંધ બહુ જ આછીપાતળી હતી. વળી ગાંધીજી જમી રહે ત્યાં સુધીમાં મારે કેટલું કાંતવું પડશે એનો મને કશો ખ્યાલ નહોતો. પણ એવા બધા વિચાર કરવા ફોગટ હતા. મારું કામ તો માત્ર અમેરિકનોને મારા વહાલા કિંગ્સલી હૉલનો પરિચય આપવાનું, અને ગાંધીજીએ બીજી કોઈ જગાને બદલે અહીં રહેવું શા માટે પસંદ કર્યું છે તે કહેવાનું, હતું. હું છટ્ઠા ને છેલ્લા પાનાની શરૂઆત પર આવી ત્યાં સાડાચાર મીનીટ વીતી ગઈ હતી. એટલામાં મેં મારી આંખના ખૂણામાંથી જોઈ લીધું કે બારણું ઊઘડ્યું છે, ને નાટકના નાયક સ્વસ્થતાથી પ્રવેશ કરે છે—જાણે યોજના પ્રમાણે બરાબર વખતસર ન આવી પહોંચતા હોય! એમની મુખમુદ્રા પર એવી નિર્દોષતાનો ભાવ હતો કે એની પાછળ કશા બૂરા હેતુનું આરોપણ કરી જ ન શકાય. હું બોલી રહી એટલે ખુરસી પરથી ઊઠી; ને તેઓ તેના પર નિરાંતે, પગ પર પગ ચડાવી, લાંબા ભાષણની તૈયારી કરી આરામથી બેઠા. ગાંધીજીનો પરિચય કરાવનારા છેક છેવટના શબ્દો હું બોલી રહી એટલે મેં ધ્વનિયન્ત્ર તેમના તરફ ફેરવ્યું. તેમણે જરાક હળવે હાથે એને સ્પર્શ કર્યો.

" મારે આમાં બોલવાનું છે ? " તેમણે ધીરે અવાજે પૂછ્યું, પણ એ વાક્ય તો કૅલીફોર્નિયામાં સંભળાયું. પછી શાન્તિ છવાઈ રહી. ગાંધીજીએ આંખો મીંચીને માથું નીચું નમાવ્યું, ને અંતર્મુખ થયા હોય એમ લાગ્યું—જાણે તેમણે પોતાની સર્વ શક્તિઓ એકાગ્ર કરી, જેથી ઈશ્વર એમની મારફતે કામ લઈ શકે. પછી એમણે ભાષણ શરૂ કર્યું :

"મારો મત એવો છે કે હિંદી પરિષદનાં પરિણામની સાથે એકલા હિંદનો જ નહીં પણ આખા જગતનો સંબન્ધ રહેલો છે. હિંદ પોતે લગભગ એક આખો ખંડ છે. તેમાં માનવજાતિનો પાંચમો ભાગ વસે છે. તેની પાસે જગતની એક પ્રાચીનમાં પ્રાચીન સંસ્કૃતિ છે. તેની પ્રણાલિકાઓ દસેક હજાર વરસથી ચાલી આવે છે; ને એમાંની કેટલીક તો જેવી ને તેવી અખંડિત છે એ જોઈ જગત આશ્ચર્ય પામે છે. બેશક કાળના સપાટાએ એ સંસ્કૃતિની વિશુદ્ધિ પર અસર કરી છે; તેવી જ અસર તેણે બીજી ઘણી સંસ્કૃતિઓ ને ઘણી સંસ્થાઓ પર પણ કરી છે.

"હિંદને જો પોતાના પ્રાચીન ભૂતકાળની કીર્તિનું ગૌરવ કાયમ રાખવું હોય, તો એ તો તે સ્વરાજ મેળવે ત્યારે જ તેનાથી બની શકે. અમારી લડત તરફ આખી દુનિયાનું ધ્યાન ખેંચાયું છે, તેનું કારણ એ નથી કે અમે હિંદીઓ અમારી સ્વતન્ત્રતા માટે લડીએ છીએ. તેનું કારણ તો એ છે કે અમે જે સાધન અખત્યાર કર્યું છે તે પૂર્વે ઇતિહાસમાં બીજી કોઈ પણ પ્રજાએ અખત્યાર કરેલું નથી. અમે અખત્યાર કરેલું સાધન તે હિંસા નથી, ખુનામરકી નથી, આજે જગતમાં રમાય છે તેવી રાજખટપટ નથી, પણ કેવળ શુદ્ધ સત્ય અને અહિંસા છે. ખુનામરકી વિના સફળ ક્રાન્તિ કરવાના આ પ્રયત્ન તરફ આખી દુનિયાનું ધ્યાન ખેંચાયું છે એમાં કશી નવાઈ નથી. આજ સુધી પ્રજાઓ પશુઓની પેઠે લડતી આવી છે. જેમને તેઓએ પોતાના શત્રુ માન્યા છે તેમના પર તેમણે વેર વાળ્યું છે.

"જગતની મહાપ્રજાઓએ જે રાષ્ટ્રગીતો રચ્યાં ને સ્વીકાર્યાં છે તે શોધતાં આપણે જોઈએ છીએ કે તેમાં 'શત્રુ'ની સામે અભિશાપ વરસાવેલા હોય છે. એ પ્રજાઓએ વિનાશ કરવાની પ્રતિજ્ઞા લીધેલી છે, અને શત્રુના વિનાશને માટે ઇશ્વરનું નામ લીધું છે ને તેની મદદ માગી છે. હિંદમાં અમે એ ક્રિયાને ઊલટી વાળી છે. અમને લાગે છે કે કુદરતની સૃષ્ટિમાં જે નિયમ ચાલી રહેલો છે તે નિયમને માનવજાતિએ અનુસરવું ઉચિત નથી. એ નિયમનો મનુષ્યના ગૌરવની સાથે મેળ ખાય એવો નથી.

"હું પોતે તો ખુનામરકીના સાધન વડે મારા દેશની સ્વતંત્રતા મેળવવાનો પ્રયત્ન કરવા કરતાં, જરૂર પડે તો, જમાનાઓ સુધી રાહ જોવાનું

પસંદ કરું. લગભગ પાંત્રીસ વરસના રાજકીય અનુભવ પછી મને મારી હૃદયગુહાનાં ઊંડાણમાં એમ લાગે છે કે દુનિયા ખુનામરકીથી તોબા પોકારી ગઈ છે. તેમાંથી નીકળવાનો રસ્તો તે ખોળી રહી છે. અને હું એમ માનીને ગર્વ લઉં છું કે તલસી રહેલી દુનિયાને એ રસ્તો બતાવવાનો લહાવો ભારતવર્ષની પ્રાચીન ભૂમિને મળશે.

"એટલે હિંદને તેની પ્રચંડ લડતમાં સાથ આપવા સારુ જગતની સર્વે મહાપ્રજાઓને નોતરતાં મને કશો જ સંકોચ થતો નથી. પોતાના રાષ્ટ્રનાં ગૌરવ અને માનઆબરૂની રક્ષા કરવાને સારુ કરોડો લોકોએ સામો ઘા કર્યા વિના જાતે કષ્ટ વેઠવાની પ્રવૃત્તિ ઉપાડી છે, એ દૃશ્ય વિચાર કરવા લાયક ને હૃદયમાં સંઘરવા લાયક હોવું જોઈએ.

"મેં એ કષ્ટસહનને આત્મશુદ્ધિની ક્રિયા કહ્યું છે. મારી તો પાકી ખાતરી છે કે કોઈ પણ માણસ પોતાની નબળાઈ સિવાય બીજા કારણસર પોતાની સ્વતન્ત્રતા ગુમાવતો જ નથી. મને અમારી પોતાની નબળાઈઓનું દુઃખદ ભાન છે. હિંદમાં અમે જગતના સર્વે ધર્મોના પ્રતિનિધિઓ વસીએ છીએ. અમારે ત્યાં માંહોમાંહેના કજિયા છે, ને હિંદુ મુસલમાનનાં રમખાણો થાય છે, એ કબૂલ કરતાં મને ઊંડી ભોંઠપની લાગણી ઊપજે છે. અમે હિંદુઓ અમારા પોતાના કરોડો જાતભાઈઓને અડાય પણ નહીં એટલા પતિત ગણીએ છીએ, એ વસ્તુ મને એથી પણ વધારે ઊંડી ભોંઠપ ઉપજાવે છે. હું 'અસ્પૃશ્ય' કહેવાતા લોકોની વાત કરું છું.

"જે પ્રજા સ્વતન્ત્ર થવા મથી રહી છે તેનામાં આ નબળાઈઓ નાનીસૂની ન ગણાય. તમે જોશો કે આ આત્મશુદ્ધિની લડતમાં અમે આ અસ્પૃશ્યતાના નિવારણને, તેમજ હિંદના જુદા જુદા ધર્મો પાળતાં વર્ગો ને કોમોમાં ઐકય સ્થાપવાના કામને, અગ્રસ્થાન આપ્યું છે.

"એ જ ઢબે અમે અમારા દેશમાંથી દારૂની બદી નાબૂદ કરવા માગીએ છીએ. અમારે સદ્‌ભાગ્યે દારૂ ને અફીણ જેવા કેફી પદાર્થો બહુ જ થોડા લોકો—મોટે ભાગે મિલમજૂરો વગેરે—લે છે. અમારે સદ્‌ભાગ્યે દારૂની બદી એ બદી તરીકે ઓળખાય છે. દારૂ પીવો ને અફીણ ખાવું એ સ્ત્રીપુરુષોને માટે ફૅશન કે શિષ્ટાચારમાં ગણાતું નથી. છતાં અમારા દેશમાંથી એ બદી દૂર કરવાના પ્રયત્નમાં અમારે અનેક મુસીબતોના પહાડ ઓળંગવાના પડેલા છે.

"આ બદીને આજની સરકારે ઘણી મોટી—વરસે લગભગ પચીસ કરોડ રૂપિયાની—આવકનું સાધન બનાવી છે, એમ મારે કહેવું પડે છે, એનો મને ભારે ખેદ, ઊંડો ખેદ, થાય છે. પણ હું આભારપૂર્વક કહેવા ઇચ્છું છું કે આ બદીની સામે શાન્તિમય સાધનોથી લડવાને હિંદની સ્ત્રીઓએ બીડું ઝડપ્યું છે. જે માણસો દારૂના વ્યસનમાં ફસાયેલા છે તેમને તેઓ આજીજી કરીને વીનવે છે, અને દારૂનો વેપાર કરનારાઓને પણ એટલી જ આજીજીથી વિનંતી કરે છે. જેઓ દારૂ અફીણની લતમાં સપડાયેલા છે તેમના પર આની ઘણી ભારે અસર પડવા પામી છે.

"ઓછામાં ઓછું આ કામમાં તો અમને રાજ્યકર્તાઓનો હાર્દિક સહકાર મળે છે એમ હું કહી શકત તો સારું થાત. અમને જો માત્ર તેમનો સહકાર મળ્યો હોત, તો હું એમ કહેવાની હામ બીડું છું કે કાયદાની મદદ વિના જ અમે આ સુધારો કરી શકયા હોત, ને અમારા દુ:ખી દેશમાંથી દારૂ અફીણને દેશનિકાલ કરી શક્યા હોત.

"બીજી પણ એક વસ્તુ છે જેની પાછળ રચનાત્મક પ્રયત્ન રહેલો છે, અને જે પ્રયત્ન અમારી પ્રજાએ આ લડત દરમ્યાન કરેલો છે. એ પ્રયત્ન તે ૧,૯૦૦ માઇલ લાંબા ને ૧,૫૦૦ માઇલ પહોળા અમારા દેશમાં ઠેરઠેર વિખરાયેલાં સાત લાખ ગામડાંમાં વસતાં અધભૂખ્યાં કરોડોની સેવાનો છે. આ સાદાં ગ્રામવાસીઓને તેમની પોતાની કશી કસૂર વિના જ વરસમાં છ મહિના બેકાર રહેવું પડે છે, એ દુ:ખદ દૃશ્ય છે. થોડાં જ વરસ પર એવો સમય હતો જ્યારે દરેક ગામડું અન્ન અને વસ્ત્ર એ માણસની બે મુખ્ય જરૂરિયાતોની બાબતમાં સ્વાશ્રયી હતું. અમારે દુર્ભાગ્યે ઇસ્ટ ઇન્ડિયા કંપનીએ ગામડાંના આ આડધંધાનો નાશ કર્યો. તેને માટે તેણે જે સાધનો વાપર્યાં તેને વિષે હું મૌન સેવવાનું જ પસંદ કરું છું. આધુનિક યન્ત્રો હજુ કદી કાંતી શકયાં નથી એવું ઝીણામાં ઝીણું સૂતર પોતાને હાથે કાંતવાની કળા માટે જે કરોડો કાંતનારીઓ મશહૂર થઈ હતી, તેમણે એક દિવસ સવારે ઊઠીને જોયું તો તેમનો ઉમદા ધંધો પાયમાલ થઈ ગયો હતો. એ દિવસથી માંડીને હિંદમાં ગરીબાઈ ઉત્તરોત્તર વધતી ગઈ છે.

"ઇસ્ટ ઇંડિયા કંપનીના આગમન પહેલાં આ ગ્રામવાસીઓ બેકાર

નહોતાં એ નિર્વિવાદ સત્ય છે. અને આજે તેઓ બેકાર છે એ જેને જોવું હોય તે જઈને જોઈ શકે છે. એટલે, આ ગ્રામવાસીઓ વરસમાં છ મહિના કામ ન કરી શકે તો તેમણે ભૂખે મરવું રહ્યું, એ સમજવાને ભારે પ્રયત્નની કે વિદ્વત્તાની જરૂર ન હતી.

"એટલે, આ અધભૂખ્યાં કરોડોની વતી, હું જગતના અંતરાત્માને એવી વિનંતિ ન કરું કે જે પ્રજા પોતાની સ્વતન્ત્રતા પાછી મેળવવાના પ્રયત્નમાં પ્રાણ પાથરી રહી છે તેની વહારે તેઓ ધાય?"

પાછળથી અમે અમેરિકન મિત્રો પાસેથી સાંભળ્યું કે અડધા કલાકના આ આખા ભાષણ દરમ્યાન સ્પષ્ટ ને તીણો કલબલાટ — ભૂતપ્રેતની યાદ દેવડાવે એવો અવાજ — ચોખ્ખો સંભળાતો હતો. તપાસ કરતાં માલૂમ પડ્યું કે એ તો નીચે દૂર દૂર આવેલા ક્રીડાંગણમાંથી ઝૂલા, ફજેતફાળકા ને હીંચકા પરથી આવતી, બાળકોની હર્ષની કિકિયારીઓ હતી.

રેડિયોનું ભાષણ પૂરું થઈ રહ્યા પછી લગભગ તરત જ અમારી સાયંપ્રાર્થના શરૂ થઈ. તેમાં ગાંધીજીએ 'પ્રાર્થના' વિષે પ્રવચન આપ્યું. સાડાઆઠ વાગે તેઓ મોટરમાં બેસી, પશ્ચિમ લંડનમાં થનારા એક મેળાવડામાં ગયા. ત્યાં તેમને વડા પ્રધાનને તથા દુનિયાના બીજા મોટા માણસોને મળવાનું હતું.

## ૪

# તારાને અજવાળે

"હું ધારું છું હવે તો મારાથી પણ વેળા મોટર વિના બહાર નહીં જઈ શકાય." આ શબ્દો બોલતાં તેઓ જાણે સવાલ પૂછતા હોય એવી રીતે મારી સામે જોઈ રહ્યા; જાણે બૂરામાં બૂરી સ્થિતિ શી છે એ એમને જાણવું હોય ને તેનો સારામાં સારો ઉપયોગ કરી લેવાનો તેમનો નિશ્ચય હોય. સ્વાગતો ને મુલાકાતોની એક લાંબી હારમાળામાંથી છૂટાં થઈને અમે હમણાં જ કિંગ્સલી હોલ આવી પહોંચ્યાં હતાં. શરૂઆત એક વાગે ફોકસ્ટનમાં થઈ હતી. ને અત્યારે સાડાછ થયા હતા.

"શા માટે નહીં?" મેં કહ્યું. ગાંધીજીના ચહેરા પર નિશ્ચયી ધીરજનો

ભાવ બદલાઈને એકદમ આનન્દ છવાયો એ જોઈ મને પણ જવાબ દેતાં હસવું આવ્યું.

"મને થયું કે એમ કરવાથી ક્યાંક લોકો જોડે કે પોલીસ જોડે કંઈક પંચાત ઊભી થાય," તેમણે કહ્યું.

મેં કહ્યું : "બાપુ, લોકો તો આપનો પરિચય કરવાને તલપાપડ થઈ રહ્યા છે. આપને જ્યાં જવું હોય ત્યાં આપ જઈ શકશો. બેશક આ બે ડિટેક્ટીવો છે તે નજર પડે એટલે છેટે તો આપની પાછળ પાછળ ફરશે જ. એનો ઇલાજ નથી. એ અમારા દેશનો એક રિવાજ છે. આપને ભાગે દેશના સારામાં સારા પોલીસ અમલદાર આવ્યા છે.* એટલે આપને મરજી પડે તેમ આપ કરી શકશો."

---

* સાર્જન્ટ એવન્સ અને સાર્જન્ટ રોજર્સ ઘણા મુગટધારી પુરુષોને વ્યક્તિ તરીકે તેમજ ધંધાદારી રીતે ઓળખે છે. ગાંધીજીની સુખસગવડને માટે તેમણે નિરંતર ઉત્સાહ અને કાળજી રાખેલાં. — લેખિકા

એમને વિષે ગાંધીજીએ લખેલું : "છૂપી પોલીસના જે અમલદારોને મારી સાથે રહેવા નીમવામાં આવ્યા હતા તેમાંના મુખ્ય બે, જેમના ગાઢ પરિચયમાં હું આવ્યો હતો, તે તો મિત્ર અને શુદ્ધ રક્ષક નીવડ્યા. તેમની નિમણૂકમાં મારી હિલચાલની દેખરેખ રાખવાનો હેતુ હોય એમ મને નથી જણાયું. તેમણે તો મને કદી એવું જાણવા નથી દીધું. એ હેતુ હતો કે નહીં એની મેં કદી તપાસ નથી કરી. એ હોય તો મને દુ:ખ કે આશ્ચર્ય ન થાય. મારી હિલચાલ જોનારા અનુચર આ ભાઈઓ ન હતા, એવું મારું અનુમાન માત્ર છે. તેમનો પ્રેમ એવો હતો કે મારું માથું સરખું દુખે તો તેઓ દુ:ખ પામે ને મને આરામ આપવાના ઉપાયો રચે. મારા સાથીઓને તેમની મદદ અમૂલ્ય થઈ પડી હતી. સામાન વગેરેની ચિન્તા સાથીઓ નહીં પણ આ બે પોલીસ બન્ધુ ભોગવતા હતા. મારી માગણીથી તેમને છેક બ્રિંડીસી લગી આવવાની રજા મળી હતી. તેમનો વિયોગ અમને બધાને દુ:ખકર થયો. તેમને પણ દુ:ખકર હતો એમ હું જોઈ શક્યો. મનુષ્યપ્રેમનો આ અનુભવ લેવા હું ઉત્તરથી દક્ષિણ અવશ્ય જાઉં. જ્યાં લડત આત્મશુદ્ધિની હોય, જ્યાં આધાર સત્ય અહિંસા ઉપર હોય ત્યાં આવા અનુભવ પ્રેમને વધારે છે, ને તેટલે અંશે સત્યાગ્રહની શક્તિમાં પણ વધારો કરે છે."— 'નવજીવન,' ૩–૧–૩૨.

[ગાંધીજીએ બ્રિંડીસીમાં તેમનાથી છૂટા પડતાં તેમને સંભારણારૂપે કંઈક આપવાની ઈચ્છા દર્શાવી. આ લોકોએ ઘડિયાળ ઇચ્છ્યાં. ને ગાંધીજીએ મુંબઈમાં ઊતર્યા પછી તરત તેમને ઈંગ્લંડની બનાવટનાં બે ઘડિયાળ મોકલી આપેલાં. — અનુવાદક ]

બેએક દિવસ પછી અમે રોજ પરોડિયે પાંચ વાગે કલાક ફરવા જવા લાગ્યાં. અમારી ચાલ ઉતાવળી રહેતી, ને અમે ઘણીવાર જુદે જુદે રસ્તે જતાં. બોમાં ફરવા જવાય એવા સુન્દર રસ્તા ઘણા નથી, પણ સામાન્ય રીતે અમે જે રસ્તો પસંદ કરતાં તે અમને બહુ જ ફાવી ગયો હતો. આ વેળા અમુક અમુક જગાઓ આવે કે ગાંધીજી હંમેશ ધ્યાન રાખીને જોઈ રહેતા, ને ત્યાં એમની ને માણસોની વચ્ચે સામસામી સલામો થતી. એક નાના ઘરની પછીત નહેર પર પડે છે ત્યાં માળ પરના ઓરડામાં કેટલીક છોકરીઓ કામ કરતી; તેઓ આ વેળા અચૂક બારીએ ટોળું વળીને ગાંધીજી સામે હાથ હલાવતી. કૅમ્બોલ અને બીશપ કંપનીના માણસો રાતપાળીનું કામ કરતાં કરતાં ગાંધીજીને જતા જોઈ રહેતા. અને નહેરમાંથી કાદવ કાઢતા નૌકાખાતાના મજૂરો બૂમ પાડીને તેમને આવકાર આપતા.

ત્રણ મહિના સુધી રોજ પરોડિયે કલાક ફરવા જઇએ, ને સાથે જે કોઈ આવવા માગતું હોય તેને આવવા દઈએ, એટલે અનેક પ્રકારના વિષયોની વાતો નીકળ્યા વિના ન જ રહે. આ વેળા ગાંધીજી સાથે ફરવા આવનારા માણસો ઘણા જુદા જુદા હેતુથી આવતા : કેટલાક કુતૂહલથી આવતા. કેટલાક પોતાની મનગમતી યોજના કે પોતાના ખાસ સિદ્ધાન્તમાં ગાંધીજીની સંમતિ મેળવવાને આવતા. કેટલાક વર્તમાન પરિસ્થિતિને લગતી ઉપયોગી હકીકતોનું જ્ઞાન મેળવવા, ને કેટલાક માહિતી આપવા આવતા.

એકવાર અમે ચાલતાં હતાં તે વખતે મીડલૅંડ્ઝના મજૂરોના એક નાના સમૂહ તરફથી એક સંદેશો પહોંચાડવામાં આવ્યો. એમણે ગાંધીજીને નમસ્કાર કહેવડાવેલા, ને બદલામાં સામો સંદેશો માગેલો. ગાંધીજીએ કહેવડાવ્યું: “એમને કહેજો હું એમ ઇચ્છું છું કે તેઓ બીજાને હાથે પોતાનું શોષણ કદી ન થવા પામે એની ભારેમાં ભારે કાળજી રાખે.” એના જ અનુસંધાનમાં એક બીજો પ્રશ્ન પૂછવામાં આવ્યો, તેનો ઉત્તર આપતાં તેમણે કહ્યું: “ગ્રેટબ્રિટન હિંદુસ્તાનને જતું કરે તો તેણે પોતાની રહેણીમાં સાદાઈ દાખલ કરવી પડશે. આજે એ રહેણીમાં કૃત્રિમ ખરચાળપણું છે, કેમકે ભૂતકાળમાં તેણે પછાત પ્રજાઓનું શોષણ કરેલું છે. પણ એની રહેણીનું ધોરણ નીચું ઊતરશે તે છતાં, એ બધો વખત તે માનભર્યો વેપાર જમાવતું રહેશે. આજ લગી કોઈ પણ સામ્રાજ્યની ઇમારત નીતિના પાયા પર રચાઈ નથી.”

"અહીંની પ્રજાનો કયો વર્ગ હિંદની સ્વરાજ માટેની આકાંક્ષા પ્રત્યે વધારેમાં વધારે સમભાવ ધરાવે છે એમ આપ કહેશો?"

જરાક થંભીને ગાંધીજીએ કહ્યું: "એ કહેવું મુશ્કેલ છે. પણ હું માનું છું ખ્રિસ્તી મંડળો; જોકે હિંદના સ્વરાજના ગર્ભમાં શું શું રહેલું છે તે બધાની તેમને સમજ નથી, તેમજ એ સ્વરાજ કેવી રીતે સ્થાપવા પામે એ પણ તેઓ કળી શકતાં નથી."

કોક બોલી ઊઠ્યું: "મજૂરવર્ગ સૌથી વધારે સમભાવ ધરાવે છે એમ આપ નથી માનતા?"

આનો જવાબ પણ એક આગંતુકે જ દીધો: "હું માનું છું કે મજૂરો સ્વાભાવિકપણે તાબેદાર પ્રજાઓના શોષણનો વિરોધ જ કરે, કેમકે એક રીતે તેઓ પોતે પણ તાબેદાર પ્રજા છે. પણ એમને માટે આ એક ભાવનાનું જ કાર્ય હોય; અને હિંદને સ્વરાજ આપવાને પરિણામે પોતાને દુઃખ ભોગવવા વારો આવશે એવી ખબર તેમને પડે કે તરત તેમની એ વિષેની ઉત્કંઠા શમી જાય. એમનું કામ પણ બીજા ઘણાખરા લોકોના જેવું છે. જોડો ડંખે એટલે તેઓ જોડાને ફેંકી દે છે."

આ આક્ષેપ સામે મજૂરોનો બચાવ કરવાનો અણઘડ પ્રયત્ન કરવા હું ચર્ચામાં ઉતરી, ને મજૂરોમાં સ્વભાવથી જ ન્યાયવૃત્તિ ને આપભોગની શક્તિ હોય છે એવો મારો વિશ્વાસ મેં જાહેર કર્યો.

"નારે," એક અંગ્રેજ નિરામિષાહારી બોલી ઊઠ્યા. "આપણા પશ્ચિમના લોકો જ બધા જડવાદી છે. તેઓ હિંદને માટે કશું જ કરવાના નથી."

અમારામાંથી કોકે એકદમ ખાંડું ખખડાવ્યું, ને વાદવિવાદ શરૂ થયો. ગાંધીજીએ અમને શાન્ત પાડ્યાં, ને કહ્યું: "તમામ ધર્મોમાં એક પ્રકારનું ઐક્ય રહેલુ છે. તે સ્પષ્ટ જોઈ શકાય એવું છે. જુદા જુદા ધર્મો એ એક જ હાથની આંગળીઓ જેવા છે. કર્મકાંડના વિધિમાં, પહેરવેશમાં, શબ્દોમાં ને રીતરિવાજમાં ફરક હોય છે; પણ એ ગૌણ વસ્તુઓને જો હું ઉખાડી નાખું તો હું જોઉં છું કે છેક તળિયે તો એક જ ધર્મ રહેલો છે. અને એ ધર્મ સાદો છે. એક દિવસ આપણે આ બધા ભેદોને ભૂલી જઈશું. અથવા, એ કાયમ રહેશે તોયે, તેઓ જુદા જુદા રંગની પેઠે આહ્લાદક વસ્તુઓરૂપે રહેશે, ને

તેનાથી જીવનમાં જે વિવિધતા ઉત્પન્ન થશે તે આનંદ આપનારી હશે. આપણે એકબીજાનાં ધર્મો ને પ્રજાઓ પ્રત્યે પરસ્પર સહિષ્ણુતા ને આદર ધારણ કરીશું. બેવકૂફી પ્રત્યે સહિષ્ણુ બનવાની જરૂર પણ આપણને દેખાઈ રહી છે. તમે હિંદુ-મુસ્લીમ કલહ અને ઈર્ષા વિષે ઘણું સાંભળો છો, પણ તમને ખબર નથી કે એ કજિયા મોટે ભાગે ઈરાદાપૂર્વક ઊભા કરાવેલા હોય છે. લોકોને એકબીજાની સામે ઉશ્કેરી મૂકવા એ નેતાઓને માટે સહેલું છે; પણ લોકોમાં પોતાનામાં તો સાચો મેળ ને સંપ હોય છે, ને તેમને જ્યારે એકલા છોડી દેવામાં આવે ત્યારે તેઓ સુલેહશાન્તિથી રહે છે. હિંદુઓને મુસલમાન તહેવારોમાં નોતરવામાં આવે છે; ને તેઓ માનવંતા મહેમાન તરીકે જાય છે. બે કોમના માણસો રાજીખુશીથી એકબીજાને મદદ કરે છે. માનવજાતિના સ્વભાવમાં કંઈક જન્મ-સિદ્ધ ભલાઈ રહેલી છે. નહીં તો માનવજાતિ ક્યારની નાશ પામી હોત."

કોકે પૂછ્યું : "ગાંધીજી, દુઃખથી જો માણસનું ચારિત્ર ઘડાતું હોય, તે એ પરથી એમ પુરવાર નથી થતું કે રાષ્ટ્રોને યુદ્ધની જરૂર છે?"

ગાંધીજી કહે : "હું માનું છું કે એ ખોટો સિદ્ધાન્ત છે. દુઃખ અને વિપત્તિ એ જો સ્વેચ્છાએ સહન કરેલાં હોય તો તેનાથી ચારિત્ર ઘડાય ખરું, પણ તે પરાણે લાદેલાં હોય તો નહીં. અહિંસક યુદ્ધનું પરિણામ સર્વ પક્ષોને લાભદાયક થાય ખરું. પણ ભૂતકાળમાં થયેલાં યુદ્ધોમાં એમ સ્પષ્ટ જોવામાં આવ્યું છે કે એમાંથી મૂઢતા ને ક્રૂરતા થોડા જ વખતમાં પેદા થયા વિના નથી રહેતાં."

"આપ એમ માનો છો કે બીજું યુદ્ધ કોઈ રીતે રોકી શકાય એવું નથી?" કોકે પૂછ્યું.

અડધા હસતાં હસતાં પણ હૃદયના સાચા ભાવથી ગાંધીજીએ જવાબ દીધો : "હું માનું છું કે ૧૯૦૬ થી ૧૯૩૧ સુધીના મારા પ્રયોગની સફળતા એને રોકી શકે. તમે કહેવું હોય તો કહી શકો છો કે હું મારી કલ્પનાના મનોરાજ્યમાં વસું છું. કદાચ વસતો હોઉં. એમાં કંઈ દોષ હોય, પણ મને તો દેખાતો નથી."



બોમાં ઇગલિંગ રોડ નામનો એક રસ્તો છે, ને તેને એક છેડે બાળ-

મન્દિર છે. નવેમ્બરમાં એક દિવસ પરોઢિયે ગાંધીજીને આ શેરીનું સંશોધન કરવાનો વિચાર આવ્યો. તેઓ ક્યાંય જાય એટલે લોકો તો ઊંચાનીચા થવા લાગે ને દોડધામ કરી મૂકે. અમે ઇમલિંગ રોડ તરફ વળ્યાં એટલામાં તો લોકોનું મોટું ટોળું અમારી સાથે થયું. ગાંધીજીએ રસ્તાની બંને બાજુનાં ઘરોમાં જઈને જોવા માંડ્યું. એ ઘરોની સ્ત્રીઓના ગર્વનો તો પાર રહ્યો નહીં. તેમને કલ્પના પણ નહોતી કે ગાંધીજી આવવાના છે. તેમાંની કેટલીક કપડાંને ઇસ્ત્રી કરતી હતી, કેટલીક વાળઝૂડ કરતી હતી; પણ તેઓ ગયા એટલે સહુએ રાજીખુશીથી પોતપોતાના નાનકડા ગૃહરાજ્યનો એકેએક ખૂણો એમને તપાસવા દીધો, તેને વિષે તેમણે પૂછેલા સવાલોના જવાબ આપ્યા, ને તેમણે પ્રશંસા કરી તે સાંભળી. આસપાસ રહેતા માણસો શું કામ કરે છે, ઘરનાં ભાડાં કેટલાં હોય છે, સરકારી સફાઈખાતાવાળા ગટરો ને રસ્તાની સફાઈ કેવી કરાવે છે, બેકારી દરમ્યાન કુટુંબની સંભાળ માટે શી જોગવાઈ કરેલી હોય છે, વગેરે ગાંધીજીને જાણવું હતું. સ્ત્રીઓએ તેમને મેડા બતાવ્યા, ને પોતાના વાડામાં પણ ફેરવ્યા. પોતે પાળેલાં સસલાં ને મરઘાં તેમને બતાવ્યાં. કોક જગાએ પિયાનો વાજું હોય તેને માટે ઘરનાં માણસો ગર્વ લેતાં હોય. આ તપાસમાં એટલું તો સ્પષ્ટ દેખાઈ આવ્યું કે એકેએક વસ્તુનો સારામાં સારો ઉપયોગ કરવામાં આવતો હતો, ને સુંદરતાના અંશવાળી કોઈ પણ વસ્તુ સાચવીને સંઘરવામાં આવેલી હતી. ગાંધીજીને લંડનમાં ગાળેલા બીજા કોઈ પણ સવારના કરતાં આજનું સવાર વધારે આનંદદાયક થઈ પડ્યું; અને જેમનાં ઘરમાં તેઓ ગયા તો એ પ્રસંગને હંમેશ યાદ કરશે.

૫

## પ્રસિદ્ધ મુલાકાતીઓ

કિંગ્સલી હૉલમાં મુલાકાતીઓને અભિપ્રાય લખવા માટે જે ચોપડી રાખેલી છે તેમાં ૧૯૩૧ની પાનખર ઋતુમાં એકાએક સહીઓનો મોટો ભરાવો દેખાય છે. એ આખા સમય દરમ્યાન અમારા ટેલીફોનની ઘંટડી સતત વાગ્યાં કરતી. સવારનો નાસ્તો એ જાહેર ક્રિયા થઈ પડી. રાતના એક વાગે ટેલીફોનવાળા અમને ન્યૂ યૉર્કના સંદેશા લેવા માટે પથારીમાંથી ઉઠાડતા.

એ વખતે ડરહામનો એક ખાણિયો મજૂર અમારે ત્યાં રહેતો હતો,

તેને અમે દ્વારપાળનું કામ સોંપ્યું. તેને પ્રવેશદ્વાર આગળ બેસાડ્યો. અગણિત મુલાકાતીઓને આવકાર આપવાનું કે તેમને નન્નો સંભળાવી દેવાનું કામ તેને કરવું પડતું. તેને સવાલોના જવાબ આપવા પડતા, મિજાજ સાચવવો પડતો, ને અવિચળ ખડકનું અનુકરણ કરવું પડતું. કિંગ્સલી હોલ શું છે એ વિષે લોકોને સમજાવવું; અમારું સાહિત્ય વેચવું કે મફત આપવું; અને ગાંધીજીને મળવા આવનાર દરેક જણની સગવડનો પૂરો વિચાર કરવા છતાં, બો લત્તામાં રહેનારા જે સેંકડો સામાન્ય માણસો આખું અઠવાડિયું હોલમાં આવતા જતા હોય તેમની પ્રવૃત્તિમાં જરા પણ વિક્ષેપ ન પડે એની ભાળ રાખતી; એ બધાં કામો પણ એને માથે હતાં. ઘણોખરો વખત તો એ અજબ સ્વસ્થતાથી આ કઠણ ફરજો પાર પાડતો, પણ પ્રસંગોપાત વાતાવરણ તંગ બની જતું.

મળવા આવનારાઓના આવા અખંડ પ્રવાહની આગતાસ્વાગતા કરવી કરવી એ બોમાં રહેનારા અમારા કેટલાક લોકોને માટે વધારેપડતી ઉત્તેજના ચડાવે એવું કામ હતું. ગાંધીજીના નિવાસના પહેલા અઠવાડિયામાં તો અમારી શેરીમાં રહેનાર લોકોનું ગૃહજીવન સાવ અસ્તવ્યસ્ત થઈ ગયું. શેરી ઉત્તર–દક્ષિણ આવેલી છે; અને અગાસી પર પડતાં બારણાંવાળી અમારી ઓરડીઓ પૂર્વ–પશ્ચિમ છે. વળી અગાસીની દીવાલ નીચી હોવાથી, પૉવીસ રોડ પર રહેનારા લોકો અગાસીમાંનું દૃશ્ય સારી રીતે જોઈ શકતા. તેઓ હજુ એની વાત કરે છે ત્યારે તેમની આંખો ઉત્સાહથી ચમકી ઊઠે છે.

"મારાથી ઘરનું કામ કરી શકાતું જ નહીં — એમાં જીવ જ ન ચોંટે. હું ક્ષણવાર એમની સહેજ ઝાંખી કરી લેવા બહાર જાઉં ને પાછી અંદર આવું — એમ આખો વખત ચાલ્યું. છોકરાં પણ બધો વખત એમને જોઈ રહેતાં; ને તેઓ ઓરડીની બહાર આવે એટલે કિકિયારી કરતાં. એ દિવસે તો અમારી શેરીમાં રવિવારનું જમણ પણ ઘણાંએ સુખે ખાધું નહીં. 'આ રહ્યા,' એમ કોઈ બૂમ પાડે એટલે અમે બધાં બહાર દોડીએ. મીસીસ બ્રાઉન રસોઈમાં શાક ને બીજી એક વાની બનાવવાનું જ ભૂલી ગયાં. મીસીસ મીલરે રસોઈ પીરસી પણ માંસ પીરસવાનું જ ભૂલી ગયાં. અને એ કેવા સારા ને ભલા ગૃહસ્થ હતા! છાપાં કહેતાં હતાં એવા તો જરાયે નહોતા. અમે જોયું કે એમણે બહુ જ ભલાઈ દેખાડી, ને તેઓ ગરીબ લોકોને સમજી

શકતા હતા. તેઓ આપણા જેવા જ હતા." આ તે વખતની લોકવાણીના નમુના છે.

બેકાર મજૂર કારીગરો ટેલીફોનની ઘંટડીનો જવાબ આપવામાં અમને ઘણીવાર મદદ આપે છે, પણ હવે તો તે રોમાંચક કામ થઈ પડ્યું, ને તે કરવા માટે હૂંસાતૂંસી થવા લાગી. ક્યારેક જુવાન મિ. રૅન્ડૉલ્ફ ચર્ચીલ ગાંધીજી સાથે મુલાકાતનો વખત નક્કી કરતા હોય, અથવા તો મિ. ચાર્લી ચેપલીનનો મિત્ર એ બે મહાપુરુષો વચ્ચે મુલાકાતની ગોઠવણ કરતો હોય. ક્યારેક સ્કાટલૅંડ યાર્ડ ( પોલીસ મથક ) માંથી, સેન્ટ જેમ્સના મહેલમાંથી, કે નં ૧૦ ડાઉનિંગ સ્ટ્રીટ ( વડા પ્રધાનનું રહેઠાણ ) માંથી ટેલીફોન આવે તો ! અમારા આશ્રમના એક માણસને તેની ઓરડીમાં છૂપી પોલીસના એક અમલદારને માટે પૈડાંવાળી નીચી પાટ પર પથારી કરવી પડતી. દેશના તમામ ભાગમાંથી તેમજ પરદેશથી પણ આવેલા લોકો સવારે સાડાપાંચે ફરવા જવાનો લહાવો લેવા આવતા, તેમને માટે ઘણીવાર મારી ઑફીસમાં સૂવાની સવડ કરવી પડતી. આઈરીશ કવિ જ્યૉર્જ રસેલ ( એ. ઈ. ) અગાસી પરની એક ઓરડીમાં આવીને રહેશે એવી અપેક્ષા અમે રાખેલી. દુર્ભાગ્યે ઘરમાંની માંદગીને લીધે તેઓ ન આવી શક્યા. પણ બીજા અનેક મહેમાનોના આગમનને લીધે અમારાં મનને ઠીકઠીક કેળવણી મળી, ને અમારા જ્ઞાનમાં સારી પેઠે વૃદ્ધિ થવા પામી. લોકોની સરભરા કરવાનું સવારે સાડાછએ શરૂ કરવું પડે એ વિચિત્ર સમય કહેવાય. પણ ગાંધીજી સાથે એક કલાક ગાળીને ગરમાગરમ થઈ આવેલા એ લોકો સામાન્યપણે રાજી થઈને અમારી સાથે ચા પીવા ને વાતો કરવા બેસતા. આ રીતે અમને સર્વ પ્રકારના વિચારોનું જ્ઞાન મળતું; ઘણી હિલચાલો વિષે અંદરની ખબર મળતી; અને એ રીતે અમે જે મિત્રતાના સંબન્ધો બાંધ્યા તેની મીઠાશ કાયમ ટકી રહે એવી છે.

કેટલીકવાર એમાંના કોઈ કોઈ મહેમાન અમારે ત્યાં રહી જતા, અમારા ઘરકામમાં મદદ આપતા, અમારી પંદર મિનિટની મૂક પ્રાર્થનામાં હાજરી આપતા, ને પછી અમારી સાથે નાસ્તો કરતા. તે વેળા લાંબા ટેબલ પર નાસ્તો કરવા બેઠેલાં સહુ માણસોને જાતજાતની વાતો સાંભળવાની મળતી. ક્લેર શેરીડને ( અંગ્રેજ મહિલા શિલ્પકાર ) ઉત્તર આફ્રિકાના એક રણદ્વીપમાં રહેતા પોતાના કુટુંબની ને તેના જીવનની કથા કહેતી. સ્વીડનથી

આવેલા એક પાદરીએ અનેક વાર્તાઓ સંભળાવેલી. મંદ બુદ્ધિનાં માણસોનો ઉપચાર કરવાનો એક નવો ઈલાજ એક જુવાન જર્મન નૃવંશશાસ્ત્રી ને તેમનો મિત્ર બર્મિંગહામ પાસે અજમાવી રહ્યા હતા તેનું વર્ણન તેમણે આપેલું. વેલ્સના બેકારોના નેતાઓ, વિશ્વવિદ્યાલયોના અધ્યાપકો, દક્ષિણ આફ્રિકાના ટૉલસ્ટૉય ફાર્મના જૂના આશ્રમવાસીઓ, દારૂનિષેધની હિલચાલના આગેવાનો, અમેરિકનો, ફ્રેંચો ને સ્વીસ લોકો, સહુ અમારા આશ્રમજીવનમાં સહેજે ભળી જતા દેખાતા; ને ત્યાંથી જતાં તેમને દુઃખ થતું હોય એવો ભાસ અમને થતો. આવી સુખદ કલ્પના એ એમણે બતાવેલા નર્યા વિવેકથી અમારાં મનમાં ઊપજેલો ભ્રમ હોય એ સંભવિત છે; છતાં એ ખ્યાલ અમારાં મનમાં ટકાવી રાખવો અમને ગમે છે.

સહુને વધારેમાં વધારે પ્રિય થઈ પડનાર મહેમાન તે બ્રિગેડિયર–જનરલ ક્રોઝિયર હતા. તેઓ આવ્યા ત્યારે હું બહાર ગયેલી હતી. પણ હું આવી ત્યારે આશ્રમવાસીઓએ મારી આગળ એમની જે પ્રશંસા કરી તેવી પ્રશંસા તેઓ બહુ જ જૂજ માણસોની કરતાં. " એમણે તો અમને બહુ ગંમત કરાવી. એ અહીં બહુ જ સારી રીતે ભળી ગયા હતા. અમારે વિવેક કે શિષ્ટાચાર સાચવવાની કાળજી રાખવી પડી નહોતી."

પહેલાં ત્રણ અઠવાડિયાંમાં ગાંધીજીનાં કેટલાંક મિત્રો આવતાં તે બહુ દૃઢ નિશ્ચયવાળી મુખમુદ્રા ધારણ કરતાં; અને ગાંધીજીએ તરત જ બો લત્તો છોડીને લંડનના કોઈ વધારે સુધરેલા ભાગમાં જવું જોઈએ એને માટે ભારે વજનદાર કારણો રજૂ કરતાં. એમાંથી એક મહિલાએ મને કહ્યું: "તમારાથી એમને અહીં રાખી જ ન શકાય, મીસ લેસ્ટર. બેશક તમે પણ એ વાત સમજો છો. અહીં રહે એ બહુ સારું છે એની ના નથી. પણ અમારે એમને મળવું હોય ત્યારે દર વખતે ભાડાની મોટરના બે પાઉંડ આપવા પડે એ ન પોસાય. ખરું કે નહીં ?"

મેં હા ના કર્યા વિના એટલું જ કહ્યું કે " એ તો ગાંધીજીને નક્કી કરવાનું છે." જોકે મને ખબર હતી કે આ મહિલાને જોઈએ તો વીસ મોટરો મળી શકે એવી હતી.

દરમ્યાન ગાંધીજી રેંટિયો ચલાવતા; તેમના મિત્રોએ બીજા કોઈ ઉતારા

માટે પરિશ્રમપૂર્વક તપાસ કરી હોય તેનાં પરિણામના હેવાલ તેમની પાસેથી સાંભળતા; ને હંમેશાં અનાસક્તિપૂર્વક એક જ જવાબ આપીને સંતોષ પામતા : "મારે અહીંથી જવું જ પડે, તો હું કોઈ એવી જ જગાએ જઈશ જ્યાં હું આ જ જાતના લોકોની — એટલે કે ગરીબોની — વચ્ચે રહી શકું."

સર ચાર્લ્સ ટ્રિવેલિયન ગાંધીજીને ઘરની જરૂર છે એમ સાંભળતાંવેંત મોટરમાં બેસીને કિંગ્સલી હૉલ આવ્યા, ને તેમણે પોતાનું ઘર ગાંધીજીને રહેવા આપવાની ઇચ્છા દર્શાવી. પણ એ સૂચના પણ અવહેવારુ નીવડી.

તે પછી મીસ મેરી હ્યુઝ ગાંધીજીને મળવા આવ્યાં. 'ટૉમ બ્રાઉન્સ સ્કૂલ ડેઝ' ના લેખક હ્યુઝનાં વયોવૃદ્ધ દીકરી છે. અમે એમને પહેલાં આવવાનું કહ્યું ત્યારે તેમણે કહેલું : "ના, હું નહીં આવું. આવા પુરુષનો વખત મારે શા સારુ લેવો જોઈએ ? આટલાં વરસ થયાં હું નિરંતર એમને વિષે પ્રાર્થના કરું છું. પછી મારે એમની સાથે વાત કરવાની, એમને સાંભળવાની, કે એમને નજરોનજર જોવાની શી જરૂર છે ?" અમારે એમને સમજાવવું પડેલું કે "અમારા મહેમાન તમને મળવા ઇચ્છે છે, એટલે તમારે આવવું જ જોઈશે." મેરી હ્યુઝે પિસ્તાળીસ વરસ પર કારખાનાંના માણસો માટે જે લડત ચલાવેલી તે વિષે ગાંધીજીએ ઘણું સાંભળ્યું હતું. જે લોકો કશી સગવડો ને રાહતો આપવા રાજી નહોતા તેમની પાસેથી તે આ મજૂરો માટે તેમણે પડાવેલી, ને એમણે લડત કદી અટકાવેલી નહીં. તેઓ અત્યારે પણ એની એ જ જગાએ રહેતાં હતાં. એક નાની દારૂની દુકાનને ફેરવીને રહેવાનું ઘર બનાવેલું ત્યાં એમનું રહેઠાણ હતું. પોતાને માટે માત્ર એક નાની — દસ ફૂટ લાંબી ને આઠ ફૂટ પહોળી — ઓરડી રાખેલી; એ જ એમની રહેવાની ઓરડી ને એ જ ઑફીસ પણ હતી. તેઓ પોતાને માટે ભાગ્યે જ એક પેની પણ ખરચતાં હશે. મેં એમને પૂછ્યું : "આવી કકડતી ઠંડીમાં અહીં સગડી વિના તમને ટાઢ નથી વાતી ?" એટલે ચપ દઈને એમનો હૂંફાળો હાથ કાઢીને કહે : "હાથ મૂકી જુઓ મારા શરીર પર. ગરીબોનાં દુઃખ જોઈને હું હંમેશાં રોષથી ધગતી હોઉં છું, એટલે ટાઢ શી રીતે વાય ?"

એક દિવસ પરોઢિયે અમે એમને ગાંધીજીની ઓરડીમાં લઈ ગયાં. ગાંધીજી એમને આવકાર આપવાને ઊભા થયા. બંને જણ એકબીજાની સામે

જોતાં, હાથ મિલાવીને ઊભાં રહ્યાં. તેઓ એકબીજાને ઓળખે ને સમજે છે એવો ભાવ તેમના સ્મિતમાં હતો. મેરી હ્યુઝ ગાંધીજીને કહે: "આ તમારા જવાની શી વાત ચાલે છે? એમાં કશો અર્થ નથી. આ જગા તમારે માટે જ બનાવેલી છે. એ તમે જોતા નથી? એ તમને બરાબર ફાવી ગઈ છે, ને તમે તેમાં સરસ રીતે ગોઠવાઈ ગયા છો. આ તો કિંગ્સલી હૉલ છે. કિંગ્સલી લેસ્ટર જુવાન હતા. તેમનામાં જુવાનીનું જોમ હતું. તે મરી ગયા નથી, કેમકે તેમનો આત્મા આ સ્થાનમાં વસે છે. તમારાથી બીજે જઈ જ ન શકાય, ભાઈ."

તેઓ આ વાક્યો કહેતાં હતાં તે વખતે મહાદેવ અને દેવદાસ ઓરડીની બહાર ઊભા ઊભા તેમનો સ્પષ્ટ અવાજ સાંભળતા હતા, બારીમાંથી આ બે સમાનધર્મી આત્માઓનું મિલન નિહાળી રહ્યા હતા; અને એ શબ્દો સાંભળતાં ને એ દૃશ્ય જોતાં તેમનાં મુખ પર આનંદ અને કંઈક અંશે આશ્ચર્યયુક્ત આદરનો ભાવ હતો.

સેંટ જેમ્સથી પાસે પડે એવા બીજા ઘર માટે એક પછી એક અનેક લત્તા ખોળવામાં આવ્યા, ને એક પછી એક ઘણાં ઘરનો વિચાર કરી જોવામાં આવ્યો, પણ ગાંધીજીનો એ સૂચનાઓ વિષેનો રસ ઉત્તરોત્તર ઓસરતો ગયો. છેવટે તેમણે કહી દીધું: "જેને જે કહેવું હોય તે કહે, પણ આ પડોશમાંથી ખસવાનું મન મને કોઈ રીતે થાય એમ નથી. આ ખરું ગોળમેજી પરિષદનું કામ છે. અહીં હું ઇંગ્લંડના લોકોનાં હૃદયની ઝાંખી કરી રહ્યો છું."

પહેલે દિવસે મુલાકાતે આવનારાઓમાં એક વિશેષ આકર્ષક દેખાતા વયોવૃદ્ધ પુરુષ હતા. એમનો ચહેરો રવીન્દ્રનાથ ઠાકુરની યાદ આપે એવો હતો, પણ એમની દાઢી કવિવરના કરતાં વિશેષ ધોળી હતી ને એમણે ઝીણી સફેદ મલમલનો ફેંટો પહેર્યો હતો. ગાંધીજીએ મને એમની સાથે પરિચય કરાવતાં કહ્યું કે એ સર પ્રભાશંકર પટણી છે ને તેઓ એક દેશી રાજ્યના દીવાન છે. એમને બાળકો પ્રત્યે બહુ જ પ્રેમ હતો. એમણે મને પૂછ્યું: "મને પણ કિંગ્સલી હૉલમાં ઉતારો આપશો?" તેમણે એવો મત બાંધ્યો હતો કે ગાંધીજી પૂર્વ લંડનમાં રહ્યા તે સારું જ કર્યું. એમને પોતાને પણ ત્યાં જ રહેવું હતું. "કિંગ્સલી હૉલમાં જગા ન હોય તો પડોશમાં ક્યાંક સગવડ થઈ શકે ખરી?"

એમને રીઝવવાનું મુશ્કેલ નહોતું. ગરમ પાણીની સવડવાળી ને ચોખ્ખી નાહવાની ઓરડી એ એક જ એમની ખાસ જરૂરિયાત હતી. પણ ઓનાં ઘરોમાં એવી નાહવાની ઓરડી જ ન મળે. કિંગ્સલી હૉલમાં તો એટલી બધી ભીડ હતી કે અમારામાંથી બે જણને એ બધા દિવસ અવરજવરની ચાલીમાં સૂવું પડેલું. એટલે પૂર્વના લત્તામાં આવવા માગતા બીજા એક સરસ મહેમાનને મારે અત્યંત ખેદપૂર્વક ના પાડવી પડી. પણ સર પટણી અમને મળવા ઘણીવાર નીકળી આવતા. એમને અમારા લોકો ખરેખર ગમતા; અને કિંગ્સલી હૉલનાં સમારંભો ને પ્રાર્થનાઓમાં તેમની મુખમુદ્રા ને તેમની શરીરાકૃતિ પરિચિત થઈ પડ્યાં.

પછી આવ્યા મોતીવાળા રાજા. ઓના લોકોને માટે આ અત્યંત રોમાંચકારી પ્રસંગ હતો. આ રાજાનું શરીર ને તેમનું વર્તન ખરેખર સરસ, રાજાને શોભે એવાં, હતાં. તેમનું શરીર ટટાર ને ચાલ ચપળ હતી, તેમની મુખમુદ્રા બુદ્ધિસૂચક હતી, ને તેમની રીતભાતમાં સ્વાભાવિકતા, ખાનદાની ને ગૌરવ હતાં. એમનો ડગલો જે કાપડનો બનાવેલો હતો તે કાપડ દેખાતું જ નહોતું એમ કહીએ તો ચાલે — એટલાં બધાં મોતી એના પર જડેલાં હતાં. સાથે એમનો દીકરો ને દીકરી પણ હતાં. તેમનો પહેરવેશ પણ એ જ ઢબનો હતો. તેમના રાજ્યમાંથી આવેલા આવા મહાપુરુષને મળવા આવવું તેમને જરૂરી લાગ્યું. તેઓ બી વિનાનાં સંતરાંનો ભરેલો મોટો કરંડિયો ગાંધીજીને ભેટ આપવા લાવ્યાં હતાં. એમના આવ્યાની ખબર મળતાં ગાંધીજી આ રાજવીને આવકાર આપવા અગાસી પરથી ઊતરીને નીચે આવેલા.

મિ. હેનરી બ્રેલ્સફર્ડ ગાંધીજીને મળવા ઘણીવાર આવતા. તેમનાં પત્ની, જે પરણ્યા પહેલાં ક્લૅર લેટન હતાં, તે પ્રસિદ્ધ ચિત્રકાર છે. તેમણે ગાંધીજીનું ચિત્ર તૈયાર કર્યું.

કુમારી એવેલીન અંડરહીલે ગાંધીજીને મળવાની ઇચ્છા દર્શાવી, ને નમ્રતાપૂર્વક ઉમેર્યું: "જોકે હું જાણું છું કે મને એમનો વખત લેવાનો કશો હક નથી." "પણ એમને મારો વખત લેવાનો હક છે. એમને એ પ્રમાણે લખો," ગાંધીજીએ તરત જ જવાબ દીધો. "મેં જેલમાં એમનાં કાવ્યો વાંચેલાં. મને એમાં બહુ રસ પડ્યો હતો." એમ એ મુલાકાત પણ ગોઠવાઈ.

કૃષ્ણમૂર્તિ મળવા આવ્યા એમણે ઘણી વાતો કરી. એમને જોવાનો આ પ્રસંગ મળ્યો તે મને સારું લાગ્યું. બાવીસ વરસ પર મેં એમને વિષે સાંભળ્યું હતું. ત્યારે મીસીસ બિસેંટ એમને જગતમાં જે મહાન પદ લેવાનું હતું તેને માટે શિક્ષણ આપી રહ્યાં હતાં. કૃષ્ણમૂર્તિએ જાહેર રીતે અવતારપદ સ્વીકાર્યું તે મેં નિહાળેલું, એમની કેવી પૂજા કરવામાં આવતી તે સાંભળેલું, અને એમની સેવા કરવા જે માણસોને નીમવામાં આવેલાં તેમાંનાં કેટલાંકને હું મળેલી. પછી એક દિવસ સવારે છાપાંમાં ખબર આવી કે કૃષ્ણમૂર્તિએ એ પદ ને તેની સાથે સંબન્ધ ધરાવતી સર્વ વસ્તુઓનો સ્વેચ્છાએ ત્યાગ કર્યો છે. એ વાંચી એમને વિષે મારા મનમાં પ્રશંસાનો ભાવ એકાએક જાગૃત થવા લાગેલો.

'ધી બેંગોલ લૅન્સર' નામના પુસ્તકના લેખક મેજર યીટ્સ–બ્રાઉનની મુલાકાત પણ અમને ઘણી ગમી. બરનાર્ડ શૉ ગાંધીજીને બોમાં મળવાને બદલે નાઇટ્સબ્રીજમાં (જ્યા ગાંધીજીની દિવસની ઑફીસ હતી) મળ્યા એથી અમને ખેદ થયો. અમે ઘણાં વરસથી એમને મળવાને ઝંખી રહ્યાં હતાં.

અમારા લત્તાના પાદરી રેવરંડ ગ્રેટબૅકની મુલાકાત અસાધારણ હતી. તેઓ અગાઉથી વખત નક્કી કરીને, એક દિવસ સવારે સવાઆઠે આવ્યા; ને આવીને પૂર્વ લંડનની ડાયોસીસન ઍસોસિયેશન તરફથી આવકારનો સંદેશો આપી ગયા. એમના ગયા પછી ગાંધીજી મને કહે : "એ ત્રણ મિનિટમાં તો આવ્યા ને ગયા પણ ખરા. પણ એટલામાં એમને જે કહેવાનું હતું તે એમણે કહી દીધું. મુખ્ય મુદ્દાની વાત સિવાય બીજું કંઈ ન બોલ્યા. જે કહેવાનું હતું તે પણ કેટલી બધી સરળતાથી, સુંદર રીતે, ને શાન્તિથી કહ્યું. એમને વિષે મારા મનમાં પ્રશંસાનો ભાવ ઊપજ્યો. એમને હું સર્વશ્રેષ્ઠ મુલાકાતી ગણું છું."

એક દિવસ સાંજે ગ્લૉસેસ્ટરશાયરનો એક કદાવર ખેડૂત આવીને ઊભો રહ્યો. જે બકરીઓનું દૂધ ગાંધીજીને માટે મોકલાતું હતું તેનો તે માલિક હતો. લંડનમાં દૂધ અને દુધાળાં પ્રાણીઓને અંગે જે પ્રદર્શન ભરાયેલું તેને માટે તે ઉત્તરમાંથી આવેલો. ગાંધીજી પાસે આવીને કહે : "જે ઉમદા પ્રાણીઓ આપને પોષણ આપી રહ્યાં છે તેમને જોવા આવવાની આપની ફરજ છે એમ

મને લાગે છે." આ વાત સમજી શકાય એવી હતી. એટલે ગાંધીજીએ પ્રદર્શનમાં એક કલાક બહુ જ આનન્દથી ગાળ્યો; ને તેમાંથી અખબારનવીસોને પુષ્કળ સામગ્રી મળી ગઈ.

દૂધ આપનાર છોકરો, સંદેશા લઈ આવનાર છોકરા, ને બીજા ઘણા માણસો ગાંધીજીના હસ્તાક્ષર મેળવવાને પોતાની હસ્તાક્ષર–પોથી (ઑટોગ્રાફ બૂક) અમારી પાસે મૂકી જતા. એકવાર પોલીસના બાતમી ખાતાની એક સ્ત્રીએ પોતાના કાગળમાં એનો ઉલ્લેખ કર્યો, ને જોડે એક અશક્ય વસ્તુની માગણી કરી. એને ગાંધીજીના હસ્તાક્ષરમાં એક આખી કંડિકા જોઈતી હતી. એ પછી એણે ઉમેરેલું : " મારી ખાતરી છે તમે ગાંધીજી પાસે આટલું કરાવી શકશો, કેમકે મેં સાંભળ્યું છે કે તેઓ દૂધવાળા છોકરાને પણ હસ્તાક્ષર આપે છે." મારે એને જવાબમાં સમજાવવું પડ્યું કે " તમે તમારા લખાણમાં ખોટી જગાએ ભાર મૂક્યો છે. તમે કહો છો : 'દૂધવાળા છોકરાને પણ !' એ તો અમારા લત્તાના જૂનામાં જૂના એક કુટુંબનો છે. તે વફાદાર, ખુશમિજાજ ને આનંદી જીવ છે. બુદ્ધિશાળી છે. સરસ સિસોટી વગાડે છે. ને સરસ છોકરો છે. હસ્તાક્ષર લેવા માટે દૂધવાળા છોકરા કરતાં વધારે લાયક કોણ હોઈ શકે ?"

એક દેખાવ મારા સ્મરણમાં આબેહૂબ રહી ગયો છે. ગાંધીજી હાથમાં એક તાર લઈને બેઠા છે. મૂંઝાયેલા હોય એમ સ્પષ્ટ દેખાય છે, ને પોતાની મૂંઝવણથી એમને જરા રમૂજ પણ પડે છે. એમની આસપાસ એમના જવાબની રાહ જોતું મન્ત્રીમંડળ બેઠું છે. હું ઓરડામાં પેસું છું ત્યાં મૌન તૂટે છે, ને કંઈક તુચ્છકારના શબ્દો મારે કાને પડે છે : " પણ એ તો માત્ર વિદૂષક છે. એને મળવા જવામાં કશો અર્થ નથી." એને ના લખી દેવા માટે ગાંધીજી એક મન્ત્રીના હાથમાં તાર આપતા હતા, ત્યાં મેં તાર મોકલનારનું નામ જોયું.

" પણ તમે આને નથી ઓળખતા, બાપુ ?" મેં પૂછ્યું. મને બહુ જ અચંબો થયો હતો.

" ના," કહી ગાંધીજીએ તારનો ચોળાઈ ગયેલો કાગળ પાછો લીધો, ને જે જ્ઞાન મન્ત્રીઓ નહોતા આપી શક્યા તે મેળવવા મારી સામે નજર નાખી.

" ચાર્લી ચૅપલીન ! એના પર તો આખી દુનિયા વારી જાય છે. એને

તો આપે મળવું જ જોઈએ. એની કળાનું મૂળ મજૂરવર્ગના જીવનમાં છે. ગરીબોને જેમ આપ સમજો છો તેમ એ પણ સમજે છે. એનાં ચિત્રોમાં એ હંમેશાં ગરીબોને માન આપે છે."

એટલે બીજે અઠવાડિયે, બોથી પણ પૂર્વ દિશામાં કેનિંગ ટાઉનની એક પાછલી શેરીમાં આવેલા ડૉ. કતિયાલના ઘરમાં આ મુલાકાત ગોઠવાઈ, ને એ ભાગના લોકોને આ બંને પુરુષોને આવકાર આપવાનો બેવડો લહાવો મળ્યો. અમે સહુએ એ આગામી મુલાકાત વિષે મોઢું બીડેલું રાખવાની પ્રતિજ્ઞા લીધેલી. છતાં એ ભેદ ક્યાંકથી ફૂટી ગયો ; ને મુલાકાત વખતે રસ્તા પર લોકોની મોટી ઠઠ જામી. લોકો એકબીજા સાથે તેમજ પોલીસની સાથે હસાહસ કરતા હતા. મિ. ચેપલીન મોટરમાંથી કૂદકો મારીને ઊતર્યા, લોકોને નમન કરવા હેટ ઊંચી કરી, ને પોતાના બે હાથ મિલાવીને હસ્તધુનન કર્યું, એટલે લોકો હસી પડ્યા. છેવટે ગાંધીજી આવ્યા એટલે એમને જોઈને પણ લોકોએ હસાહસ કરી મૂકી. ગાંધીજીને જોઈ એમના આનંદની અવધિ આવી દેખાતી હતી.

ઘરમાં આ બે નાનકડા પુરુષો, અમે બાકીનાં જે માણસો હતાં તેમનાથી સહેજ અળગા, એક કોચ પર બેઠા ; ને તેમણે લોકો, શ્રમજીવીઓ, પૂરું પોષણ ન મેળવી શકનારાંઓ, યન્ત્રના ગુલામ બનેલા મજૂરો, ને કેદખાનાના કેદીઓ એ બધાને વિષે વાતો કરી. વાતમાં એક વખતે મિ. ચેપલીને કહ્યું: "સિંગસિંગ જેલના કેદીઓ સાથે મેં એક કલાક વાત કરેલી એ મારે ખરાબમાં ખરાબ કામ કરવું પડેલું એમ માનું છું. એવી વાત હું બીજીવાર ન કરી શકયો. વાત કરતી વખતે મારા મનમાં એક જ વિચાર રમી રહ્યો હતો: ઇશ્વરની કૃપા ન હોત તો હું પણ એમની જોડે જ હોત."

પછી સાવ અણધાર્યો એક અશિષ્ટ ને અણછાજતો ધસારો થયો. ઘરની ટચુકડી આગલી પરસાળમાં, બધી સૂચનાઓનું ઉલ્લંઘન કરીને, છાપાંવાળા ફોટોગ્રાફરોનું એક સાવ નિરંકુશ ટોળું ધસી આવ્યું. એમણે પાછલી દીવાલ તોડી પાડી હતી, ને ગમે તેમ કરીને ઘરમાં ઘૂસ્યા હતા. ઘરધણીએ ગમે તેટલું કહ્યું તોયે જરા પણ ચસ્યા નહીં ; અને ગાંધીજીની સામે, તેમની મરજી વિરુદ્ધ, કેમેરાની હાર મંડાઈ એ એમને સાંખી લેવું પડ્યું. આ સૂગ ઉપજાવે એવું તોફાન શમ્યું, ને ઓરડો પાછો ખાનગી બની ગયો, ત્યાં સાત વાગવા આવ્યા હતા, એટલે અમે સહુએ સાથે બેસીને પ્રાર્થના કરી.

## ૬

# ભલા સાથીઓ

ગાંધીજીએ લંડનમાં જે સભાઓમાં ભાષણો આપ્યાં તેમાંની ઘણીખરી સભાઓ વિષે મને એક જાતની નિરાશા ઊપજી. સભાની ટિકિટો બધી વેચાઈ જાય તે પછી અઠવાડિયાં સુધી લોકો ટિકિટો માટે બૂમો પાડ્યાં કરતા; લાંબી લાંબી મુસાફરીઓ કરીને આવતા; અને અમુક અમુક વ્યક્તિઓ ગાંધીજીને જોવાની ને તેમનો સંદેશો સાંભળવાની પોતાની તીવ્ર ઇચ્છા તૃપ્ત કરી શકે તે માટે સભાની ગોઠવણોમાં જાતજાતના અટપટા ફેરફારો કરવામાં આવતા. પછી જ્યારે સભાની રાત આવતી ત્યારે એમ જ લાગતું કે સભાજનો ખરેખરા ગાંધીજીને મળી શક્યા જ નથી. સંકોચ, શિષ્ટાચાર, કંઈક અણધારી થાકની લાગણી, એ બધું ક્યાંકથી આવી પડતું દેખાતું. લોકો આ હસમુખા, હેતાળ ને વિનોદી પુરુષનો ખરો પરિચય કદી કરી શક્યા જ નહીં.

આ ક્ષોભ ને સંકોચની લાગણી ક્યાંથી આવતી હતી? રખેને કંઈક ભૂલ કે અવિવેક થઈ જાય એવો ભય સભાઓ ગોઠવનારાનાં મનમાં હતો? અથવા તો લોકોને ગાંધીજીમાં કંઈક બેચેની ઉપજાવે એવી વિચિત્રતા દેખાતી? બેશક નહીં! જે લોકો પૂર્વના રીતરિવાજથી વાકેફ છે તેમને એમનાં વસ્ત્રોમાં અસાધારણ લાગે એવું કશું ન હતું. શ્રોતાઓમાંથી દરેક જણે લગભગ એમના જેવાં કપડાં પહેરનાર બાઈબલનાં પાત્રોનાં અગણિત ચિત્રો જોયાં હશે. શ્રોતા વક્તા વચ્ચેનું આ અંતર દૂર કરવા માટે હું ઘણીવાર ગાંધીજીને પરોઢિયે ફરતી વખતે કહી રાખતી કે આજે સાંજે કેવી જાતના માણસો આગળ ભાષણ આપવાનું છે. એમાં કોઈ વ્યક્તિઓ મને પરિચિત હોય તો તેમનાં વર્ણન આપતી. એમનાં આંતરિક જીવનનો કંઈક ખ્યાલ આપતી. અથવા તો જે સંસ્થાએ સભા બોલાવી હોય તેનો પાછલો ઇતિહાસ કહી જતી. કોકવાર કહેતી: "આજે આપ દિલ ખોલીને ધરાઓ એટલું બોલી શકો છો. આજે આવનારા લોકો ગમે તે સાંભળવાને તૈયાર છે. તેઓ આપનો પૂરેપૂરો સંદેશો સમજશે. એમને વિશાળ અનુભવ છે, અને એમનામાં નમ્રતા છે."

પછી રાતે હું રાહ જોતી નિહાળી રહું, ને આશા રાખું કે શ્રોતાઓ ને

ગાંધીજી વચ્ચે ખરું અનુસંધાન થશે. પણ તે આશા ફળે નહીં. એ દુઃખની વાત દેખાતી હતી, કેમકે શ્રોતાઓ ગાંધીજી પાસેથી શીખી શકત એટલું ગાંધીજી શ્રોતાઓ પાસેથી પણ જાણી શકત — ખાસ કરીને એટલા માટે કે તેઓ લોકોને સવાલો પૂછવાનું દરેક સભામાં કહેતા.

ગાંધીજી એમના ધીરા, શાન્ત અવાજે બોલવાનું શરૂ કરે, બહુ જ તોળીતોળીને શબ્દો બોલે, તટસ્થભાવે પરિસ્થિતિ વર્ણવે, અને સત્યના પૂજારીને શોભે એવી રીતે દરેક વાક્યમાં બહુ જ ચોકસાઈ રાખે. ભાષણમાં આવેશ, લાગણીની રેલછેલ, વગેરે કશું ન હોય. બે કલાકમાં ક્યારેય પણ છટાદાર વક્તૃત્વ, અવાજના આરોહ અવરોહ, શરીરની હાલચાલ, મોઢાના હાવભાવ — સામાન્ય રીતે વક્તાઓ જે ઉત્સાહ બતાવે છે ને શ્રોતાઓને સમજાવવા જે કરામતો વાપરે છે તેમાંનું કશું જ ગાંધીજીમાં જોવા ન મળે.

સભા પૂરી થયે જવાનો વખત થાય એટલે ગાંધીજી ઊઠે; ને ઓછામાં ઓછી હાલચાલ કરીને અને ઓછામાં ઓછા શબ્દો બોલીને સભાગૃહમાંથી નીકળે. સભા ગોઠવનારાઓને આ વિચિત્ર લાગે. પણ મને લાગે છે ગાંધીજીનો એ સ્વભાવ જ થઈ ગયો છે. એમનો હળવામાં હળવો શબ્દ પણ પ્રમાણરૂપે ટાંકવામાં આવે છે, ને માણસો તે પ્રમાણે વર્તવા લાગે છે, એટલે તેઓ શબ્દો બોલવામાં કરકસર જેવું રાખે જ. તેઓ આરામ ને વિનોદ માટે જુદો વખત રાખતા નથી, તે એટલા જ કારણસર કે તેમને કદી અતિશય તાણ, આવેશ કે વ્યગ્રતા થતાં નથી; ને તેમનું મન કદી એવું હદ બહાર ઉશ્કેરાઈ જતું નથી કે તેને ઠંડું પાડવાને ખાસ પ્રયત્નની જરૂર પડે. તેઓ પ્રાર્થનામાં લીન થઈ ગયા હોય, દૈનિક જીવનની સામાન્ય ઘટમાળમાંથી પસાર થતા હોય, કોઈ મજૂરના બે ઓરડીવાળા ઘરના ચૂલાના દેવતા આગળ બેઠા હોય, કે કેદખાનની દીવાલોમાં હોય, તોપણ તેમનો આત્મા અવિચળ ને શાન્ત હોય છે. એમને કોઈએ એમ કહેલું કે "હિન્દી પ્રશ્નનો ઉકેલ આણવાના પ્રયત્નમાં આપની વિલાયતની મુલાકાતની ખરી કિંમત રહેલી નથી. શ્રમ, થાક ને ચિન્તાના ભારથી અમારા યુરોપવાસીઓના જ્ઞાનતંતુઓને જે રોગો થાય છે તે કેમ ટાળી શકાય એ આપ અમને બતાવી રહ્યા છો, એ આપના આગમનની ખરી ઉપયોગિતા છે."

મધ્યમ વર્ગના લોકો ગાંધીજીને ઓળખતા — ખરેખર ઓળખતા — કેમ થાય એની મને ચટપટી થતી હતી. હું સમજવા લાગી કે આપણો વિલાયતના લોકોનો એ સ્વભાવ થઈ પડ્યો છે કે જે માણસો વિષે આપણાં મનમાં પ્રશંસા ને ગર્વનો ભાવ હોય તેમની સાથે આપણે વિનોદ કરીએ, તેમની મશ્કરી કરીએ, તેમની ' હુર્રે ' બોલાવીએ, તેમને વિષે રમૂજી વાતો કહીએ, ને એ રીતે આપણી સાચી લાગણી ઊલટી રીતે પ્રદર્શિત કરીએ. માનવંતા મહેમાનને સત્કારવાનો આપણો રિવાજ એ છે કે આપણે તેને જમણ આપીએ, અથવા કંઈ નહીં તો ચાનો પ્યાલો પણ પાઈએ. પણ ગાંધીજી તો એકલા બેસીને જમે છે ને ચા પીતા નથી. ત્યારે આપણે માટે બીજો શો રસ્તો? હિંદીઓને કોઈ માણસ પ્રત્યે પ્રેમ ને આદર વ્યક્ત કરવા હોય ત્યારે તેઓ તેની ચરણરજ લે છે. પણ એ વૃત્તિ આપણને અનુકૂળ ન આવે. અને ગાંધીજી એમના અનુયાયીઓને પણ ચરણસ્પર્શ કરતાં રોકવા મથે છે. યુરોપિયનોનું વર્તન સ્વદેશમાં હોય છે એના કરતાં હિંદમાં સાવ જુદી જ જાતનું હોય છે. એટલે હિંદમાં એમનો જે સમાગમ થાય છે તે પરથી હિંદીઓ એમ જ માનતા થયા છે કે પશ્ચિમમાં આપણે બધા પાકા શિષ્ટાચારને અનુસરનારા છીએ, ને વિવેકને લગતા જે સામાજિક નિયમો હોય છે તેના ગુલામ છીએ. એ લોકોના સ્વભાવમાં જે વિવેક જન્મથી જડાયેલો હોય છે તે વિવેકને લીધે, તેઓ આપણા સામાજિક સમાગમમાં પ્રવર્તતા અનેક નિષેધોનું ઉલ્લંઘન કરી આપણને અકળાવવા કે અસ્વસ્થ કરવા માગતા નથી. એટલે તેઓ શાન્તિથી, ધીરજથી, ને ગૌરવથી રાહ જોતા ઊભા રહે છે; ને આપણે કંઈક નાનકડો વિધિ કે શિષ્ટાચાર જે રીતે શરૂ કરીએ તે જોઈ તેઓ પણ એનું અનુકરણ કરે છે. આ સભ્યતા ને શિષ્ટાચારની બાબતમાં આપણા રિવાજોનું અજ્ઞાન પ્રદર્શિત કરીને તેઓ આપણને મૂઝવવા કે સંકડામણમાં મૂકવા માગતા નથી.

આમ પૂર્વ અને પશ્ચિમ એકબીજાની સામે જોઈને રાહ જોતાં ઊભાં રહે છે. બંને પક્ષનાં મનમાં આતુરતા ને ઉત્સુકતા હોય છે, પણ તે તેઓ પ્રગટ કરી શકતા નથી, અને વિધિનિર્મિત ક્ષણ નકામી વીતી જાય છે. એ દુઃખની વાત દેખાય છે. કેમકે અહીં બોના લોકો તો રોજ ગાંધીજીને જોતા, તેમને ગાંધીજી સાથે સારી પેઠે ગોઠી ગયેલું, ને તેમને ગાંધીજી પરાયા

લાગ્યા નહોતા. રસ્તે જતા માણસો ગાંધીજી પસાર થઈ ગયા પછી પાછળથી આવકારનાં વચન પોકારે; અને, ગાંધીજીએ જતાં જતાં સાંભળ્યું ન હોય તો, તેમની પાછળ 'ગૂડ મૉર્નિંગ', 'ગૂડ મૉર્નિંગ'ના પોકાર વધારે ને વધારે ઊંચે સાદે કરવામાં આવે. લંડનની ખાસ ઉચ્ચારણવાળી બોલીમાં લોકોએ કરેલા શીઘ્રવિનોદ ગાંધીજીને હંમેશાં ગમતા; ને તેઓ એ જ સૂરમાં એનો જવાબ આપવાનું કદી ચૂકતા નહીં.

અમારા રાતના ચોકીદારને પરોઢની કકડતી ટાઢમાં બાપુ જોડે કંઈક વાત કરવી હતી. બે જણ એકબીજાને તરત જ સમજી ગયા. અને તેઓ વાત કરતા હતા એ દરમ્યાન ચોકીદારના તાપણાની આસપાસ છ નાનકડા રાતા હાથ ફેલાયેલા હતા. કેમકે ટાઢ સખત હતી; અને બાળમન્દિરનાં ત્રણ બાળકોએ માને સમજાવી ગાંધીજી સાથે ફરવા જવા માટે તેની રજા મેળવી હતી.

અમારા એક પડોશીને સંધિવા થયેલો. તેણે તેની સ્ત્રી મારફતે ગાંધીજીને સંદેશો કહાવ્યો કે "મારાથી ઘર બહાર જવાતું નથી, પણ આપને મળવાનું મને બહુ મન છે." બીજે દિવસે અમે ચારેય જણ એના રસોડાના દેવતાની આસપાસ વીંટળાઈને બેઠાં, ને એકબીજાના અનુભવોની આપલે કરવા લાગ્યાં.

એક સ્થાનિક હૉસ્પિતાલમાંથી એક આંધળા માણસે ગાંધીજીને કાગળ લખ્યો; અને બીજે દિવસે સવારના છ વાગે આ માનવંતા મહેમાનને આવકાર આપવાને હૉસ્પિતાલનો આખો એ વૉર્ડ ધોઈને સાફ કરવામાં આવ્યો.

અમારા પડોશમાં રહેતા એક મજૂરને થોડા દિવસ પર એક જાહેર સભામાં અમારા આ મોંઘેરા મહેમાન વિષે બોલવાનું કહેવામાં આવ્યું. તેણે કહ્યું: "ગાંધીજી વરવા, સુક્લકડી, ને વિચિત્ર મોઢાવાળા ગમાર માણસ છે, એવો ચિતાર છાપાંએ આપણી આગળ રજૂ કર્યો હતો. પણ એવા તો તેઓ જરાયે નહોતા. તેઓ આવ્યા તે દિવસે મારી ખાતરી છે કે એમને મળવા હજારેક માણસ કિંગ્સલી હૉલ આગળ ભેગું થયું હશે. અમે એમને નજરોનજર જોયા ત્યારે અમને ખબર પડી કે તેઓ તો બહુ જ સરસ માણસ છે, હસે છે, રમૂજ કરે છે, ને વિચિત્ર તો જરાયે નથી. હું એમને બહુ જોતો, કેમકે હું બરાબર સામેના જ ઘરમાં રહું છું. મેં એમની બધી રીતભાત

ધારીધારીને જોઈ. હું માનું છું તેઓ એવા માણસ છે કે એમને વિષે આપણા મનમાં આદર જ પેદા થાય. એમનું મનોબળ પણ કેટલું! રોજ સવારે સાડા-પાંચે તો ઊઠીને ફરવા નીકળે! વિચાર કરી જુઓ! અને એ પણ એટલું વહેલું ઊઠવાની જરૂર ન હોય ત્યારે! આપણે પરોઢિયે વહેલું કામ પર ચડવાનું હોય છે ત્યારે આપણે ઘણીવાર મનમાં વિચાર કરીએ છીએ: 'અહાહા! કેવું સરસ! દિવસ સુંદર છે, હવા ચોખ્ખી છે, આકાશ ભવ્ય છે. હું આ ટેવ ચાલુ રાખીશ, ને આવતે અઠવાડિયે મોડા કામ પર ચડવાનું છે ત્યારે પણ વહેલો ઊઠીશ.' પણ એ દિવસ આવે છે ત્યારે આપણે પાસું ફેરવીને ઊંઘી જઈએ છીએ—આપણામાં એટલું મનોબળ જ હોતું નથી. પણ આ માણસ તો ઊઠવાનો વખત એક પણ વેળા ચૂકેલા નહીં. એમણે નિશ્ચય કરેલો કે આમ કરવું છે; એટલે કરતા. એ મોટી વાત કહેવાય, નહીં? પછી એમની પ્રાર્થના જુઓ. હું પોતે તો ધાર્મિક નથી, પણ હું માનું છું એ માણસ રોજ પરોઢિયે ત્રણ વાગે ઊઠતા, ને તેમાં કદી ચૂકતા નહીં, એ ભવ્ય વસ્તુ હતી. અને એટલું યાદ રાખજો કે ઘણીવાર તો તેઓ રાતે એક કે બે પહેલાં ઘેર પહોંચ્યા પણ ન હોય. તેઓ આવે તે મને હંમેશાં સંભળાતું—મારા ઘરની સામે જ ખરું ને. તમને શું લાગતું હશે એ તો હું નથી જાણતો. અત્યારે તો તેઓ કેદમાં છે. તેમને જે ખરું લાગે છે તેને માટે તેઓ લડી રહ્યા છે. હું તો એટલું જ કહી શકું છું કે 'એમનું ભલું થાઓ!' મને આશા છે એમને જોઈએ છે તે મળશે."

કિંગ્સલી હૉલના પરિવારમાં કોઈની વરસગાંઠ હોય ત્યારે બીજાં બધા માણસો ૭ ૭ પેન્સનો ફાળો આપે છે. સાંજના જમણમાંથી ઇંડાં કે માછલી કે ફળ બાતલ કરવામાં આવે છે, અને ખરીદીના કામમાં સૌથી કુશળ હોય તેને પાંચ શિલિંગની ખરીદી કરી લાવવાનું કામ સોંપાય છે. પછી સવાદસે, દિવસનું કામ પૂરું થયે, અમે શણગારી રાખેલા ને મીણબત્તીઓની રોશનીવાળા દીવાનખાનામાં દાખલ થઈએ છીએ; અમારી આગળ સરસ જમણ પીરસી રાખેલું હોય છે; અને આ ઘરની બનાવટનું મનોરંજન મધરાત સુધી ચાલે છે.

ગાંધીજીના જન્મદિવસના સમારંભ માટે ૭ ૭ પેનીનો ફાળો સહુએ

ખુશીથી આપ્યો. રાતે તેઓ નાઈટ્સબ્રીજમાંની તેમની ઑફીસમાંથી વહેલા પાછા આવે એવી વિનંતી તેમને કરવામાં આવી. શેતરંજીઓ લાવવામાં આવી; અને ગાંધીજીના કાર્યનું સૂચન કરે એવી રૂપરેખા વડે દરેક માણસને બેસવાની જગા જુદી જુદી બતાવવામાં આવી. આહાર સાવ શુદ્ધ હતો. અમે સહુએ સાથે બહુ મજા કરી.

પણ ગોળમેજી પરિષદના કામની મુશ્કેલી જેમ જેમ વધતી ગઈ તેમ તેમ ગાંધીજીનો ફુરસદનો વખત અલોપ થઈ ગયો. એમણે ઇંગ્લંડ, વેલ્સ, આયર્લેંડમાં અનેક જગાએ તેમજ જર્મની જવાની આશા રાખી હતી; પણ એમાંનો એકેય મનોરથ ફળ્યો નહીં. તેઓ જ્યારે જ્યારે રાતે સવાદસ પહેલાં નાઈટ્સબ્રીજથી પાછા ફરતા ત્યારે હંમેશાં અગાસી પરની એમની ઓરડીમાં જતાં જતાં અમારી એકાદ ‘ક્લબ’માં આવતા.

શનિવારે રાતે કિંગ્સલી હૉલ, તેનાથી ત્રણ મિનિટમાં ચાલીને જવાય એટલે દૂર આવેલાં દારૂનાં તેત્રીસ પીઠાંનું ભારે હરીફ બને છે. વિવાહિત સ્ત્રીપુરુષો ત્યાં મોટી સંખ્યામાં ભેગાં થાય છે, ત્રણ ત્રણ પેન્સનો ફાળો આપે છે, ને તેમના મિત્રો જોડે ગમ્મત કરે છે. આગલા ગુરુવારની સાંજે તેઓ શનિવાર રાતનો કાર્યક્રમ વીગતવાર નક્કી કરી રાખે છે. તેઓ રમતગમત, જૂની ઢબનું નૃત્ય, હરીફાઈઓ, શરતો, નાની નાટિકાઓ, પ્રહસનો વગેરેનો કાર્યક્રમ ગોઠવે છે. આ ‘આનંદરાત્રીઓ’ આસપાસમાં સારી પેઠે જાણીતી થયેલી છે. કાર્યક્રમ બધો પૂરો થયે બધાં માણસો દીવાનખાનામાં મોટું કુંડાળું કરીને ઊભાં રહે છે, એકબીજાના હાથમાં હાથ મિલાવી રાખે છે, કંઈક વૃંદગાયન કરે છે, ને ત્રણચારવાર ઓરડાના મધ્યભાગ તરફ જાય છે ને પાછે પગલે પાછાં ફરે છે. તે પછી આ મિત્રતા ને સહચારની ભાવના એકાગ્ર બની પ્રાર્થનાનું રૂપ ધારણ કરે છે. પ્રાર્થના કાં તો મોઢે બોલીને અથવા મૂગે મોઢે થાય છે. એ અડધી મિનિટ પછી જ કુંડાળું તૂટે છે ને માણસો ઘેર જાય છે.

આ સમારંભમાં ગાંધીજી જ્યારે જ્યારે બની શકે ત્યારે ત્યારે હાજર રહેતા. તેઓ જે દિવસે પહેલવહેલા એમાં આવ્યા તે દિવસ શનિવારનો હતો. એટલે, આ સમારંભના ઘોંઘાટ ને તેમાંની મિત્રતાની ભાવના છેક ટોચે પહોંચ્યાં હતાં, ને હંમેશના કરતાં વધારે પ્રમાણમાં દેખાતાં હતાં, ત્યાં તો પિયાનો વાજા

પાછળનું બારણું ઊઘડ્યું, ને પાંચ ખાદીધારી વ્યક્તિઓએ પ્રવેશ કર્યો. સૌ મહેમાનોએ લાક્ષણિક વિવેકપૂર્વક પોતાની રમતો ચાલુ રાખી, કેમકે એ સહુને ખબર હતી કે ગાંધીજી અહીં રહે ત્યાં સુધી તેમને આ આશ્રમના જ સભ્ય ગણવાના છે; ને તેમને અળગા ગણી, તેમના તરફ વિશેષ લક્ષ આપી, તેમના મનમાં સંકોચ ઊપજવા દેવાનો નથી. ગાંધીજી એ બધી ધાંધલ આનંદથી જોઈ રહ્યા. એ દૃશ્ય ખરેખર સુંદર હતું. જુવાન માતપિતાઓ પોતાનાં પહેલા ખોળાનાં બાળકને લઈને આવેલાં હતાં. એથી મોટી ઉંમરનાં જે માબાપ હતાં તેમનાં છોકરાં નૃત્યોની વચ્ચેવચ્ચે જમીન પર કુદાકુદ કરતાં હતાં. એથી મોટાં સ્ત્રીપુરુષો બેઠાં બેઠાં કશું ન કરતાં આ દેખાવ જોવાનો આનન્દ માણતાં હતાં. કોઈ કોઈ દાદાજી કે દાદીમા પણ ગર્વ લેતાં બેઠાં હતાં. અમારા મહેમાનની આંખ દ્વારા મને એ દૃશ્ય જાણે નવા જ રૂપમાં દેખાતું હોય એમ લાગ્યું. મને કિંગ્સલી હૉલનો પહેલો મુદ્રાલેખ યાદ આવ્યો : 'અજાણ્યો માણસ આખરે બીજા અજાણ્યાને પોતાના ભાઈરૂપે જોશે; ને કોઈ અજાણી આંખોમાં પોતાની બહેનની ઝાંખી કરશે.'

થોડી વાર પછી મેં કહ્યું : 'પણે આવીને એક આંધળી બહેન છે તેની સાથે વાત કરો.' કહી હું ગાંધીજીને ઓરડાને સામે છેડે, જે એક જ વ્યક્તિ તેમને જોઈ શકતી નહોતી તેની સાથે હાથ મિલાવવાને, લઈ ગઈ. ગાંધીજી મારી પાછળ પાછળ ચાલ્યા એટલે સંગીત બંધ થઈ ગયું, કુદાકુદ અટકી ગઈ, કાર્યક્રમ એકદમ થંભી ગયો. લોકો પોતાનાં મનને રોકી શક્યા નહીં. ગાંધીજીને નિહાળવાની એમની ઘણી જ તીવ્ર ઇચ્છા હતી.

એકાએક જાણે બાઈબલની સુવાર્તામાંનો દેખાવ નજર આગળ ખડો થયો હોય એમ લાગ્યું. ગાંધીજી પેલી આંધળી બહેનની સાથે વાત કરવા લાગ્યા એટલે બાકીનાં માણસો પાસે આવ્યાં. તેઓ બહુ જ હળવેથી, બહુ જ શાન્તિથી આવ્યાં. મોટે ભાગે જે જુવાન માતપિતા હતાં તેઓ તેમની વધારેમાં વધારેમાં નજીક આવ્યાં. તેઓ આનન્દમગ્ન હતાં. આગળ આવીને તેમણે પોતાનાં બાળકોને આગળ ધર્યાં, જેથી ગાંધીજી તેમને સ્પર્શ કરે. તેમણે સર્વ બાળકોને આવકાર આપ્યો, ને એકને હાથમાં લીધું. એ રાતે આખા દીવાનખાનામાં માણસોની આંખોમાં આશ્ચર્યનો, અને મનમાં ઊંડામાં ઊંડી શાન્તિ ને સંપૂર્ણ સન્તોષનો, ભાવ ફેલાઈ રહ્યો.

૭

# ગાંધીજી અને બાળકો *

"મેં મિસ્ટર ગાંધીને જોયા. મેં એમને અગાસી પર જોયા. એમણે અમારી સામે હાથ હલાવ્યો!" બાળક જોની કહે છે; ને અનેક બાળકોના ઉત્કંઠિત સૂર તેના અવાજમાં ભળે છે: "મેં પણ એમને જોયા. મેં પણ જોયા."

થોડા જ વખતમાં બાળકોનાં બે દળ પડી જાય છે—ગાંધીજીને જેમણે જોયા છે તેમનું એક દળ; ને જેમણે નથી જોયા તેમનું બીજું. બીજા દળનું દરેક બાળક પહેલા દળમાં ભળવાનું સદ્‌ભાગ્ય મેળવવા મથે છે.

છોકરા છોકરીઓ દોડતાં દોડતાં નિશાળેથી ઘેર આવે છે, ને કિંગ્સલી હૉલની અગાસી તરફ મીટ માંડી ડોક ઊંચી કરીને બેસે છે. ગાંધીજીની ઓરડી એ અગાસી પર છે એ તેઓ જાણે છે. ગોળમેજી પરિષદના એક બે સભ્યો કે બીજા હિંદી મિત્રો અગાસી પર વાતો કરતા કરતા તેની કિનાર સુધી આવે છે ને તેના ઘોરા પરથી નીચે ઊભેલા નાનકડા ટોળા તરફ નજર નાખે છે, ત્યારે આ બાળકોને ભારે આનંદ થાય છે. પણ જ્યારે મુખ્ય મહેમાન એવી રીતે નજર નાખે છે ને બાળકો સામે હેતથી હાથ હલાવે છે ત્યારે તો એ બાળકોનો પૂરેપૂરો વિજય થાય છે.

એક અવિસ્મરણીય દિવસે એ બાળકોને કિંગ્સલી હૉલમાં ગાંધીજીને મળવા નોતરવામાં આવ્યાં હતાં. એને અંગે બાહ્ય શિષ્ટાચાર જેવું કશું જ રખાયું નહોતું. ગાંધીજી મિત્રભાવે ઓકના લાકડાનાં પાટિયાંવાળી ફરસ પર બેઠા, ને છોકરા છોકરીઓ આસપાસ વીંટળાઈ વળ્યાં. મોટી બહેનો નાના ભાઈઓને ધકેલીને આગળ પહોંચાડવા લાગી, ને મોટા ભાઈઓએ નાની બહેનોના હાથ ઝાલી રાખ્યા, કેમકે પૂર્વ લંડનની અમારી શેરીઓનાં આ બાળકો તેમનાથી નાનાં ભાઈબહેનોની બહુ કાળજી રાખવાને ટેવાયેલાં છે.

એમનું ધ્યાન તો એમની વચ્ચોવચ બેઠેલી, હેતાળ આંખોવાળી, ને

* મ્યુરીએલ લેસ્ટરનાં બહેન ડોરીસ લેસ્ટર, જે બોમાં આવેલું બાળમન્દિર ચલાવે છે, તેમણે આ પ્રકરણ લખેલું છે.

શુભ્ર વસ્ત્રોવાળી, આકૃતિ પર જ એકાગ્રપણે ચોંટી ગયું હતું. ગાંધીજીની દલીલો તેઓ ઉત્કંઠાથી સાંભળતાં હતાં, ને તે સમજવાનો પ્રયત્ન કરતાં હતાં. ગાંધીજી તેમને કહેતા હતા : "કોઈ છોકરો તમને મારે ત્યારે તમે શું કરો છો? પછી શું બને છે? એથી સારો રસ્તો છે ખરો?"

તેઓ કહેતા હતા તેમાં વિનોદની ચમક હતી તેમ એક પ્રકારનો પડકાર પણ હતો. ધોલ સામે ધોલ, ને ધબ્બા સામે ધબ્બો, એ ફિલસૂફીવાળાં આ નાનકડાં આનંદી બાળકોની બહુ જ હેતથી ઊલટતપાસ કરતાં ગાંધીજીની આંખો ચમકતી હતી.

ગાંધીજી સાથેના આ રમતના કલાકમાં હાજર રહેનારી જેન નામની એક ચાર વરસની બાળકીના બાપે બીજે અઠવાડિયે આવી ગાંધીજીને કહ્યું : "મારે આપની સાથે કજિયો કરવાનો છે." "શાનો કજિયો છે?" તેમણે હસતાં હસતાં પૂછ્યું. ક્યાંક ટીકા કે વિનોદ છે એમ દેખાય એટલે ગાંધીજી એકદમ ઉત્સુક બની આનંદમાં આવી જાય છે. પેલા ભાઈ કહે : "જુઓ તો, મારી નાની જેન રોજ સવારે આવીને મને મારે છે ને ઉઠાડે છે, અને કહે છે : 'હવે તમે સામે નહીં મારતા, કેમકે મિ. ગાંધીએ અમને તે દિવસે કહ્યું હતું કે કોઈ મારે તો સામે કદી ન મારવું!'"

બાળકો પણ ખરેખરાં ખીલ્યાં. એમણે ચપાચપ જવાબ દેવા માંડ્યા, ને ગાંધીજીની દલીલનો એકે મુદ્દો તેઓ ચૂક્યાં નહીં. થોડા વખતમાં તો ચમકતી આંખોવાળી એક નાનકડી શાન્તિ સેના રચાઈ ને ગાંધીજીની આસપાસ ગોઠવાઈ ગઈ. એ સંવાદની અસર ઘણે લાંબે સુધી પહોંચે એ સંભવિત છે.

એથી નાનાં ભુલકાં પણ ગાંધીજીને પોતાના ભાઈબંધમાં ગણાવતાં. નાનકડો પીટર સાડાત્રણ વરસનો છે. તે રસોડામાં ફરતો ફરતો ઘેરે અવાજે લલકારતો હતો : "ગાંધી ડોસા, ગાંધી ડોસા." માએ એને રોક્યો. "ના, પીટર, ગાંધી ડોસા ન કહેવાય. મિસ્ટર ગાંધી બહુ માયાળુ માણસ છે. મિસ્ટર ગાંધી કહેવું જોઈએ."

પીટર ક્ષણવાર થોભ્યો. તેના મોઢા પર અસન્તોષનો ભાવ હતો. "ના, મિસ્ટર ગાંધી નહીં," તેણે સામો જવાબ આપ્યો. એથી પૂરતું હેત પ્રદર્શિત થતું નહોતું. પછી એકદમ એનું મોઢું પ્રસન્નતાથી ઝળકી ઊઠ્યું. "ગાંધીકાકા!

હું એમને ગાંધીકાકા કહીશ, બા!" તેણે છેવટે કહ્યું. રસોડું "ગાંધીકાકા"ના નામોચ્ચારથી ગાજી ઊઠ્યું.

થોડા દિવસ પછી ગાંધીકાકા બાળમન્દિરમાં આવ્યા ત્યારે તેમને આવકાર આપનાર પીટર હતો. ગાંધીજી બાળમન્દિર જોવા આવે છે એવા ખબર બાળકોને પહોંચ્યા એટલે એમાંનાં જે હિમ્મતબાજ હતાં તે દરવાજે એમને આવકાર આપવાને પહોંચ્યાં. તેઓ આવ્યા એટલે પીટરે સ્વાગતનો પોકાર શરૂ કર્યો: 'ગાંધીકા...કા'; ને બીજાં બાળકોએ તે ઉપાડી લીધો.

તેમણે ગર્વભેર ગાંધીજીને પોતાનું કબાટ ને પોતાનાં રમકડાં બતાવ્યાં. પોતાની નહાવાની ઓરડી બતાવી. એમાં નાનકડું નહાવાનું ટબ, નાના ને નીચા મોં ધોવાના ખાળ, છત્રીસ નાનકડી ખીંટીઓ, એ બધું હતું તે બતાવ્યું. દરેક ખીંટી પર અક્કેક ચિત્રની નિશાની હતી. એટલે, ટોની ને જીન, જેમને હજુ પોતાનાં નામ વાંચતાં આવડતું નહોતું, તે વહાણ કે રીંછ કે જંગલી ગુલાબ જે કંઈ પોતાની ખાસ નિશાની હોય તે જોઈને પોતાની ખીંટી ને તે પરનો પોતાનો સામાન ઓળખી શકે. પણ ગાંધીકાકાને સૌથી વધારે મજા તો કદાચ છત્રીસ નાનકડાં ટૂથબ્રશ જોઈને પડી હશે.

"વાહ, કેવું સુન્દર!" બ્રાયને પોતાનું બ્રશ ને પ્યાલો લઇને દાંત ઘસવાનું શરૂ કર્યું એટલે તેઓ બોલી ઊઠ્યા.

કેટલાંક બાળકોએ પહેલાં તો શરમથી મોઢાં ઢાંકી દીધાં, કેમકે કેટલાંક બાળક કંઇક પણ અસાધારણ વસ્તુ જોઇને જરાક ભડકી જાય છે. પણ એમની એ શરમ તરત જ ઊડી ગઈ; ને ગાંધીજીની આસપાસ સુખી ને કલબલાટ કરતાં બાળકોનું ટોળું ફરી વળ્યું.

ગાંધીજી જવા નીકળ્યા તે જોઈ બાળકોને ખેદ થયો. પણ બહાર લોકોનું ટોળું તેમની વાટ જોતું ઊભું હતું છતાં તેમણે વિદાય લેવાનું થોડીક મિનિટ લંબાવ્યું; ને બાળકો એમને પોતાનું ક્રીડાંગણ જોવા દોરી ગયાં તે આનન્દ લેવા તેઓ જરા વધારે રોકાયા. આ વસ્તુ પહેલેથી ઠરાવેલા કાર્યક્રમમાં નહોતી. પણ કોક બાળકના મનમાં એ વિચાર સ્ફૂર્યો, ને તે તરત જ અમલમાં મૂકવામાં આવ્યો. વિવેક સાચવીને વર્તનાર અમે મોટેરાંમાંથી તો કોઈને એની ખબર પણ નહોતી. ક્રીડાંગણમાં બાળકોએ 'ગાંધીકાકા'ને

કંઈક કંઈક ગમ્મતો બતાવી: હીંચકા, ઝૂલા ને ચિચૂડા ત્યાં વરસોથી ઊભા છે; ને તેમણે અનેક પેઢીઓના સ્નાયુ કેળવવાનું કામ કર્યું છે. થોડા વખત પર એક મોટી લસરણી પણ ઊભી કરવામાં આવી છે. કલાકે કલાકે બાળકો એની સીડીને તળિયે હારબંધ ઊભાં રહે છે. કેમકે ખૂબ ઊંચે ચડીને સરસરાટ કરતાં હવામાં ઝીંકાવું એ મજા માણવાને લાંબો વખત રાહ જોઈ પણ લેખે લાગે એવી છે. ગાંધીજીએ એ બધું સમજી લીધું. આ છોકરા છોકરીઓની સોબતમાં તેમને કંઈક અનેરો આનન્દ આવ્યો દેખાતો હતો.

* * *

ગાંધીજી અમારી શેરીનાં ઘરોની મુલાકાતે આવી ગયા તે પછીને દિવસે છોકરાછોકરીઓમાં ભારે હૂંસાતૂંસી ચાલી રહી.

"ગાંધીકાકા મારે ઘેર આવ્યા હતા."

"તેઓ જેરીના રસોડામાં ગયેલા."

"તેમણે બ્રાયનની બા જોડે વાત કરેલી; હા, હા, હું જાણું છું કરેલી તે."

"તેમણે અમારા રસોડાનો ચૂલો તપાસ્યો. મેં એમને જોયા!"

ગાંધીકાકા અમારાં ઘરમાં આવી ગયા એટલે તેમને અમારાં હૃદયમાં સદાને માટે સ્થાન મળી ગયું.

બીજે અઠવાડિયે તેમનો જન્મદિન હતો. બાળમન્દિરમાં અમે હંમેશાં જન્મદિન ઊજવવા મીણબત્તીઓ સળગાવીએ છીએ ને ક્યારેક કેક લાવીએ છીએ. ગાંધીકાકા આવી ઉજવણીનો લહાવો માણવામાંથી બાતલ ન રહી જાય એ માટે અમે બહુ આતુર હતાં.

એટલે તેમના જન્મદિનને આગલે દિવસે અમે અગાસીમાં બેઠાં. ત્રણ અને ચાર વરસનાં બધાં બાળક હાજર હતાં. બે વરસવાળાં રમકડાં જોડે રમતાં રહ્યાં. અમે આ વિષયની વાતો કરી. અમારે સહુને ઘણું કહેવાનું હતું. છેવટે અમે એમને એક કાગળ લખવાનો ને જન્મદિનની ભેટ મોકલવાનો નિશ્ચય કર્યો.

જોન: "તેઓ અહીં આવશે?"

ડેવીડ: "તેઓ આપણી સાથે જમવા નહીં આવે?"

જોન : " મેં એમને સીરીલની આગલી બારીમાંથી જોયેલા."

બરનાર્ડ : " તેઓ જિરાલ્ડના ઘરમાં ગયા હતા.

મૉરીસ : " તેઓ મારે ત્યાં આવેલા ને, ત્યારે મેં એમને મારાં બધાં રમકડાં બતાવ્યાં ! "

જોન : " હું એમને મિ. ગાંધી કહું છું. "

પીટર : " હું એમને ગાંધીકાકા કહું છું. "

પછી અમે બધાંએ કહ્યું : " આપણે એમને કંઈક મોકલીએ."

કોક બોલ્યું : " આપણે એમને કૂતરાનું રમકડું મોકલીએ. "

ઍલીસ : " આપણું નાનું ધોળું કૂતરું. "

અમે સહુએ કહ્યું : " હા, આપણું નાનું ધોળું કુતરું. "

ફીલીસ : " આપણે એમને એક જોડ બૂટ મોકલીએ. " ( અમે એમના ઉઘાડા, ચંપલવાળા, પગ જોયા હતા, ને એમને ટાઢ વાતી હોય એમ અમને લાગ્યું હતું. )

ઍલીસ : " આપણે એમને ગરમ ગંજીફ્રાક ને જાંગિયો મોકલીએ."

ડોરીન : " હું કેક ખરીદીને એમને મોકલીશ. "

બરનાર્ડ : " હું એમને પારણામાં ઝૂલતું નાનું બાળક લઈને મોકલીશ."

અમે એમને આ પ્રમાણે કાગળ લખ્યો :

" વહાલા ગાંધીકાકા,

તમારી વરસગાંઠ સુખમાં જાઓ. અમે સહુ કહીએ છીએ : તમારી વરસગાંઠ સુખમાં જાઓ. અમે તમારે માટે વરસગાંઠનું ગીત ગાવાનાં છીએ. અમે તમને ભેટ મોકલવાનાં છીએ. તમને વરસગાંઠની આઇસ્ક્રીમવાળી કેક મળે તો કેવું સારું ! તમે તમારી વરસગાંઠને દહાડે અહીં આવજો. અમે બૅંડ કાઢીશું, તેના પર જાતજાતનાં ગાયનો વગાડીશું, ને મીણબત્તીઓ સળગાવીશું. તમારાં વહાલાં—

મૉરીસ, સ્ટૅનલી, પીટર, જોન, જીન, ઍલીસ, જોન, બરનાર્ડ, જોન, વીલી, ફીલીસ, ડોરીન, ડેવીડ. બધાં નાનાં બાબલાંના ને અમારા સહુના પ્યાર."

આ કાગળની જોડે અમે એમને એક નાનો કરંડિયો મોકલ્યો, તેમાં બે ઊની કૂતરા, ત્રણ ગુલાબી રંગની વરસગાંઠની મીણબત્તીઓ, એક પતરાની તાસક, એક ભૂરી સીસાપેન, ને થોડીક મીઠાઈ એટલું મૂક્યું હતું.

મ્યુનિસિપાલિટીની નિશાળોમાં દસ વરસનાં બાળકોને ગાંધીજી વિષે નિબન્ધ લખવાનું કહેવામાં આવ્યું હતું. અમારા બાળમન્દિરના વીલી સેવીલ નામના એક દસ વરસના વિદ્યાર્થીએ લખેલો નીચેનો નિબન્ધ હિંદનાં છાપાંમાં છપાયો હતો :

"મિ. ગાંધી હિંદી છે. ૧૮૯૦ માં તે લંડનમાં કાયદાનો અભ્યાસ કરતા હતા. પોતાના દેશને સુખી સ્થિતિ અપાવવા માટે તેમણે એ છોડી દીધો.

"તેઓ વિલાયત ગોળમેજી પરિષદમાં હિંદુસ્તાનનો વેપાર પાછો મેળવવા આવ્યા છે. 'બ્રાહ્મણો' 'હરિજનો'ને પોતાનાં મન્દિરોમાં આવવા દે એવો પ્રયત્ન તે કરે છે. લગભગ સાઠ લાખ લોકો એવા છે જેમને સારું ખાવાનું કેવું હોય એની ખબર નથી. ગાંધીએ પોતાની બધી મિલકત તજી દીધી છે, અને હિંદના ગરીબમાં ગરીબના જેવા બનવાનો પ્રયત્ન કરે છે. તેથી તેઓ કચ્છ પહેરે છે.

"બકરીનું દૂધ, ફળ અને શાક એ તેમનો ખોરાક છે. તેઓ માંસ કે મચ્છી ખાતા નથી, કેમકે તેમને કોઇનો જીવ લેવો ગમતો નથી. ગાંધી ખ્રિસ્તી હિંદી છે.

"મિ. ગાંધી પોતાનું સૂતર કાંતે છે. તેઓ ઇંગ્લંડમાં રોજ એક કલાક કાંતે છે. ઇસ્પિતાલમાં હતા ત્યારે પણ કાંતતા હતા. હમણાં જ તે લૅંકેશાયરની સૂતરની મિલો જોઈને આવ્યા છે.

"તેઓ રવિવારે સાંજના સાત વાગ્યાથી સોમવારે સાંજના સાત સુધી પ્રાર્થના કરે છે, અને એમની જોડે બોલીએ તો જવાબ દેતા નથી. તેઓ જ્યારે મુલાકાતે નીકળ્યા ત્યારે મારે ઘેર આવ્યા હતા. મારી બા કપડાંને ઇસ્ત્રી કરતી હતી. પણ ગાંધીએ કહ્યું: 'કામ બંધ ન કરશો, કેમકે મારે પોતાને એ કરવું પડ્યું છે.' મેં એમની સાથે હાથ મિલાવ્યો છે. 'હલો' અથવા 'ગુડબાઈ'ને માટે હિંદી શબ્દ 'નમસ્કાર' છે."

ગાંધીજી જ્યારે હિંદુસ્તાન જવા નીકળ્યા ત્યારે તેમણે સામાનને અંગે એટલી જ ચિન્તા દર્શાવેલી કે બાળકોએ આપેલાં રમકડાં સુરક્ષિત રહેવાં જોઈએ. એથી વધારે કીમતી ભેટો તેમને મળી હતી; પણ તે તો પોતાના રિવાજ પ્રમાણે તેમણે તરત જ આપી દીધેલી. પણ બાળકોનાં રમકડાં પર તો તેમની ખાસ માલિકી હતી; એ કોઈને આપી શકાય એમ નહોતું. તેમના કારાવાસ પછી થોડેક દહાડે એમને નીચેનો કાગળ મળ્યો. તેને અમે એક મહામૂલી વસ્તુ ગણી કાયમને માટે સંઘરી રાખીશું.

“ વહાલાં નાનકડાં મિત્રો,

હું ઘણીવાર તમારો વિચાર કરું છું. તે દિવસે બપોરે આપણે સાથે બેઠાં હતાં ત્યારે તમે મારા સવાલોના જે ચપળતાથી જવાબો આપેલા તે પણ મને યાદ આવે છે.

તમે પ્રેમથી મને જે ભેટો મોકલેલી તેને માટે આભારનો કાગળ હું કિંગ્સલી હોલમાં હતો ત્યાંથી લખવાનો મને વખત જ મળ્યો નહીં. એ હવે હું જેલમાંથી લખું છું.

તમારી એ ભેટો આશ્રમનાં બાળકોને પહોંચાડવાની મેં આશા રાખી હતી. પણ હું આશ્રમ પહોંચવા પામ્યો જ નહીં.

તમને જેલમાંથી લખાયેલો કાગળ મળે એ એક રમૂજ નથી? હું જેલમાં છું ખરો, પણ હું કેદી હોઉં એવું મને લાગતું નથી. મેં કશું બૂરું કામ કર્યું છે એવું મારું મન મને કહેતું નથી.

સહુને મારા પ્યાર પહોંચાડજો.

લિ: જેને તમે
ગાંધીકાકા કહો છો તે.”

૨૦–૧–૩૨

## ૮

# અમારાં પર્યટનો

ગાંધીજી આવ્યા તે પછીને બીજે રવિવારે અમે પહેલવહેલાં બહાર મળવા ગયાં. લંડનની સખત દોડધામ ને ધાંધલ પછી ગામડાની હવા ને

ગામડાનો દેખાવ અમને સહુને બહુ જ સારાં લાગ્યાં. અમે મીસીસ ઇલિયટ હાવર્ડનું નિમન્ત્રણ સ્વીકાર્યું હતું. એપિંગના જંગલની જોડાજોડ આવેલે એમને ઘેર દિવસ ગાળવાને અમે મોટરમાં બેસીને ગયાં. સવારનો વખત સૂરજના તડકાવાળી કેડીઓ પર ફરવામાં ગયો. અમારો સંઘ એકાએક દેખા દે એનાથી બીજાં ફરવા આવેલાંઓ જરા ચોંકી જતાં દેખાય. અમારા સંઘમાં ત્રણ કદ્દાવર હિંદુ, ચારપાંચ અંગ્રેજ સ્ત્રીપુરુષો, અને અમારી સહુની વચ્ચોવચ નાનકડા, પાતળા, ખડતલ, ને સ્ફૂર્તિમંત દેખાતા ગાંધીજી, એટલાં હતાં. બપોરના જમણ પછી બે કલાકનું સંભાષણ થયું, તેમાં હાજરી આપવાને શાન્તિવાદી નેતાઓ આખા દેશમાંથી આવ્યા હતા.

ઘણાખરા રવિવાર ગાંધીજીએ લંડનની બહાર જુદા જુદા મિત્રોની સાથે રહેવામાં ગાળ્યા.

તેઓ કેંટરબરી ગયા ત્યાંના ડીન ડૉ. હ્યુલેટ જૉનસને તેમની પરોણાગત કરેલી. એ મુલાકાત એમને સૌથી વધારે ગમી હોય એમ લાગ્યું. એ જૂના શહેરની સુંદરતા, ત્યાંના દેવળમાં થયેલી શાન્ત પ્રાર્થના, ને યજમાનના ગૃહજીવનની સરસ સાદાઈ, એ બધું ગાંધીજીને બહુ જ ગમ્યું.

તે પછીને શનિવારે સાંજે ઓમાં મારે કરવાનું કામ મેં બીજા એક જણને સોંપ્યું, એટલે હું અમારા મહેમાનો સાથે ચિચેસ્ટર જઈ શકી. અમે પહોંચ્યાં ત્યારે અંધારું થઈ ગયું હતું. મુકામ આવવાનો થયો એટલે મોટરની આગલી બેઠક પર બેઠેલા સાર્જન્ટ એવન્સે ગાંધીજીને જગાડવાની હંમેશની નિશાની કરી. એ નાનકડું શહેર બહુ જ શાન્ત દેખાતું હતું. પણ એક જગાએ મોટર વળી એટલે અમે ઉત્સાહથી ભરેલા, ને મોટેથી બૂમો પાડતા એક સરઘસમાં ઘેરાયાં. સરઘસને મોખરે વાજું જોરથી વાગતું હતું. મેં ધાર્યું કે એ કોઈ બેકારોનું સરઘસ હશે. પણ લોકોનો ઉત્સાહ ને શોર વધ્યો ને મોટર ધીમી પડી ત્યારે અમને ખબર પડી કે આ સરઘસ કશાના પ્રચાર માટે કે કોઈ સભા સમિતિની જાહેરાત માટે નથી, પણ આ માનવંતા મહેમાનને આવકાર આપવાને લોકોએ પોતે જ ઉત્સાહમાં આવીને ગોઠવેલું છે. ચિચેસ્ટરના બીશપ ને તેમનાં પત્ની મીસીસ બેલે એમના મહેલમાં બધી ગોઠવણ મહેમાનોને રુચે એવી કરી હતી. એ બગીચો, એ વળાંકવાળી, નક્કર,

ને વેલોથી છવાયેલી દીવાલો, ને ઘરની વિશાળ જગામાં પ્રસરી રહેલી શાન્તિ, એ બધું અમે ત્યાં જનારમાંથી કોઈ ભૂલી શકીશું એમ મને લાગતું નથી. અમારી પાછળ આવતી બીજી મોટરમાંના યાત્રીઓએ બરાબર સાત વાગે મોટરમાં જ પ્રાર્થના કરી લીધેલી; છતાં યજમાન ને તેમનાં પત્નીનો આવકાર પૂરો થઈ રહ્યો તે પછી અમે દીવાનખાનાની ભોંય પર પ્રાર્થના કરવા માટે બેઠાં એટલે તેઓ પણ એમાં સામેલ થયાં. વાળુ પછી એ વિશાળ ઓરડો ઊંચી પદવી ધરાવતા ધર્માધિકારીઓથી ભરાઈ ગયો, અને લાંબા વખત સુધી પ્રશ્નોત્તરી ચાલી.

બીજે દિવસે, એટલે કે રવિવારે, પરોડિયે અમે જે વહેળાને કાંઠે કાંઠે ફરવા ગયાં તે વહેળો ધીરે ધીરે ને સુંદર રીતે વહી રહ્યો હતો. અમારો એ આદર્શ રવિવાર પણ એ રીતે જ ગયો. સવારના નાસ્તા પછી અમે પોતે સૂર્યના પ્રકાશવાળા ને ચોમેર દીવાલોવાળા બગીચામાં એવી જ ધીમી ધીમી ગતિએ ફર્યાં. પાછળથી અમે આસ્તે આસ્તે જૂના સુંદર મિનારાઓ પર ચડ્યાં, ને છેવટે એ પ્રાચીન કોટની દીવાલો પર ફર્યાં. બપોર પછી અમે સહુએ દેવળમાં! થયેલી પ્રાર્થનામાં હાજરી આપી; અને આ ઐતિહાસિક સ્થળમાં ફરવાથી અમારાં સહુનાં મનને અધિક સમૃદ્ધિ, શાન્તિ, બળ ને જ્ઞાન પ્રાપ્ત થયાં.

તે પછીનો રવિવાર ગાંધીજીએ ઇટન અને ઑક્સફર્ડમાં ગાળ્યો. ઇટનમાં છોકરાઓના પ્રમુખે ગાંધીજીને શાળાની ક્લબ આગળ ભાષણ આપવાને બોલાવ્યા હતા.

"આપ અમને હિંદુઓનો પક્ષ સમજાવશો?" એ સવાલ સૌથી પહેલો પુછાયો.

જવાબમાં ગાંધીજીએ કહ્યું: "તમે ઇંગ્લંડમાં મોટું સ્થાન ભોગવો છો. તમારામાંથી કેટલાક ભવિષ્યમાં વડા પ્રધાનો અને સેનાપતિઓ થશો. એટલે, જે વખતે તમારાં ચારિત્ર્યો હજુ ઘડાઈ રહ્યાં છે અને તમારાં હૃદયમાં પ્રવેશ કરવો હજુ સહેલો છે તે વખતે, તમારાં હૃદયમાં પ્રવેશ કરવાને હું ઇંતેજાર છું. તમને જે ખોટો ઇતિહાસ પરંપરાથી શીખવવામાં આવે છે તેની સામે હું તમારી આગળ કેટલીક હકીકતો મૂકવા માગું છું. ઉપલા

અધિકારીઓમાં હું અજ્ઞાન જોઉં છું. અજ્ઞાન એટલે જ્ઞાનનો અભાવ નહીં, પણ ખોટી હકીકત પર રચાયેલું જ્ઞાન. એટલે હું તમારી આગળ ખરી હકીકતો મૂકવા માગું છું. કેમકે હું તમને સામ્રાજ્યશાસકો નથી માનતો; પણ જે રાષ્ટ્રે બીજાં રાષ્ટ્રોને લૂંટવાનું બંધ કર્યું હશે, અને જે પોતાના શસ્ત્ર-બળ વડે નહીં પણ નીતિબળ વડે જગતની શાન્તિનું રક્ષક બન્યું હશે તે રાષ્ટ્રના પ્રજાજન માનું છું. એટલે હું તમને કહું છું કે મારે સારુ તો હિંદુ પક્ષ જેવું કંઈ છે જ નહીં; કેમકે મારા દેશની સ્વતન્ત્રતાની બાબતમાં જેટલા હિંદુ તમે છો તેથી વધારે હું નથી.

"હિંદુ મહાસભાના પ્રતિનિધિઓ હિંદુ પક્ષ રજૂ કરે છે ખરા. તેઓ હિંદુ માનસના પ્રતિનિધિ હોવાનો દાવો કરે છે, પણ હું માનું છું કે તેઓ પ્રતિનિધિ નથી. તેઓ આ સવાલનો રાષ્ટ્રવાદી નિકાલ પસંદ કરશે તો તે તેઓ રાષ્ટ્રવાદી છે એ કારણે નહીં, પણ તેમને એ ફાવતો આવે છે એ કારણે. એને હું વિનાશક નીતિ કહું છું, અને તેમને સમજાવું છું કે 'તમે મોટી બહુમતીના પ્રતિનિધિ છો એટલે તમારે વધારે નમીને નાની કોમો જે માગે તે આપવું જોઇએ; એટલે વાતાવરણ જાણે જાદુથી થયું હોય એવું સાફ થઈ જશે.' હિંદુઓના વિશાળ આમવર્ગને શું લાગે છે ને શું જોઈએ છે તે કોઈ જાણતું નથી. પણ હું આટલાં વરસ તેમની વચ્ચે ફર્યો હોવાનો દાવો કરું છું, એટલે હું માનું છું કે તેમને આ ધૂળ જેવી વસ્તુની જરાયે પડી નથી; તેઓ ધારાસભાની બેઠકો ને સરકારી હોદ્દાઓના સવાલથી જરાયે અશાન્ત થતા નથી. કોમીવાદનો આ હાઉ મોટે ભાગે શહેરોમાં જ છે. અને શહેરો એ કંઈ હિંદુસ્તાન નથી. શહેરો તો લંડન અને બીજાં પાશ્ચાત્ય શહેરોનાં શાહીચૂસ છે; તે જાણેઅજાણે ગામડાંનો શિકાર કરે છે, ને ઇંગ્લંડના દલાલો બની એ ગામડાંને લૂંટવામાં તમારી જોડે ભાગ પડાવે છે. હિંદુસ્તાનની સ્વતન્ત્રતાના જે સવાલને અંગ્રેજ પ્રધાનો ઇરાદાપૂર્વક દૂર રાખે છે તેની આગળ આ કોમી સવાલ તો કશી વિસાતમાં નથી. તેઓ ભૂલી જાય છે કે અસંતુષ્ટ, બળવાખોર હિંદને તેઓ લાંબો વખત તાબે નહીં રાખી શકે. અમારો બળવો અહિંસક છે એ સાચું, પણ તોયે એ બળવો તો છે જ.

"જે રોગ અત્યારે પ્રજાના કેટલાક ભાગોને ક્ષીણ કરી રહ્યો છે તેના

કરતાં ભારતવર્ષની સ્વતન્ત્રતા ચડિયાતી વસ્તુ છે. અને જો રાજ્યબંધારણના સવાલનો સન્તોષકારક નિકાલ આવશે તો કોમી ઝઘડો તરત જ અલોપ થઈ જશે. જે ક્ષણે પરદેશી ફાચર કાઢવામાં આવશે તે ક્ષણે, છૂટી પડેલી કોમો એક થયા વિના નહીં રહે. તેથી હિંદુ પક્ષ જેવું કશું છે જ નહીં, અને જો હોય તો તે જતો કરવો જોઈએ. તમે આ સવાલનો અભ્યાસ કરશો તો તમને કશો લાભ નહીં થાય. અને જ્યારે તમે દિલ ઉશ્કેરનારી વીગતોમાં ઊતરશો ત્યારે તમને એમ જ થશે કે આ લોકો ટેમ્સ નદીમાં ડૂબી મરે તો સારું.

"જ્યારે હું તમને કહું છું કે કોમી સવાલનો જરાયે વાંધો નથી અને તમારે એની કશી ફિકર કરવાની જરૂર નથી, ત્યારે હું વેદવાક્ય કહું છું એમ સમજજો. પણ તમે ઇતિહાસનો અભ્યાસ કરો. કરોડો લોકોએ અહિંસા સ્વીકારવાનો નિશ્ચય કેવી રીતે કર્યો અને તેને તેઓ કેવી રીતે વળગી રહ્યા, એ મોટા સવાલનો અભ્યાસ કરો. મનુષ્યના પશુસ્વભાવનો, જંગલના કાયદાને અનુસરતા મનુષ્યનો અભ્યાસ ન કરો, પણ મનુષ્યના આત્માના વૈભવનો અભ્યાસ કરો. કોમી ઝઘડામાં પડેલા લોકો પાગલખાનાંના માણસો જેવા છે. પણ જે માણસો, સ્વદેશની મુક્તિને અર્થે, કોઈને ઇજા કર્યા વગર પોતાના પ્રાણની આહુતિ આપે છે તેમનું નિરીક્ષણ કરો. ઉચ્ચ કોટિના મનુષ્યનો—આત્માના અવાજને, પ્રેમધર્મને અનુસરતા મનુષ્યનો—અભ્યાસ કરો; એમ કરશો તો, તમે મોટા થશો ત્યાં લગીમાં તમે તમારા વારસાને સુધાર્યોવિધાર્યો હશે. તમારું રાષ્ટ્ર અમારા પર અમલ ચલાવે છે એમાં તમારે કશો ગર્વ કરવા જેવું ન હોઈ શકે. ગુલામને બાંધનાર પોતે બંધાયો નથી એવું કદી બન્યું નથી. અને બીજી પ્રજાને તાબેદારીમાં રાખનાર કોઈ પણ પ્રજા પોતે તાબેદાર બન્યા વિના રહી નથી. ઇંગ્લંડ અને હિંદ વચ્ચે જે સંબન્ધ આજે છે તે અતિશય પાપમય સંબન્ધ છે, અતિશય અસ્વાભાવિક સંબન્ધ છે. અને હું અમારા કાર્યમાં તમારો આશીર્વાદ માગું છું તે એટલા માટે કે સ્વતન્ત્રતા મેળવવાનો અમારો સ્વાભાવિક અધિકાર છે, એ અમારો જન્મસિદ્ધ હક છે. અને અમે જે તપસ્યા કરી છે, જે કષ્ટ વેઠ્યાં છે, તેને લીધે અમારો એ હક બેવડો થયો છે. હું ઇચ્છું છું કે તમે જ્યારે મોટા થાઓ ત્યારે તમારા રાષ્ટ્રને લૂંટારુપણાના પાપમાંથી મુક્ત કરીને તેની કીર્તિમાં અદ્વિતીય ફાળો આપો, અને એ રીતે માનવજાતિની પ્રગતિમાં ફાળો આપો."

બીજે દિવસે ગાંધીજી મોટરમાં ઑક્સફર્ડ ગયા. ત્યાં અમને બેલિયલ કૉલેજના આચાર્ય અને તેમનાં પત્ની મીસીસ લિંડસેની પરોણાગતનો લહાવો મળ્યો હતો. સાંજે ગાંધીજીએ વિશ્વવિદ્યાલયના વિદ્યાર્થીઓની ચિકાર સભામાં ભાષણ આપ્યું.

"આપને ઇંગ્લંડની સાફ દાનત વિષે હજુયે વિશ્વાસ છે ખરો?" એક હિંદી વિદ્યાર્થીએ પૂછ્યું.

ગાંધીજી કહે: "મને મનુષ્યસ્વભાવની પ્રામાણિકતા પર જેટલો વિશ્વાસ છે તેટલો જ ઇંગ્લંડની સાફ દાનત પર છે. હું માનું છું કે માનવજાતિની પ્રવૃત્તિ એકંદરે આપણને પાડવા માટે નથી પણ ચડાવવા માટે છે. અને એ પ્રેમધર્મની ગૂઢ પણ ચોકસ અસરનું પરિણામ છે. માનવજાતિ આટલો કાળ ટકી રહી છે એ બતાવે છે કે વિનાશ કરતાં જીવનની શક્તિ મોટી છે. અને હું તો કેવળ પ્રેમનું કાવ્ય જ જાણું છું; એટલે હું અંગ્રેજ પ્રજા પર વિશ્વાસ રાખું છું એ જોઈને તમને આશ્ચર્ય ન થવું જોઈએ. મેં ઘણીવાર કડવાં વચન વાપર્યાં છે, અને મેં ઘણીવાર મનમાં કહ્યું છે કે 'આ આફતનો અન્ત ક્યારે આવશે? આ લોકો આ ગરીબ પ્રજાને ચૂસી ખાતા ક્યારે અટકશે?' પણ મને અંતરમાંથી આપોઆપ જવાબ મળે છે કે 'એમને એ વારસો રોમ પાસેથી મળ્યો છે.' મારે પ્રેમધર્મના આદેશને અનુસરીને ચાલવું રહ્યું; અને લાંબે કાળે અંગ્રેજોના સ્વભાવ પર અસર થશે એવી આશા રાખવી રહી."

રવિવારે સવારે અમે નજીકમાં બોર્સ હીલ પર આવેલે મિ. એડવર્ડ ટૉમસનને ઘેર ગયાં. ત્યાં એક સાક્ષરોના મંડળને મળવાનું હતું; એ બધા હિંદના સવાલમાં ઊંડો રસ ધરાવનારા હતા. મને લાગ્યું કે એ સભામાં, તેમજ તે જ દિવસે બપોર પછી બેલિયલ કૉલેજમાં આચાર્ય ડૉ. લિંડસેએ નોતરેલા ચાળીસ કે પચાસ મિત્રોની સભામાં, ગાંધીજીએ કેટલીક નવી જ વાતો કહી. તેમણે ભૂલ કરવાની સ્વતંત્રતા માગી. તેમણે કહ્યું: "ટૂંકામાં એમ કહોને કે તમે અમારા પર વિશ્વાસ નહીં રાખો. અમને ભૂલો કરવાની છૂટ આપી દો. અમે આજે અમારું ઘર સંભાળી ન શકીએ તો ક્યારે સંભાળી શકીશું એ કોણ કહી શકે? એનો વેગ તમે નક્કી કરો એમ હું નથી ઇચ્છતો. જાણેઅજાણે તમે ઈશ્વરનો ભાગ ભજવો છો. એ સિંહાસન પરથી તમે ક્ષણવાર

નીચે ઊતરો, એમ હું તમને કહું છું. અમને અમારા પોતાના હાથમાં સોંપી દો. આજે એક નાના રાષ્ટ્રના પગ નીચે આખી માનવજાતિ ચગદાઈ રહી છે, એથી વધુ ભૂંડું કશું થઈ શકે એની મને કલ્પના જ નથી આવતી."

"આપ હિંદને સામ્રાજ્યથી કેટલે અંશે છૂટું પાડશો ?" કોકે પૂછ્યું.

"સામ્રાજ્યથી પૂરેપૂરું; બ્રિટિશ પ્રજાથી જરાયે નહીં. બ્રિટિશ સામ્રાજ્ય એ સામ્રાજ્ય છે તે કેવળ હિંદને જ લીધે. એ સમ્રાટપદ જવું જોઈએ. એ જો જાય, તો હું બ્રિટનની સાથે સરખેસરખો ભાગીદાર ખુશીથી થાઉં; અને તમામ વસાહતોના સમોવડિયા ભાગીદાર તરીકે તેનાં સુખદુઃખમાં ભાગ પડાવું. પણ એ સરખે સરખાની ભાગીદારી હોવી જોઈએ. મારે અંગ્રેજ લોકોની સરકાર સાથેનો સંબન્ધ તોડવો છે, ખુદ એ લોકો જોડેનો નહીં. અમે હિંદમાં કોઈ અંગ્રેજને વડા પ્રધાન તરીકે ચૂંટીએ એ સ્થિતિ પણ હું કલ્પી શકું છું. અમારે તમારી જરૂર છે, પણ તે મિત્રો તરીકે. તમે સિમલાને પાંચસેમે મજલેથી ઊતરીને નીચે આવો તો કેવું સારું ! તમે ત્યાં સાત હજાર ફીટ ઊંચે ગગનમાં બિરાજો છો, જ્યારે લોકો બેહાલ થઈ રહેલા છે. ઇંગ્લંડે અમારા જેવી પ્રજાઓને કેટલો અન્યાય કર્યો છે એનું ભાન તમને થશે ત્યારે 'બ્રિટાનિયા સમુદ્રની રાણી છે' વગેરે ગીતો ગાતાં તમને જરાયે ગર્વ નહીં ઊપજે. અંગ્રેજી વાચનમાળાના જે પાઠો આજે ગર્વ ઉપજાવે છે તે ભવિષ્યમાં શરમ ઉપજાવશે; અને બીજી પ્રજાઓની હાર કે માનહાનિમાં ગર્વ લેવાનું તમારે બંધ કરવું પડશે."

## ૯

# વધુ પર્યટનો

ગોળમેજી પરિષદ શરૂ થઈ કે તરત જ ગાંધીજીના એક અંગ્રેજ મિત્રે મિ. લૉઇડ જ્યૉર્જને કાગળ લખેલો કે 'તમને મળવાની ગાંધીજીની બહુ જ ઇચ્છા છે.' પણ મિ. લૉઇડ જ્યૉર્જની માંદગી આડે આવી; એટલે તેઓ સિલોન જવા ઊપડ્યા તેને આગલે દહાડે જ આ મુલાકાત થઈ શકી.

એ શનિવારે સાંજે ગાંધીજી ટેમ્સ નદીને સામે કાંઠે આવેલા એક મોટા સભાગૃહમાં રેડ ક્રૉસના કાર્યકર્તાઓ આગળ ભાષણ આપવાના હતા. ત્યાંથી

એમને લેવાને હું સર પ્રભાશંકર પટણીની મોટરમાં ગઈ. લંડનથી ચર્ટ સુધીના રસ્તા વિષે છેવટની સૂચનાઓ આપવાને મિ. લૉઇડ જ્યૉર્જના મન્ત્રી ત્યાં હાજર હતા. અમારી જોડે પૂરતા ધાબળા છે કે નહીં એ મહાદેવે જોઈ લીધું; ને મીરાંબહેને ફળનો કરંડિયો આપ્યો તેમાં બાપુના વાળુ માટેની ચીજો હતી.

દ્રાક્ષ, ખજૂર, વાટેલી બદામ વગેરે ભોજનની ચીજો અમે ખોળામાં જ પાથરી.

બાપુ કહે : "તમે થોડુંક લો."

મેં ચા પીધી હતી ને મુસાફરી પૂરી થયે હું વાળુ કરવાની હતી, છતાં આંખને લોભાવે એવાં ફળ ખાવાની લાલચ હું રોકી ન શકી.

મેં બાપુને કહ્યું : "આપનો આહાર હંમેશાં સારામાં સારો હોય છે. મને લાગે છે હું સાધ્વી થઈ જઈશ."

બાપુ કહે : "તમારે આહાર બદલવા માટે એટલી હદ સુધી જવાની જરૂર નથી."

મોટર સરે પરગણાના રસ્તાઓ પર સડસડાટ કરતી ચાલી, ને છેવટે ચર્ટ પહોંચી મિ. લૉઇડ જ્યૉર્જના ઘર આગળ આવીને ઊભી રહી. એ ઘર મિ. લૉઇડ જ્યૉર્જે વરસો પર પોતાને માટે બંધાવ્યું છે. તે બહુ જ સુન્દર જગાએ આવેલું છે. ઘર આગળથી જમીન ચોમેર ઢોળાવ પડતી ઊતરતી જાય છે, ને તે દૂર દૂર ક્ષિતિજ આગળ આવેલી ટેકરીઓ સુધી ફેલાયેલી છે. ચારે બાજુ તેમજ ઘરમાં ચિનારનાં ઝાડની જે સુગંધ આવે છે તેને લીધે એ સ્થળની રમણીયતામાં વધારો થાય છે.

ગાંધીજીને આવકાર આપતાં એકલા મિ. લૉઇડ જ્યૉર્જને જ નહીં પણ ઘરનાં નોકર ચાકર સહુને આનન્દ થતો દેખાતો હતો. દીવાનખાનામાં ચિનારનાં લાકડાં દેવતામાં ભડભડાટ બળતાં હતાં, ને તેમાંથી તણખાની ઝડી ઊડતી હતી. પહોળા ચૂલાની બે બાજુ આ બે પુરુષો ઊંડી સુખદ આરામખુરસીઓમાં બેઠા હતા. ત્રણ કલાક સુધી તેમની વચ્ચે વાતો ચાલી. ગાંધીજીએ નાણાં વિષેનો ઝગડો, લશ્કરનો કોયડો, હરિજનોનું પ્રતિનિધિત્વ, હિંદુમુસ્લીમ સવાલ, દારૂ ને અફીણનો સવાલ એ એકેએક વસ્તુ વીગતથી સમજાવી. તેઓ બોલતા હતા તે બધો વખત મિ. લૉઇડ

જ્યૉર્જ વચ્ચે વચ્ચે સમભાવદર્શક આશ્ચર્યના ઉદ્ગારો કાઢતા હતા. બે જણ શરૂઆતથી એકબીજાને સમજતા હોય, ને બંનેને એકબીજાની સોબત ગમતી હોય, એમ દેખાતું હતું. વેલ્સની રાષ્ટ્રીય લડતમાં તેમજ ૧૯૧૭ ના આઈરીશ બળવામાં હિંદના બનાવોને મળતા જે પ્રસંગો બનેલા તેની પણ વાતો નીકળી.

પણ છેક આત્માનું ઊંડાણ તપાસીએ તો આ બે પુરુષો એક જ કોટિના દેખાય એવી મારી ખાતરી નથી. તેઓ એકના એક શબ્દો વાપરે છે ત્યારે એમનાં મનમાં એનો એક જ અર્થ અભિપ્રેત હોય છે ખરો? તેઓ ખરેખર એક જ ભાષા પણ વાપરે છે ખરા? કષ્ટસહનની તાવણીમાં તવાયેલા આ હિંદી ઋષિ ને દ્રષ્ટાની ઝળહળતી અગ્નિશિખાસમી ભાવનાએ વેલ્સના પેલા પુરુષના હૃદય પર જે અસર કરી તે ક્ષણિક હતી કે કાયમની? તે રાતે ગાંધીજીની સામે મોરચા માંડવા કરતાં તેમની સાથે સંમત થવાનું ઘણું વધારે સહેલું હતું.

સ્વતન્ત્ર હિંદનું એ દર્શન ચિરકાળ ટકશે? આપણે ભલે સંતપુરુષ કે સામાન્ય માણસ કે માજી વડા પ્રધાન હોઈએ, પણ આપણામાંથી હળવે હૈયે ગાંધીજીનો રસ્તો પસંદ કરવાની હિંમત કોનામાં છે? કેમકે તેઓ તો આપણને કહે છે: "તૃષ્ણાના પાશમાંથી મુક્તિ મેળવો; સત્તા કે સુખચેનની પાછળ પડશો નહીં; તમારા જે અસાધારણ હક્કો હોય તે જતા કરો; દિવસની પળેપળ ઈશ્વરનું સ્મરણ કરો ને તેની સાથે અનુસંધાન રાખો. એમ કરશો તો, ભૂખમરો, કેદ ને હિંસા એ સર્વની સામે ટક્કર ઝીલવાની સહનશક્તિ તમારા લોકોમાં તમે પેદા કરી શકશો. એ સહનશક્તિનો પ્રયોગ જો ભય કે ક્રોધ વિના કરવામાં આવે તો તેનાથી મુક્તિ મળ્યા વિના ન જ રહે."

ગાંધીજી લેડી ઍસ્ટરને એક મેળાવડામાં મળેલા. એમનો મેળ ઠીક જામ્યો. બંનેએ એકબીજાનાં સંતાનોને વખાણ્યાં, સાથે હસ્યાં, એકબીજાની ટોળ પણ કરી. રાજકારણમાં પોતાના મતભેદ ટળે નહીં એવા છે એ કબૂલ કર્યું; ને ફરી મળવાનું ઠરાવ્યું. મુલાકાતનો વખત યુદ્ધવિરામ દિન એટલે કે ૧૧ મી નવેંબરે સવારના ૧૧ નો રાખ્યો હતો. તે દિવસે સવારે ૧૧ વાગે જે બે મિનિટની શાન્તિ રખાય છે તે વખતે ટ્રફાલ્ગર મેદાનમાં જામેલી મેદનીમાં

ભળી શકાય એટલા માટે અમે નાઇટ્સબ્રીજથી ઠીક વેળાસર નીકળ્યાં. સાર્જંટ એવન્સે ગાંધીજીને માટે એક સુંદર મોટું પોપીનું ફૂલ મેળવ્યું. આ શાન્તિની ગાંધીજીના મન પર કેવી અસર થાય છે, ને એક મહાવિપત્તિનું સ્મરણ કરતા હજારો નાગરિકો એક બળવાખોરને પોતાની વચ્ચે આવેલા જોઈને શું ધારે છે ને કેવી રીતે વર્તે છે, એ હું તાકીને જોઈ રહી હતી.

મોટર ધીમી પડી ને વાહનોના સમુદ્રમાં અટકી ગઈ કે તરત લોકો ગાંધીજીને ઓળખી ગયા, અને તેમણે આવકારનાં સ્મિત સાથે હાથ ઊંચા કરી હલાવ્યા. પછી તોપ ફૂટી, ભૂંગળાં વાગવા લાગ્યાં; અને એકાએક જે નીરવ શાન્તિ ફેલાઈ ગઈ તેમાં જાતજાતની ભુલાઈ ગયેલી લાગણીઓ જાગૃત થઇ— હૃદયમાં ઊંડાં દટાઈ ગયેલાં દુઃખો ઊભરાઈ આવ્યાં, ને દયા અને ખેદની લાગણીનાં પૂર રેલાયાં.

બે મિનિટ રહીને ભૂંગળાં ફરી વાગ્યાં. લોકોનાં મોઢાં પરથી વ્યગ્રતા ને ફીકાશ ઊડી ગઈ, ને માણસો ને વાહન બધાં ચાલવા લાગ્યાં.

મેં ગાંધીજીને કહ્યું : " અહીં આપ લોકોની વચ્ચોવચ હતા. આપને લોકનું હૃદય દેખાયું ખરું ?"

તેઓ ક્ષણભર વિચારમાં પડી ગયા. પછી કહે : " હિંદુસ્તાનમાં અગાઉ મેં આ શાન્તિ પળાતી જોઈ છે."

મેં કહ્યું : " હા, પણ પરદેશમાં પળાતી શાન્તિ અહીંના જેવી ન હોય. અંગ્રેજો જ્યારે ઇંગ્લંડ છોડીને ક્યાંક જાય છે ત્યારે કંઇક બદલાઈ જતા લાગે છે. હું માનું છું મુંબઈમાં યુદ્ધવિરામ દિન ઉપરી અધિકારીઓના હુકમથી પળાય. ત્યાં એને સામ્રાજ્યવાદનું એક કીમતી સાધન ગણવામાં આવે. એટલે ત્યાં જે લાગણી પ્રદર્શિત થાય તેમાં કૃત્રિમતા ને અતિશયતા હોય. અહીં તો આપ એ દિવસ ખરેખરી લાગણીથી પળાતો જુઓ છો; ને ગરીબ, નિરાશ્રિત લોકો તે પાળે છે. ચળકતી તલવારો ને દબદબાવાળા ગણવેશ કંઇ ઇંગ્લંડનાં પ્રતિનિધિ નથી."

૧૧ પર ૫ મિનિટે લૉર્ડ ઍસ્ટરે અમને એમને દરવાજે આવકાર આપ્યો, ને અમને માળ પરના એક દીવાનખાનામાં લઈ ગયા. ત્યાં પુષ્કળ

તડકો આવતો હતો, ને ફૂલ છોડ વગેરેની સરસ શોભા હતી. ખો લત્તામાં રહેનાર મારા જેવીની આંખને તો એ દૃશ્ય જોઈને અપાર આનન્દ થયો.

લેડી ઍસ્ટરે એમના એક મિત્રનો પરિચય કરાવ્યો. એ સજ્જન ખ્રિસ્તી વિજ્ઞાન પર ભાષણો આપવાનું કામ કરતા હતા. પછી અમે જે ઊંડી ખુરસીમાં બેઠાં—અથવા કહો કે ઊતરી પડ્યાં—તે બહુ જ આરામ આપનારી લાગી.

"તમારા આ મહાત્માને તમે એટલું સમજાવી નથી શકતાં કે તેમની નીતિ કેટલી જોખમભરેલી છે?" લેડી ઍસ્ટરે મને કહ્યું. પછી ગાંધીજી તરફ વળીને કહે: "તમે તો માત્ર નાશ જ કરો છો. હું માનું છું કે તમે પાખંડી છો, ને તમારા કરતાં તો મીસ લેસ્ટર ખરેખર વધારે પવિત્ર છે. અમે અંગ્રેજો ઘણી ભૂલો કરતાં હઈશું. બેશક અમે ઘણાં ખોટાં રમૂજી કામો કરીએ છીએ. પણ અમે તો સર્જન પણ કરીએ છીએ, અમે કંઈક ને કંઈક બનાવતાં રહીએ છીએ."

એમણે ભૂંડામાં ભૂંડા આરોપો હસતાં હસતાં કર્યા. પણ ગાંધીજી પાસે એ દરેકના સચોટ જવાબ તૈયાર હતા. લેડી ઍસ્ટરે એમના પર જોશભેર પ્રહારો કરવાનું ચાલુ રાખ્યું. ક્યારેક તો અગાઉ જે દૃષ્ટિએ આક્ષેપ કર્યો હોય એનાથી સાવ ઊલટી જ દૃષ્ટિ ધારણ કરીને સાવ ઊલટો જ આક્ષેપ કરે; અને વારેવારે એમના પેલા વ્યાખ્યાતા મિત્ર તરફ નજર કરીને પોતાના કથનમાં તેમની સંમતિ માગે.

લેડી ઍસ્ટરે લાંબું ભાષણ ચલાવ્યું. એ પૂરું થઈ રહ્યું એટલે ગાંધીજી કહે: "કેમ, હવે હું કહું તે સાંભળવા તમે તૈયાર છો? કે તમારે હજુ આગળ કંઈ કહેવું છે?" લેડી ઍસ્ટર કહે: "હું સાંભળીશ." ગાંધીજીએ કહ્યું: "તમે વચ્ચે નહીં બોલો એવું વચન આપો. મારો બચાવ પૂરો થઈ રહે ત્યાં સુધી તમારી ટીકા મોકૂફ રાખજો. પછી જે કંઈ કહેવું હોય તે કહેજો."

લેડી ઍસ્ટરે વચન આપ્યું, છતાં અનેકવાર તે ભૂલી ગયાં. ગાંધીજી બોલતા હતા તેમાં વચ્ચે વચ્ચે ટહુકા કર્યા કરે, ને પાછી તરત માફી માગે.

ગાંધીજી કહે: "હું ઇચ્છું છું કે તમે સાચી હકીકતો સમજો. તો જ તમે અભિપ્રાયો બાંધી શકો. આજે તો તમે સાચી હકીક્તો જ જાણતાં નથી.

તમે કહો છો કે અમે માત્ર નાશ કરી શકીએ છીએ, ને કશું નવું સર્જન કરતા નથી. આ ગયાં ચૌદ વરસમાં અમે હિંદમાં શું શું ઊભું કર્યું છે તે હું તમને કહું. ”

એમ કહીને એમણે જે વાત એમને કહેવી ગમે છે તે સંભળાવી : ગ્રામસેવા ને ગ્રામોદ્ધારનું કામ, ખેડૂતોના ઉદ્યોગોનો પુનરુદ્ધાર, વરસમાં ખેતીની મહેનતના મહિના બાદ જતાં બાકી રહેતા વખતમાં આડધંધો પૂરો પાડનાર ગૃહઉદ્યોગોની સ્થાપના, ગામડાંની સફાઈ સુધારવાના સામુદાયિક કાર્ય માટે ગ્રામવાસીઓની ટુકડીઓનું સંગઠન, શાહુકારોના હાથમાંથી હજારો માણસોને બચાવનારી ધીરધારનું કામ કરનારી મંડળીઓ, દારૂનિષેધનું પ્રચારકાર્ય, ને છેવટે સ્ત્રીઓની જાગૃતિ, ને તેમણે સેવાકાર્ય માટેની નવી ધગશથી પ્રેરાઈને કરેલો પડદાનો ત્યાગ. એ સાંભળીને લેડી ઍસ્ટરને શૂર ચડ્યા વિના ન રહ્યું. ૧૯૩૦ માં, ગાંધીજીએ પોતે જેલમાં જાય ત્યારે પોતાનું કામ ચાલુ રાખવાને સ્ત્રીઓને કરેલી હાકલ પછી જે ઘટનાઓ બનેલી તેની વાત સાંભળતાં કોનું હૈયું હાલ્યા વિના રહે ?

* * *

મીસ મેરી કૅમ્પબેલ કરીને એક અંગ્રેજ મહિલા છે, તેમણે જીવનભર હિંદી સ્ત્રીઓની જે સેવા કરી છે તેને માટે રાજાએ તેમને કૈસરેહિંદનો ચાંદ એનાયત કર્યો છે. દિલ્હીમાં પ્રેક્ષકોને દંગ કરી નાખનારા કેટલાક બનાવો તેમણે જાતે જોયેલા. પડદામાં રહેનારી સ્ત્રીઓ, જેઓ બાળક હતી ત્યારથી બહારની દુનિયામાં કદી નીકળી નહોતી, તેમણે અફીણ ને દારૂની દુકાનોની બહાર ચૂપચાપ ચોકી કરવાનું કામ ઉપાડી લીધેલું. એથી લોકોનું કુતૂહલ જાગૃત થયું ને એમને જોવાને લોકોની મેદની ઊલટતી, એ પણ એ બહેનોએ સહન કરી લીધું. આ ભીરુ સ્ત્રીઓએ પોતાના પતિ, ભાઈ ને પિતા સિવાયના કોઈ પરપુરુષને પોતાનાં મોઢાં જોવા દીધાં નહોતાં. તેઓ હવે દરેક ઘરાકની જોડે વાતો કરતી ; તેને જરા વિચાર કરવા અને દારૂ છોડી દેવા વીનવતી. અને એમના કહેવાની અસર પડતી પણ ખરી. એમની હિંમત જોઈને પુરુષો શરમાતા. પોતાની ફરજની યાદ દેવડાવવા માટે તેઓ આ મહિલાઓનો અહેસાન માનતા, ને આગળ ચાલ્યા જતા. બેએક દિવસમાં તો દુકાનો ઉજ્જડ

થઈ ગઈ, ને પછી બંધ કરવામાં આવી. થોડા દિવસમાં તેના માલિકોએ સરકારને અરજી કરી : “ અમે આખા વરસના ઇજારા માટે રોકડા પૈસા ગણી આપ્યા નથી શું ? તો અમારી દુકાને વકરો થતો શા માટે રોકાવો જોઈએ ? પોલીસે અમારી મિલકતનું રક્ષણ કરવું જોઈએ ને સ્ત્રીઓને ખસેડવી જોઈએ.” સરકારે એમની વાત મંજૂર રાખી ; સરકારની આબકારી આવકને પણ ભારે ધક્કો પહોંચતો હતો. એટલે ચોકી કરતી સ્ત્રીઓને ખસેડવા માટે દારૂઅફીણની દુકાનો બહાર જબરદસ્ત પોલીસના સિપાઈઓ ઊભા રાખવાનો નિશ્ચય કરવામાં આવ્યો. એથી પેલી બહેનો ડરી જશે જ એવી ગણતરી હતી ! પોલીસની ગાડીમાં પુરાવું, એકલાં એકલાં પોલીસ થાણામાં જવું, ને જેલજીવનનાં બધાં અપમાનો વેઠવાં, એ બધું કંઈ પડદાબીબી સહન કરી શકવાની હતી ?

એટલે દુકાનો ફરી ઉઘાડવામાં આવી. બેચેન દેખાતા માણસોને એમાં દારૂ કે અફીણ વેચવા બેસાડવામાં આવ્યા. પોલીસો ચોકી કરતી સ્ત્રીઓને ગિરફતાર કરી, મોટરમાં પૂરી, લઈ જવા લાગ્યા. પણ એમની જગા લેવા બીજી સ્ત્રીઓ હંમેશાં આવીને ખડી થઈ જતી. દર વખતે એમની નવી ટુકડી આવે કે તેની ધરપકડ કરવામાં આવતી. આમ એક તરફ મોટી કાયાવાળા, અવિચારી, કાયદાના નોકરો, અને બીજી તરફ નવી જાગૃત થયેલી સ્ત્રીઓ એ બે અસમાન પક્ષોની વચ્ચે વિગ્રહ ચાલ્યો. બે દળના જોરમાં ઘણો ફરક હતો. એક તરફ કેવળ પશુબળ પર આધાર રાખનારાઓએ મોરચા માંડ્યા હતા. એમની સામે જે સ્ત્રીઓ હતી તેમની પાસે કેવળ કષ્ટસહનનું બળ હતું. કેવળ સહનશક્તિ પર આધાર રાખનાર દળની જીત થઈ. બળજબરીથી દુકાનો ખુલ્લી રાખવાની નીતિમાંથી કશો નફો થઈ શક્યો નહીં. ઘરાકો પીઠાંને છાંડી ગયા. કલાલો પ્રજામાં અકારા થઈ પડ્યા ને તેમને શરમ ઊપજી; એટલે તેમણે દુકાનમાંથી બાટલીઓ ઉઠાવી લઈને પોતાના અંતરાત્મા જોડે માંડવાળ કરી. તેઓ બાટલીઓ વિનાનાં પીઠાંને શોભાવતા, હાથ જોડીને બેસી રહેતા; જ્યારે બહાર હજુ કદાવર પોલીસો ને પડદામાંથી નીકળેલી નાનકડી સ્ત્રીઓનાં દળ ઊભાં રહેતાં.

* * *

ગાંધીજીએ હકીકતોની આ ઝડી વરસાવી તે પછી એ ઓરડામાં લાંબા વખત સુધી દલીલો, વિષયાન્તરો, અપવાદો, અનુમાનો, તર્કવિતર્કો આદિની

રેલછેલ ચાલી રહી. છેવટે, છેક અમારે જવાનો વખત થયો તેવામાં, કોણ જાણે કેવી રીતે પણ વાતચીત ઈશ્વરની હસ્તી વિષેની આસ્તિકતાના, બહુ ઊંડા ને ગહન વિષયમાં ઊતરી; ને અમને પાંચેય જણને જીવનદાતા ઈશ્વરનું સ્મરણ અને ભાન થયું. આ વિષયમાં બંને પક્ષ વચ્ચે સંમતિ સ્થપાવી સહેલી હતી. અહીં અમે મનુષ્યની સર્વ આશાના ઉગમ અને આધારરૂપ પરમાત્મા સુધી પહોંચ્યાં હતાં. એ વાત કરતાં કરતાં અમે વિદાય લીધી, ને સામસામાં ફરી મળવાનાં વચન અપાયાં.

* * *

અમે જ્યારે બીજીવાર લેડી ઍસ્ટરને ત્યાં ગયાં ત્યારે ગાંધીજીએ રેંટિયો સાથે લઈ લીધો હતો. દીવાનખાનાના ગાલીચા પર પેટીરેંટિયો ઉઘાડીને ફેલાવતાં તેમણે લેડી ઍસ્ટરને કહ્યું : “હવે હું તમને આ સંગીત સંભળાવું છું તે ધ્યાન દઇને સાંભળજો.” અમે જમવા ઊઠ્યાં તે પહેલાં તેમણે રોજના નિયમ જેટલા તાર કાંતી લીધા. જમવામાં અમારી સાથે લૉર્ડ લોધિયન અને પેલા ખ્રિસ્તી વિજ્ઞાનના વ્યાખ્યાતા એ બે મહેમાનો હતા. ધર્મશ્રદ્ધા વડે રોગ મટાડી શકાય છે એને વિષે અમે ઘણું સાંભળ્યું, પણ ગાંધીજીના મન પર એની અસર પડી હોય એમ દેખાયું નહીં. ભોજન પછી આઠ વાગે હિંદી ગોળમેજી પરિષદની એક ખાનગી મસલતમાં હાજરી આપવા ગાંધીજીને ડૉરચેસ્ટર હાઉસ જવાનું હતું. ત્યાં જતાં રસ્તે મેં એમને પૂછ્યું: “આપના મત બદલાવવાના આવા પ્રયત્નોથી આપને અકળામણ થાય છે ખરી?”

ગાંધીજી કહે: “એનાથી હું સારી પેઠે ટેવાઈ ગયેલો છું. ઘણા ધર્મોના લોકોએ મારી પાસે ધર્માન્તર કરાવી મને પોતાના ધર્મમાં લેવાના પ્રયાસ કર્યા છે. બેશક એમાં એમની ભલાઈ હોય છે. મને એથી ઘણી મદદ થઈ છે, કેમકે તેઓ પોતપોતાના ધર્મનાં સારામાં સારાં વચનો મારી આગળ ટાંકી બતાવે છે; તેઓ એનું ઉત્તમોત્તમ સાહિત્ય મને આપે છે. એ ધર્મના સારામાં સારા અર્થોથી હું વાકેફ થાઉં છું, ને મને એથી ઘણો લાભ થાય છે. એ રીતે હું ઘણું શીખવા પામું છું.”

ડૉરચેસ્ટર હાઉસમાં બેઠી બેઠી હું મસલત પૂરી થવાની રાહ જોવા લાગી. ત્યાં સુખસગવડની તો કંઈ મણા નહોતી. પણ અહીંનો જુદો જ ઠાઠ જોઈ મારા દિલને બહુ સખત આઘાત થયો. કેવું ઝળકાટ મારતું રાચરચીલું!

એશઆરામ ને વિલાસના આ વિશાળ ધામનું, કશી હોહા વિના ચાલતું, એકધારું કામકાજ! આ આપોઆપ ચાલતી ને ખોડખાંપણ વિનાની એકધારી સેવા પ્રેમપૂર્વક થવાને બદલે ધંધાને રાહે કરવામાં આવે ત્યારે એ કેવી નીરસ દેખાય છે! જીવનની શુદ્ધિ ને સાદાઈ ભૂલી ગયેલાં સ્ત્રીપુરુષો અણીશુદ્ધ પોશાક પહેરીને આવતાં ને જતાં હતાં; પણ એમનાં મનમાં કદી આનન્દ કે આશ્ચર્યની લાગણી ઊપજવા પામતી હોય એમ દેખાતું નહોતું. નાચવાના ઓરડામાંથી છેલ્લામાં છેલ્લી ઢબના નૃત્યસંગીતના સરોદ સંભળાતા હતા. ઉપાહારગૃહમાં જીભનો સર્વ પ્રકારનો આનન્દ મેળવવાની સગવડ હતી. ખરચાળ ફૂલો ઠેર ઠેર કૂંડાબંધ હતાં.

થોડી વારમાં મારા મહેમાન બહાર આવ્યા. મોટરને બોલાવવા અમારે એક મિનિટ થોભવું પડ્યું. અમે હૉલમાં બેઠાં. એમને જોઈને હૉલમાં બેઠેલાં બીજાં માણસોનાં મોં પરથી કંટાળાની લાગણી સહેજ દૂર થયેલી દેખાઈ કે શું? મને એવો ભાસ થયો ખરો. પણ કદાચ એ મારી કલ્પના પણ હોય. ગાંધીજી ને હું બોના અમારા વાસ્તવિક જીવનમાં — સુખદુ:ખ, પ્રાર્થના ને સેવાના વાતાવરણમાં — પાછાં આવ્યાં.

## ૧૦
## પરિષદની સમાપ્તિ

ગાંધીજી ઇંગ્લંડ આવ્યા તે પછી પહેલે અઠવાડિયે એમ ગોઠવવામાં આવ્યું હતું કે તેઓ આમની સભામાં મજૂર પક્ષના સભ્યો આગળ ભાષણ આપે ને તેમના સવાલોના જવાબ દે. ચા પીવાઈ ને અગાસી પર થોડોક ફુરસદનો વખત પસાર થયો તે પછી ૧૦ મા નંબરના સમિતિગૃહમાં સભા ભરાઈ. સભા પૂરી થયા પછી લાંબા વખત સુધી સભ્યો ગાંધીજીના હસ્તાક્ષર લેવાને આવવા ચાલુ રહ્યા. જ્યૉર્જ લૅન્સબરીએ આગ્રહપૂર્વક ગાંધીજી જોડે ફાઉન્ટન પેનની અદલાબદલી કરી, અને પ્રાર્થનાનો વખત થવા આવ્યો ત્યાં લગી વાતો ચાલી. 'હવે સાત વાગે નાઇટ્સબ્રીજ પહોંચવા જેટલો વખત છે ખરો?' એ પ્રશ્ન ઊભો થયો.

"અહીં જ પ્રાર્થના કેમ ન કરવી?" કોઈએ સૂચવ્યું.

એ ગોઠવણ સારી લાગી. એટલે બારણું બંધ કરવામાં આવ્યું, ને

કેટલાંક ખુરસીઓ પર ને કેટલાંક ભોંય પર બેસી ગયાં, ને અમારી સાથેના હિંદી મિત્રોએ પ્રાર્થના શરૂ કરી. શાન્તિ અદ્ભુત હતી, એટલે બહાર આમની સભાના મકાનને ઘસાઇને જતી ટેમ્સ નદીના પ્રવાહનો અવાજ સંભળાતો હોય એવો ભાસ અમને થયો.

દર અઠવાડિયે ફ્રેન્ડ્ઝ મીટિંગ હાઉસમાં હિંદના સવાલને અંગે ખાસ પ્રાર્થના થતી; તેમાં ગોળમેજી પરિષદના, અનેક ધર્મના, સભ્યો આવતા. એમ દેખાવા લાગ્યું કે આખરે અંગ્રેજ લોકો હિંદ વિષેની પોતાની જવાબદારીનો ગંભીરપણે વિચાર કરવા લાગ્યા છે ખરા. પાર્લામેંટના સભ્યો સમજવા લાગ્યા હતા કે ૩૫ કરોડ માણસોના ભાવિનો આધાર ઘણે અંશે તેમના પર છે. હિંદ વિષે ચર્ચા શરૂ થાય કે આમની સભાની પાટલીઓ ખાલીખમ થઈ જાય, એ જૂનો આક્ષેપ દૂર થયો હતો. પ્રકાશકો કહેવા લાગ્યા કે લોકો હિંદ વિષેની ચોપડીઓ ચાહીને ખરીદે છે. મીસ મેયોની ' મધર ઇંડિયા ' સિવાયની બીજી ચોપડીઓ પાર્લામેંટના સભ્યોને ભેટ અપાતી હતી. અમને સૌને મનમાં આશા ઊપજી હતી.

ત્યાં તો પાર્લામેંટની ચૂંટણી આવી. પોતાના દેશને માથે દેવાળાનો ભય ઝઝૂમી રહ્યો હોય તેનો વિચાર કરવો મૂકીને સાત હજાર માઇલ જેટલે દૂર આવેલી સ્થિતિનો વિચાર કરવાને માણસમાં પ્રબળ કલ્પનાશક્તિ જોઈએ. વળી થોડા જ વખતમાં એમ પણ દેખાઈ આવ્યું કે હિંદના સવાલનો જેટલો અભ્યાસ કરીએ છીએ તેટલો તે વધારે અટપટો દેખાતો જાય છે. દાખલા તરીકે આ ' હરિજનો 'નો સવાલ લો. પહેલાં તો એમ સ્પષ્ટ દેખાતું હતું કે ગાંધીજી હરિજનોના હિતકર્તા ને હિમાયતી છે. તેમણે દસ વરસથી હરિજન-સેવાનું કામ જોરમાં ઉપાડ્યું નહોતું ? એક હરિજન બાળાને પોતાને ત્યાં દીકરી તરીકે રાખીને તેમણે સનાતની બ્રાહ્મણોના આચારધર્મનો ભંગ કર્યો નહોતો ? તેમના અનુયાયીઓએ જુદાં જુદાં શહેરોમાં હરિજનો માટે કાઢેલી અનેક નિશાળો વિષે આપણે ફરીફરીને સાંભળ્યું નહોતું ? આ નિશાળો ચલાવનારા બ્રાહ્મણ હતા, ને તેઓ પોતાના શિષ્યો સાથે ખાતાપીતા ને રહેતા, એ પરથી આ શાપ આખરે નાબૂદ થઈ રહ્યો છે એમ સાફ દેખાતું નહોતું ? હિંદનાં તમામ છાપામાં એવી ખબરો વારંવાર આવતી નહોતી કે ગાંધીજીના પ્રવાસમાં અમુક ઠેકાણે સભાની જગાએ હરિજનોને સાવ જુદા ને બીજા લોકોથી

અળગા બેસાડવાની ગોઠવણ કરવામાં આવી હતી, પણ ગાંધીજીએ તેને ન ગણકારી; અને સવર્ણો હરિજનોને આવકાર ન આપે ત્યાં પોતે હરિજનોની વચ્ચે બેસીને ત્યાંથી ભાષણ આપેલાં? એમના સ્વયંસેવકો હરિજનોને પોતાની સાથે લઈને અમુક અમુક તીર્થોની જાત્રાએ નહોતા ગયા? ને જ્યાં પોતાના સોબતીઓને મન્દિરપ્રવેશની મનાઈ કરવામાં આવી ત્યાં એ સ્વયં-સેવકોએ પોતે પણ મન્દિરની બહાર અડ્ડો જમાવી ત્યાં દિવસો ને અઠવાડિયાં સુધી રાહ જોઈ નહોતી? ને તેમણે ઇશ્વરને પ્રાર્થના કરી નહોતી કે 'હે નાથ, તું મન્દિરના રક્ષકોનાં પાષાણ હૃદય પિગળાવ ને તેમનામાં કોમળતાનો સંચાર કર'? અને આ અવિરત ને અવિશ્રાન્ત પ્રચારકાર્યને લીધે જ અનેક મન્દિરોમાં હરિજનોને પ્રવેશ કરવાનો હક મળ્યો નહોતો?

પણ હવે અહીં એક હરિજન, ડૉ. આંબેડકર — પરિષદમાં હાજર એવા એક જ હરિજન — ઊઠીને ગાંધીજીના દાવાનો સદંતર ઇનકાર કરતા હતા. તે કહેતા હતા કે ગાંધીજી હરિજનોની સ્થિતિ ને માગણી સમજતા નથી; અને હરિજનોને તો નોખું કોમી પ્રતિનિધિત્વ જ જોઈએ. બીજી બાજુ ગાંધીજી કહેતા હતા કે એ ભેટ હરિજનોના હિતને ઘાતક નીવડે એવી છે.

અંગ્રેજ પ્રજાએ શું ખરું માનવું? કોમી પ્રતિનિધિત્વ? એ શબ્દોમાં શો અર્થ સમાયેલો હતો એ સ્પષ્ટ સમજાતું નહોતું.

અગાઉ કદી સાંભળેલા નહીં એવા અવનવા શબ્દો સાંભળીને અંગ્રેજ લોકો તો ગૂંચવાડામાં પડી ગયા. હિન્દુસ્તાન કેવડો વિશાળ દેશ છે એની એમને ખબર નહોતી. એકના એક શબ્દો વિલાયતની સ્થિતિ વર્ણવવાને વપરાયા હોય કે હિન્દની સ્થિતિ વર્ણવવાને, પણ એનો અર્થ તો એનો એ જ થાય, એમ માનવા તરફ તેમનાં મન સ્વાભાવિકપણે ઝૂકતાં હતાં. એટલે તેમને થોડા જ વખતમાં એમ થઈ ગયું કે આ પરિસ્થિતિનું તો મોં માથું કંઈ જ સમજાતું નથી. એ જાણીને તેઓ નાસીપાસ થયા.

ડૉ. આંબેડકર ખરા કે ગાંધીજી? હરિજનોને શું દુ:ખ નડે છે તેની ખબર કોને વધારે હોવાનો સંભવ? સાવ ગરીબ વર્ગના લોકો — ઇંગ્લંડમાં હરિજનોને મળતા વર્ગના માણસો — કહેવા લાગ્યા કે 'જ્યાં સુધી મધ્યમ વર્ગના લોકો અમારા પ્રતિનિધિ બનીને અમારે માટે લડતા હતા ત્યાં લગી અમારું દુ:ખ કાયમ હતું. એ લોકોએ અમારે માટે જીવન અર્પણ કર્યાં, અમારે

માટે લાગણીભેર ભાષણો ને લખાણો કર્યાં એ સાચું, પણ તેઓ અમારી કાંધ પરથી ઊતરતા નહોતા.' આ સંબન્ધમાં લોકોને ગાંધીજીનું નવી રીતે દર્શન થવા લાગ્યું હતું. તેઓ ડૉ. આંબેડકરના કહેવાનો વિરોધ કરતા હતા, ને આખી બ્રિટિશ પ્રજાને કહેતા હતા કે હરિજનોના ચૂંટેલા પ્રતિનિધિ ડૉ. આંબેડકર કરતાં પોતે હરિજનોને શું જોઈએ છે તે વધારે જાણે છે. બ્રિટિશ રાજકારણનો કક્કો ઘૂંટનારને પણ આ વલણ પરિચિત અને ભયાનક લાગે એવું હતું. રાજકારણમાં જે ઈર્ષા, હલકાઈ ને કુંપદ હંમેશાં દેખા દે છે તે તો ગાંધીજી મનમાં જાણેઅજાણે સેવી રહ્યા નથી? આવા અનેક તર્કવિતર્કો લોકો કરવા લાગ્યા. તેમણે નિર્ણય કરવાનું મોકૂફ રાખ્યું.

વળી હિંદુ મુસલમાનની ફૂટ પણ વધીને ભયંકર રૂપ ધારણ કરતી દેખાતી હતી. શૌકતઅલીના ભાઈ જન્નતનશીન થયા હતા, એટલે ગોળમેજી પરિષદમાંની ભાઈની જગા તેમણે પોતે લીધી હતી. જૂના વખતમાં ગાંધીજી ને તેમના અનુયાયીઓ એમને 'બડે ભાઈ' કહીને બોલાવતા. તે વખતે તેઓ હેતાળ, સહિષ્ણુ, વિનોદી ને મિલનસાર હતા. પણ હવે તેઓ સાવ બદલાઈ ગયા હોય એમ અમને, એમનાં ઘણાં જૂનાં મિત્રોને, લાગતું હતું. હવે તો જ્યારે જ્યારે જૂના નેતાનું નામ નીકળે કે તેઓ લગભગ કજિયો કરવા મંડી પડતા.

"પણ હું તો શાન્તિમાં માનું છું," તેઓ ફરીફરીને કહેતા. "આપણે સારી સુલેહ કરવી જોઈએ. આ ઝઘડો આપણે હંમેશાં ઊભો ન રાખી શકીએ."

અંગ્રેજ અમલદારવર્ગના કાનને આ શબ્દો બહુ સારા લાગતા. મુસલમાનોને લાભદાયક શરતો આપીને રીઝવી શકાય, ને તેમને બ્રિટિશ સરકાર જોડે નોખી સુલેહ કરવા સમજાવી શકાય, તો એ સામ્રાજ્યવાદી રોમના પેલા જૂના સૂત્રનું એક નવું સમર્થન ન ગણાય? આઠ મહિના પર, પહેલી ગોળમેજી પરિષદ વખતે, મૌલાના મહમદઅલીનું અવસાન થયું તે પછી તરત તો શૌકતઅલી સાહેબ ગાંધીજીને વિષે કહેતા હતા: "મારા સરદાર! મારા સરદાર! એ અહીં આવ્યા હોત તો કેવું સારું થાત! એ તો અત્યારે લંડનમાં હોવા જોઈએ!"

ગાંધીજી એ પહેલી પરિષદમાંથી ગેરહાજર હતા એને વિષે શૌકતઅલીએ પોતાના દિલની વરાળ મારી આગળ ઉપલા શબ્દોમાં ઠાલવી હતી.

હવે એમની ઇચ્છા ફળીભૂત થઈ હતી. ગાંધીજી આવ્યા હતા. પણ ફૂટ પહેલાં કરતાં વધી ગઈ હતી.

"અમને મુસલમાનોને તો સુલેહશાન્તિ જોઇએ છે," શૌકતઅલી ફરીફરીને કહેતા હતા.

પણ, 'શાન્તિ' શબ્દથી સંસારવહેવારને લગતી, અધૂરી, ને ઇનામ આપનારી સુલેહ કે તહનામું એ અર્થ પણ સૂચવવો હોય; અને જે શાન્તિ સ્વરાજને માટે આવશ્યક પૂર્વતૈયારીરૂપ એવી આંતરિક, શાશ્વત ને આધ્યાત્મિક સ્થિતિ છે એમ માનવાનું ગાંધીજીએ તેમના અનુયાયીઓને શિક્ષણ આપ્યું છે તે અર્થ પણ એમાંથી કાઢવો હોય; તો એ શબ્દ પર વધારેપડતી તાણ મૂકવામાં આવે છે એમ કહેવું જોઈએ.

ગોળમેજી પરિષદની લાંબી લાંબી, ને કદી પૂરી જ નહીં થાય એવી લાગનારી, બેઠકમાં હિંદુ–મુસ્લીમ ઐક્યની જરૂરને વિષે ઉપદેશ આપનારાં અનેક ભાષણો થયાં. પણ ઊંચામાં ઊંચાં પદ ધરાવનાર અંગ્રેજોએ આપેલાં સારામાં સારાં નાનકડાં પ્રવચનની શ્રોતાઓ પર કશી અસર થવા પામી નહીં; ને એમ બને એ અનિવાર્ય હતું. ઝઘડાઓની પતાવટ કાયદાથી કે અધિકારીવર્ગે આપેલાં ગમે તેવાં છટાદાર ભાષણોથી કરી શકાતી નથી. એ વસ્તુ આપણે છેક બચપણમાં શીખ્યાં નહોતાં? કોઈ પરદેશી સત્તા, અથવા તો અત્યંત તર્કશુદ્ધ રીતે કામ લેનાર કોઈ પ્રધાન પણ, વચ્ચે પડે એથી તો ઊલટું બે પક્ષ વચ્ચેના ભેદો વધારે ઊંડા ને તીવ્ર બનવા પામે છે. ઝઘડા ઊભા કરનાર તો ધાંધલિયા પ્રચારકો હોય છે. અને જ્યાં સુધી સાદા ભોળા લોકોને બનાવટી ધર્મશ્રદ્ધા વડે, તથા કહ્યા પ્રમાણે લખનારાં છાપાં વડે બહેકાવીને ધાર્યે રસ્તે દોડાવી શકાતા હોય, ત્યાં સુધી પ્રચારકો એ સાધનોનો ઉપયોગ કર્યા વિના નહીં જ રહેવાના; કેમકે એ સાધનો તો જ્યારે જોઈએ ત્યારે તેમની પાસે મોજૂદ હોય જ છે. વિલાયતમાં ગોળમેજી પરિષદના વાદવિવાદ ચાલતા હતા તે જ વખતે હિંદમાં તો લાખો ગ્રામવાસીઓ ને ખેડૂતો એકબીજા સાથે હળીમળીને અને સુલેહસંપથી રહેતા હતા; હિંદુ ને મુસલમાન એકબીજાના વારતહેવારમાં જતા આવતા હતા, એકબીજાને ભીડને પ્રસંગે મદદ કરતા હતા, ને આબાદીને વખતે એકબીજા સાથે મળીને આનંદઓચ્છવ કરતા હતા. પણ વિલાયતનાં છાપાંને તો કોમી ઐક્ય વિષે ભાષણો આપવાનો

ચસકો પડ્યો હતો. અને ગાંધીજી ને ડૉ. આંબેડકરને ‘ચકમક ઝરતી હતી’ એ દેખાવ તો એમને માટે ભાવતું ભોજન હતો; એમાં મીઠુંમરચું ભભરાવીને પીરસવાની તક તેઓ કેમ ચૂકે? હરિજન પ્રશ્નને અંગે ખરેખર શું બની રહ્યું હતું એ તો આપણા અંગ્રેજ દેશભાઈઓમાંથી બહુ જ થોડા—ખોબા જેટલા જ—લોકો જોઈ ને સમજી શકતા હતા. હરિજનોને નોખું કોમી પ્રતિનિધિત્વ મળે એ ઉપરઉપરથી જોતાં તો સરસ ભેટ જેવું લાગતું હતું. પણ વસ્તુસ્થિતિની ખરી ચાવી જેઓ જાણતા હતા તેમને તો દીવા જેવું દેખાતું હતું કે નોખું કોમી પ્રતિનિધિત્વ એ હરિજનોને માટે શાપરૂપ થઈ પડે એવું હતું. એમને પોતાનાં નોખાં મતદારમંડળો હોય ને તેમને પોતાના નોખા પ્રતિનિધિઓ ચૂંટવાનો હક મળે, તો હરિજનો તે હરિજનો (અર્થાત્ ‘અસ્પૃશ્યો’) તરીકે જ મત નોંધાવી શકે. અને એ રીતે મત નોંધાવવાની ક્રિયા દ્વારા જ તેમની બેડીઓ કાયમની બની જાય — તેઓ કાયમના અસ્પૃશ્ય જ રહી જાય, ને હંમેશાં ઇતર હિંદુ સમાજથી અળગા જ રહેવા પામે. એ બેડીઓ તોડવાની ને એ અળગાપણું ભૂંસી નાખવાની ગાંધીજીએ તો પ્રતિજ્ઞા લીધી હતી. તેમના અનુયાયીઓ અસ્પૃશ્યતાનો નાશ કરવા, એ ડાઘ ધોઈ કાઢવા, ‘અસ્પૃશ્ય’ એ નામને જ ભૂંસી નાખવા, કમર કસીને મેદાને પડેલા હતા. ‘હરિજનો’ માણસો તરીકે, નાગરિકો તરીકે મત આપે, ને એ મત તેઓ ચાહે તેને આપે, એ જ યોગ્ય છે — એવું ગાંધીજી ને તેમના અનુયાયીઓનું કહેવું હતું.

આ પ્રશ્ન વિષે બોલતાં ગાંધીજીએ ઑક્સફર્ડના વિદ્યાર્થીઓની એક સભામાં આ પ્રમાણે ઉદ્ગારો કાઢેલા :

“મુસલમાનો અને શીખો સુસંગઠિત છે. હરિજનોનું એવું નથી. તેમનામાં રાજકીય જાગૃતિ બહુ જ ઓછી છે. અને તેમના પર એવો ત્રાસ ગુજારવામાં આવે છે કે હું તેમની પોતાની ભૂલોથી તેમને બચાવવા માગું છું. તેમનાં જો ભિન્ન મતદારમંડળો હોય તો ગામડાં, જે હિંદુ રૂઢિચુસ્તોના દુર્ગ છે, તેમાં હરિજનોની જિંદગી વસમી થઈ જાય. યુગો સુધી હરિજનોની ઉપેક્ષા કર્યાનું પ્રાયશ્ચિત્ત તો ‘સવર્ણ’ હિંદુઓએ કરવાનું છે. એ પ્રાયશ્ચિત્ત સક્રિય સમાજસુધારો કરીને, અને હરિજનોની સેવા કરી તેમનું જીવન વધારે સહેવાય એવું બનાવીને, કરી શકાય એમ છે; તેમને માટે જુદાં મતદારમંડળો માગીને નહીં. તેમને જુદાં મતદારમંડળો આપીને તમે હરિજનો અને રૂઢિચુસ્તોને

લડાવી મારશો. તમારે સમજવું જોઇએ કે મુસલમાન અને શીખોના ખાસ પ્રતિનિધિત્વની વાત હું જે સાંખી શકું છું તે એક અનિવાર્ય અનિષ્ટ તરીકે. હરિજનોને માટે તો એ ચોખ્ખું જોખમરૂપ નીવડે....

"હરિજનો માટેનાં જુદાં મતદારમંડળો તેમનું દાસત્વ કાયમનું ટકાવી રાખશે. મુસલમાનો જુદાં મતદારમંડળો લેવાથી મુસલમાન નહીં મટી જાય. શું તમે એમ માગો છો કે અસ્પૃશ્યો સદાને માટે 'અસ્પૃશ્યો' રહે? જુદાં મતદારમંડળો તો એ કલંકને ચિરંજીવી બનાવશે. ખરી જરૂર તો અસ્પૃશ્યતા-નિવારણ કરવાની છે; અને એટલું કર્યા પછી, ઉદ્ધત 'ઊંચ' વર્ગે 'નીચ' વર્ગ પર જે પ્રતિબન્ધ મૂક્યો છે તે દૂર થઈ જશે. એ પ્રતિબન્ધ દૂર થઈ ગયા પછી તમે કોને જુદાં મતદારમંડળો આપશો? યુરોપનો ઇતિહાસ જુઓ. તમારે ત્યાં મજૂરવર્ગ કે સ્ત્રીઓને માટે જુદાં મતદારમંડળો છે ખરાં? પુખ્ત વયનો મતાધિકાર આપીને તમે હરિજનોને પૂરેપૂરી સલામતી આપો છો. રૂઢિચુસ્ત હિંદુઓને પણ મત મેળવવા તેમની પાસે જવું પડશે.

"તમે પૂછો છો: 'ત્યારે ડૉ. આંબેડકર એમને માટે જુદાં મતદારમંડળ કેમ માગે છે? મને ડૉ. આંબેડકર માટે ભારેમાં ભારે આદર છે. તેમને કડવાં વેણ કહેવાનો પૂરેપૂરો અધિકાર છે. તેઓ અમારાં માથાં નથી ભાંગતા એટલો સંયમ રાખે છે. આજે તેમનામાં એટલો બધો વહેમ વ્યાપી ગયેલો છે કે તેમને બીજું કશું દેખાતું જ નથી. તેઓ દરેક હિંદુને હરિજનોનો પાકો શત્રુ માને છે, અને એ સાવ સ્વાભાવિક છે. મારી જુવાનીમાં મને દક્ષિણ આફ્રિકામાં એવો જ અનુભવ થયેલો. ત્યાં હું જ્યાં જ્યાં જતો ત્યાં ગોરાઓ મારો કેડો પકડતા. ડૉ. આંબેડકર પોતાનો રોષ પ્રગટ કરે એ સ્વાભાવિક છે. પણ તેઓ જે જુદાં મતદારમંડળો માગે છે તેનાથી તેમને સામાજિક સુધારો નહીં મળી શકે. તેઓ પોતે સત્તા ને હોદ્દો ભોગવશે, પણ હરિજનોનું જરાયે કલ્યાણ નહીં થાય. હું આ બધું પૂરેપૂરા અધિકારપૂર્વક કહું છું, કેમકે હું આટલાં બધાં વરસ હરિજનોની સાથે રહ્યો છું ને તેમનાં સુખદુઃખમાં મેં ભાગ લીધો છે."

* * *

નવેંબરના આખરી ભાગમાં એક દિવસ સવારે મેં જોયું તો ગાંધીજીની આગળ હિંદથી આવેલી ટપાલનો ઢગલો પડ્યો હતો, ને તેમના ચહેરા પર ગમગીની હતી.

"કંઈ માઠા ખબર છે ?" મેં પૂછ્યું.

"ખરેખર ગંભીર ખબર છે," તેમણે કહ્યું. "જવાહરલાલનો કાગળ છે. આ કદાચ એમનો છેલ્લો કાગળ હશે. તેમની ધરપકડ હાથવેંતમાં હોય એમ દેખાય છે."

"એમને હમણાં શા સારુ પકડે ? મેં પૂછ્યું.

ગાંધીજી કહે : "કારણ તેઓ ખેડૂતોને કહે છે કે તમે જમીન મહેસૂલ ભરવા માટે તમારી જાતને ન વેચશો. તેઓ ખેડૂતોને કહે છે કે તમે ઢોર ન વેચશો, ઘરબાર ન વેચશો; તેમ કરવા કરતાં તો તમે મહેસૂલ ન આપવા માટે જેલમાં જાઓ એ બહેતર છે. કેમકે તેઓ જો મહેસૂલ ભરવાનો પારાવાર પ્રયત્ન કરે, ને તેમ કરતાં કદી ચૂકવી ન શકાય એટલા દેવાના ખાડામાં ઊતરે, તો સરકાર કહેશે : 'લો, જુઓ ! તમારી પાસે આટલા વખતથી પૈસા પડ્યા જ હતા; તમારી પાસે પૂરતા પૈસા નથી એમ અમને કહેવાને બદલે તમે તે મહિનાઓ પહેલાં ભરી શક્યા હોત.' કલેકટરોના હાથમાં એટલી બધી સત્તા છે કે એના કરતાં અધિક સત્તા દુનિયામાં બીજે ક્યાંય અમલદારવર્ગના હાથમાં નથી. તેઓ ધારે તે કરી શકે છે. મારા જીવમાં જીવ છે ત્યાં સુધી શું તમે એમ માનો છો કે હું આ ગરીબ ખેડૂતોના જુસ્સાને તોડી નાખવા દઈશ ? તમારી સરકાર અમારે ત્યાં પશ્ચિમના સુધારાની સુખસગવડો ઊભી કરવા મથે છે. તે કહે છે : 'આ રહ્યા તમારે માટે સિનેમા, સસ્તી છુટ્ટીના દિવસો, ને પરવાનાવાળાં ઘરો.' પણ લોકોનો પોકાર તો હંમેશાં એક જ છે : 'અમને રોટી આપો.' ઑર્ડીનન્સો એટલે શું એ સમજવું તમને અંગ્રેજોને અઘરું પડશે. પોલીસને સત્તા સોંપી દેવામાં આવી છે એમ તમે સાંભળો છો ત્યારે તમે ઇંગ્લંડના જેવી પોલીસનો વિચાર કરો છો. હું તમને કહું કે ઇંગ્લંડમાં તો પોલીસો સદ્‌ગૃહસ્થો છે; હિંદમાં પોલીસ શબ્દનો અર્થ સાવ જુદો જ થાય છે. મેં ઇંગ્લંડના ઊંચા દરજ્જાના પોલીસ અમલદારો સાથે વાતચીત કરી છે, ને તેમાંના ઘણાની સાથે મારે ઓળખાણ થઈ છે. તેઓ આટલા સરસ છે એમાં નવાઈ નથી. તમને ખબર છે કે તેઓ કવાયત કરે છે ત્યારે તેમને એકી સાથે બોલવું પડે છે : 'અમે પ્રજાના સેવક છીએ; અમે પ્રજાના સેવક છીએ'; જેથી એ શબ્દો એમનાં હૃદયમાં કાયમના કોરાઈ રહે. અને એ વાત સાચી છે.

તેઓ ખરેખર તમારા સેવકો છે. તેમનાં કામો સેવારૂપે થાય છે. પણ હિંદમાં તો પોલીસો એ પરદેશી સરકારે બદમાસો, ગુનેગારો, મવાલીઓ વગેરે સમાજનો ઉતાર ગણાય એવા વર્ગોમાંથી ભરતી કરેલા માણસો હોય છે. એટલે તેઓ જે રીતે વર્તે છે એમાં નવાઈ નથી. તમે એમનો વાંક ન કાઢી શકો. એમના હાથમાં સત્તા આપવામાં આવે, તો જેના પર અંગત વેરઝેર હોય તેને તેઓ પકડી શકે ને બદલો વાળી શકે. તેમના રોષને તૃપ્ત કરવાની કેટલી સહેલી તકો તેમને મળી જાય છે, એ તમે પોતે નથી જોઈ શકતાં? એમને લોકો સાથે કશો જ સ્વાભાવિક સંસર્ગ નથી હોતો. તેઓ કેવળ યન્ત્રો હોય છે. અમલદારોના મોઢા પર દેખાતા ભાવનો પણ અર્થ કરવાની ટેવ તેઓ પાડે છે. આ ઑર્ડીનન્સને લીધે આખા ગામડાને તેમની દયા પર આધાર રાખવા વારો આવે છે. ગામમાંથી કોઈ નાસી ન શકે તે માટે તેઓ ગામ ફરતો ઘેરો ઘાલે છે, પછી કુંડાળું નાનું ને નાનું કરતા જાય છે, અને શંકા પરથી આખા ગામડાને પોતાના સકંજામાં લે છે, ને મુકદ્દમા ચલાવ્યા વિના લોકોને કેદમાં પૂરે છે."

થોડા દિવસ બાદ એકવાર સવારે ગાંધીજી મને કહે: "મારે ભારતમન્ત્રી સાથે લાંબી વાતચીત થઈ." અમુક પરિસ્થિતિ ઊભી થવાના સંભવ વિષે ચર્ચા થઈ તેમાં સર સૅમ્યુઅલ હોરે ગાંધીજીને કહેલું કે "મહાસભાને કચડી નાખવી પડશે."

હું ધ્યાન દઈને સાંભળી રહી, કેમકે સર સૅમ્યુઅલ હોર વિષે ગાંધીજીના મનમાં કેવો ઊંચો અભિપ્રાય છે તે હું જાણતી હતી. તેમણે કહેલું: "એ પ્રામાણિક માણસ છે. એમના કરતાં વધારે પ્રામાણિક માણસ મારા જોવામાં આવ્યો નથી. 'ડેલી હેરલ્ડ' માં એમનું પેલું રેખાચિત્ર આવેલું તે સંપૂર્ણ હતું. મિ. લાસ્કીએ કહેલી એકેએક વાતની પૂર્તિ કરવા હું વીગતો આપી શકત. તમે હંમેશાં સર સૅમ્યુઅલના મનમાં શું ચાલી રહેલું છે તે જોઈ શકો છો. તેઓ કશું છુપાવતા નથી. મને એમની જોડે કામ પાડવું ગમે છે. તેઓ પોતાનાં બધાં પાનાં ખુલ્લાં કરી બતાવે છે."

"પણ બેશક અમે મહાસભાને કચડી તો નથી જ શકવાનાં, ખરું કે નહીં?" મેં પૂછ્યું. દમનનીતિને લીધે પ્રજાનો પ્રતિકારનો સંકલ્પ કેવો વધારે બળવાન થાય છે એનો હું વિચાર કરતી હતી.

"અલબત્ત નહીં," ગાંધીજીએ સ્વસ્થ ચિત્તે જવાબ આપ્યો. મેં સર સેમ્યુઅલને વીનવ્યા કે 'તમે પરિસ્થિતિનો ફરી વિચાર કરી જુઓ.' તમે એ કામ કરવા બેસશો તો તમારા ને મારા બંને દેશ પર પાર વિનાની તાણ પડશે. મેં એમને યાદ દેવડાવ્યું કે અગાઉના વાઇસરોયોએ—લૉર્ડ ચેમ્સફર્ડ તેમજ લૉર્ડ હાર્ડિંગે—મહાસભાને માન્યતા આપેલી છે. એમણે કહ્યું: 'એ વખત જુદો હતો. આજે તો બળવો જાગ્યો છે. ને હું બળવાને સાંખી નહીં શકું.' મેં એમને કહ્યું: 'પણ, સર સેમ્યુઅલ, તમે બળવો શાને કહો છો? જગતના ઈતિહાસમાં આના જેવો બળવો અગાઉ કદી થયો છે ખરો? બળવો જ્યારે સંપૂર્ણ શાન્તિમય હોય ત્યારે તે ભીષણ નથી હોતો; ખરું કે નહીં? અમારાં મનમાં તમારા પ્રત્યે શત્રુતાનો ભાવ જરાયે નથી.' એમણે કહ્યું: 'મહાસભાએ બળવો પોકારેલો છે ત્યાં સુધી તેને સાંખી નહીં શકાય; ખાસ કરીને એટલા માટે કે તે સામી બીજી સરકાર ઊભી કરી રહી છે.' મેં કહ્યું: 'કેટલાંક કામ જે સરકારે કરવાં યોગ્ય ગણાય તે અમે કરીએ છીએ એમાં જરાયે શંકા નથી. પણ એનું કારણ કેવળ એ જ છે કે એ કામ સરકારે નથી કર્યાં. અમે દારૂડિયા પાસે એની લત છોડાવી છે ને તેને ઉપયોગી નાગરિક બનાવ્યો છે. એ આરોપ અમે ખસૂસ કબૂલ કરીએ છીએ; જ્યારે સરકાર તો એની આબકારી પદ્ધતિ દ્વારા દારૂના વાપરને ઉત્તેજન આપે છે. અમે બેકારોને કામ પૂરું પાડીએ છીએ; એને લીધે અમારા ખાદીસેવકોએ હજારો કુટુંબોને દેવાની બેડીમાંથી છોડવ્યાં છે. એ પણ સરકારનું કામ છે. અમે અમારી પોતાની અદાલતો ઊભી કરી છે તેમાં આવવું ન આવવું એ માણસોની મુનસફી પર છે, છતાં ઘણા ત્યાં આવવાનું પસંદ કરે છે.' સર સેમ્યુઅલે કહ્યું: 'હું કદાચ કઠોર માણસ લાગીશ. ભવિષ્યમાં મને કદાચ ખરાબ માણસ પણ કહેવામાં આવશે. પણ માણસો મને કહેવો હોય તેવો કઠોર ને ભૂંડો ભલે કહે; એ હું સાંખી શકીશ. પણ કોઈને એમ કહેવા વારો આવે કે 'એણે અમુક વાતો કરવાનું વચન આપેલું પણ પછી કરી નહીં, એ મને ન ગમે. મેં કહ્યું: 'સર સેમ્યુઅલ, એ વાતમાં આપણે સંમત થઈ શકીએ એમ છીએ. એને માટે હું તમારી સાથે હાથ મિલાવું છું. તમારી સચ્ચાઈ એ આપણી વચ્ચે એકતા સાધનારી વસ્તુ છે. હું તમારો આભાર માનું છું.'"

નવેંબરમાં જનરલ સ્મટ્સ લંડન થઈને ક્યાંક જતા હતા. તેઓ ને

ગાંધીજી જૂના મિત્રો છે. વીસ વરસ પર ગાંધીજી દક્ષિણ આફ્રિકામાં હિંદીઓની લડત લડતાં તેમની સાથે ઘર્ષણમાં આવેલા. જનરલ સ્મટ્સ પાસેથી ઘટતી છૂટછાટ ન મળી એટલે તેમણે પાંચ હજાર મજૂરોને લઈ ટ્રાન્સવાલમાં પ્રવેશ કરવાને મોટી કૂચની યોજના કરી. સત્યપાલનના તેમના વ્રતને અંગે તેમના હંમેશના રિવાજ પ્રમાણે જનરલ સ્મટ્સને પોતાની યોજનાની ખબર આપી. કૂચ શરૂ થઈ તેની આગલી રાત્રે તેમણે જનરલ સ્મટ્સને ફરી ફોન કર્યો, પણ સામી બાજુએ ફોન નીચે મૂકી દેવામાં આવ્યો. એક દિવસની કૂચ પછી તેમને ગિરફતાર કરવામાં આવ્યા, પણ કૂચ તો ઠરાવેલા ક્રમ અનુસાર ચાલુ રહી. છેવટે જનરલ સ્મટ્સે પોતાની નીતિ બદલી, અને સુલેહની શરતો ઘડવામાં મદદ કરવાને ગાંધીજીને જેલમાંથી છોડ્યા. અત્યારે, ૧૯૩૨ ના આ વિષમ પ્રસંગ વેળાએ, બ્રિટિશ સરકાર અને ગાંધીજી એકબીજાને સમજે એ વિષે જનરલ સ્મટ્સના મનમાં એટલી બધી આતુરતા હતી કે એ કામમાં મદદકર્તા થઈ શકાય એ આશાએ તેઓ લંડનમાં ધાર્યા કરતાં વધારે રહ્યા. પરદેશ જવા આગબોટમાં બેસતા પહેલાં જનરલ સ્મટ્સે છાપાંઓને મુલાકાત આપતાં નીચેનાં વચનો કહ્યાં :

"હિંદની અત્યારની પરિસ્થિતિ એ આ દેશની સામે પડેલો સૌથી અગત્યનો ને, કદાચ સૌથી ભયંકર, પ્રશ્ન છે. ગ્રેટબ્રિટને હિંદને સંતોષવાની દિશામાં ઠીકઠીક આગળ જવાનો નિશ્ચય કરવો જોઈએ. એ નિશ્ચય તે જેટલો વહેલો કરે એટલું સારું, કેમકે સમાધાનને માટે અત્યારે જે અનુકૂળ સંજોગો છે તે કદાચ લાંબો વખત ન પહોંચે. મારી ખાતરી છે કે ગાંધીજી વાજબી સમાધાન પર આવવા ખરા દિલથી આતુર છે; અને એમનો પ્રભાવ જ્યાં સુધી કાયમ છે ત્યાં સુધી તે બ્રિટનને સમાધાન પર આવવાના તેના પ્રયત્નમાં અતિશય મદદગાર થઈ પડે એમ છે. ગાંધીજી હિંદના મોટા ભાગની વતી બોલે છે, ને તેઓ કરારનું જેવું પાલન કરાવી શકશે તેવું બીજું કોઈ કરાવી શકવાનું નથી. ગેરસમજ વધવા દેવાનો, ને હિંદમાં અવ્યવસ્થા ને તેને અંગે પડનારાં દુઃખ ફરી ન ઊપજવા દેવાનો, એકેએક પ્રયત્ન અત્યારે કરવો જોઈએ. પશુબળનો પ્રયોગ એ કંઈ ઇલાજ નથી; અને આધુનિક ભાવના કે બ્રિટિશ સ્વભાવ એમાંથી એકેય ખરેખર દમનનીતિની અજમાયશ નહીં થવા દે. ગોળમેજી પરિષદની મહેનત આજ બેઠકમાં પૂરી ન થવા પામે તો

તેણે એવે તબક્કે, ને પરસ્પર સમજ ને સદ્‌ભાવની એવી વૃત્તિથી, પોતાની બેઠક મોકૂફ રાખવી જોઈએ કે તેનું કામકાજ પાછું તરત જ ફરી શરૂ કરી શકાય ને તેનો વહેલો અન્ત લાવી શકાય. હિંદને જલદી રાજ્યબંધારણ આપવાના માર્ગમાં કોમી સવાલ કે અલગ બેઠકો બેમાંથી એકે અનિવાર્ય અંતરાયરૂપ નથી. પણ અત્યારે સૌથી અગત્યની વસ્તુ તો એ છે કે બે પક્ષની વચ્ચે પરસ્પર વિશ્વાસ અને સમજની ભાવના પેદા થવી જોઈએ, અને એવું કામ ન થવું જોઇએ જેને લીધે હિંદી અને બ્રિટિશ નેતાઓની વચ્ચે વહેમની લાગણી પેદા થવા પામે. મારી તો પાકી ખાતરી છે કે બંને પક્ષ ખરા દિલથી સમાધાન પર આવવા ઇચ્છે છે; અને આ અતિશય કઠણ મામલાનો ઉકેલ આણવામાં એ વસ્તુ બહુ જ ઉપયોગી થઈ પડે એવી છે. હું ચોક્કસ માનું છું કે સમાધાન બને એટલું વહેલું કરવાના, અને હિંદને બ્રિટિશ પ્રજાસંઘના એક સંતુષ્ટ સભ્ય તરીકે રાખવાના, દરેક પ્રયાસ પ્રત્યે બ્રિટિશ પ્રજા સદ્‌ભાવ ધરાવે છે. ”

રૉઇટરના તાર પ્રમાણે આ મુલાકાતના શબ્દો ઉપર પ્રમાણે હતા, પણ તે કદી પ્રસિદ્ધ થવા પામ્યા નહીં. છાપાંઓમાં ભલું તેમજ બૂરું કરવાની જે શક્તિ છે તેના પર આ કેવી કટાક્ષયુક્ત ટીકા છે! આ તારને છાપાંઓએ છાપવા લાયક ન ગણ્યો. પણ એક અઠવાડિયા પછી બીજો એક તાર, જે રોમથી મોકલવામાં આવ્યો, ને જેમાં બ્રિટન અને હિંદ વચ્ચેનો સારો સંબન્ધ બગાડવાના ઇરાદાથી હડહડતું જૂઠાણું લખેલું હતું, તે તાર આખા ઇંગ્લંડમાં પ્રસિદ્ધ થયો, ને દરેક માણસ તેનો હવાલો આપવા લાગ્યું.

થોડા દિવસ પછી સમાધાનની આશા ફરી એકવાર સતેજ થઈ; સર સૅમ્યુઅલ હોર અને વડા પ્રધાન સાથે વધુ મુલાકાતો થઈ. ચિન્તા દૂર થતી લાગી, ને તેની જગાએ આશાનો સંચાર થયો.

પછી પરિષદની છેલ્લી બેઠક થઈ. તે પૂરા ભભકામાં ભરાઈ. ધ્વનિવર્ધક વગેરે બધી સગવડો રખાઈ હતી. લેડી રીડિંગ, મીસીસ પેથીક લૉરેન્સ વગેરે પ્રેક્ષકોને માટે પડદા નાખીને એક અલગ ગોખ બનાવવામાં આવ્યો હતો.

આશાવાદીઓ મિ. મૅકડૉનાલ્ડના ભાષણની ઉત્કંઠાથી રાહ જોઈ રહ્યા હતા. પણ એટલું તો ઠીકઠીક સ્પષ્ટ દેખાતું હતું કે એમાં જે સમાધાનની વૃત્તિનો અંશ હતો તે ઉદારતાના કંઈ પણ કાર્ય કરતાં વધારે તો એમના

અવાજના સૂરમાં ને મિત્રતાના સુન્દર શબ્દોમાં જ હતો; જે છૂટછાટો હતી તે ગર્ભિત રાખેલી હતી, સ્પષ્ટપણે આપેલી નહોતી. મને લાગ્યું અમને સહુને ત્યાં એક એવી જાફત માટે બોલાવવામાં આવ્યાં હતાં જેમાં ફૂલોના શણગાર તો આફલાતૂન હતા પણ ભોજનનું નામનિશાન દેખાતું નહોતું. જે જે કલમો રજૂ કરવામાં આવી તે એક કુશળ વક્તાએ અદ્ભુત અવાજે ઉચ્ચારેલી હતી ખરી, પણ પોકળ હતી.

ગાંધીજીને એનો જવાબ આપવાનો હતો. એમનું કામ દેખીતું મુશ્કેલ હતું. જે આભારની લાગણી હસ્તીમાં નહોતી તે પ્રદર્શિત કરવાનું એમનાથી બની શકે એમ નહોતું. પણ જે અનેક છૂટછાટો ગર્ભિત રૂપમાં અપાયેલી હતી તેને માટે આભાર ન માનવો એ અણઘડપણું ગણાય. એટલે એમણે પરિષદના સર્વ સભ્યોની વતી વડા પ્રધાનની અથાક કાર્યશક્તિ, તેમનું કુશળ પ્રમુખપદ, તેમની સમય વિષેની ચીવટ, તેમની નિયમિતતા, ને તેમની કામ આટોપવાની આવડત વગેરે માટે જ તેમનો આભાર માન્યો.

વડા પ્રધાને જવાબમાં કહ્યું: "પ્રિય મહાત્માજી, હું ઇચ્છું છું કે આપણે આ સહકારને રસ્તે જવાનું ચાલુ રાખીએ. એ કદાચ એકમાત્ર રસ્તો હોય. આપણા સર્વ વહેવારોના મૂળમાં જે ભવ્ય, આધ્યાત્મિક વૃત્તિઓ પડેલી છે તેની સાથે આપણા રાજકીય વિચારોને આપણે જોડવા ઘટતા નથી?... ...એક બાબતમાં મારે મિ. ગાંધી જોડે કજિયો છે. તેઓ મારી સરખામણીમાં પોતાને ઘરડા શા માટે કહે છે? આજે પરોઢિયે એક વાગે આવા બુલંદ અવાજે આપણી આગળ બોલનાર પુરુષ જુવાન જ હતા એમાં શંકા નથી. જુવાનીમાં ગાંધીજી મારા કરતાં આગળ છે. અમારા બેમાંથી કોણ ઉંમરમાં નાનું દેખાય છે એ તો હું નથી જાણતો, પણ હું માનું છું કે એમના કરતાં હું મારા અંતકાળની ઘણો વધારે નજીક છું. જે માણસે ખુરસીમાં બેસીને તમારી બધાની પાસે કામ કરાવ્યું તે ઘરડો માણસ હતો. અહીં મારી જોડે બેઠેલા આ જુવાને મને આજે પરોઢિયે છ વાગે ઊઠવાની ફરજ પાડેલી. ભવિષ્યમાં ભરાનારી પરિષદોમાં કદાચ મિ. ગાંધી પ્રમુખપદ લેશે; અને, એમ બનશે તો, મને ત્યાં આવીને જોવાનું મન થશે કે સમયપાલનની ચીવટમાં તેઓ બરાબર પાઠ શીખ્યા છે કે કેમ. તમારી સહુની સફર સારી નીવડો એમ

હું ઇચ્છું છું. તમે એટલું યાદ રાખજો કે આપણે સહુ એક જ કાર્યમાં જોડાયેલા છીએ, ને એક જ નિષ્ઠાથી પરસ્પર બંધાયેલા છીએ."

પરિષદ ઊઠી એટલે હસ્તધુનન, વિદાયની આપલે, ને મિત્રાચારીનાં વચનો એ બધું ઘણું ચાલ્યું. અમે તરત જ મોટરમાં બેસીને એક સભ્યના ખાનગી રહેઠાણ પર ગયાં. ત્યાં દીવાનખાનામાં હિંદી નેતાઓ—મૉડરેટો તેમજ મહાસભાવાદીઓ—ની ભીડ જામી હતી. તેઓ મિ. મૅકડોનાલ્ડના જાહેરનામાનો અભ્યાસ કરવા મળ્યા હતા. યુરોપિયનોની શારીરિક સગવડોને સર્વોપરી મહત્ત્વની ગણવાની ગાંધીજીની જે જાણીતી ટેવ છે એને માટે મને ખેદ ઊપજવાનો પ્રસંગ થોડી જ વારમાં આવ્યો. આ ઓરડામાં ભેગી થયેલી અનેક ઉત્કંઠિત ને વિવિધ વ્યક્તિઓને નિહાળવામાં મને બહુ જ રસ પડ્યો હતો. હું આવી સભામાં હાજર હતી ને જુદા જુદા સર્વ પ્રકારના મત મને સાંભળવા મળે એમ હતું, એ જોઈ મારાં રોમાંચ ખડાં થયાં. પણ બપોરનો એક વાગી ગયો હતો. ગાંધીજી યુરોપિયનોના જમવાના વખત હંમેશાં યાદ રાખે છે. અત્યંત મહત્ત્વના પ્રશ્નોની ચર્ચા ચાલતી હતી તેની વચ્ચે એક ટેબલ લાવવામાં આવ્યું; ને તેના પર, મેં ઘણી ના પાડી છતાં, મારે માટે જમવાનું પીરસવામાં આવ્યું. મેં વિવેકને ખાતર થોડુંક ખાધું, ને તરત સાંભળવા બેઠી. પણ ગાંધીજીએ અત્યંત અગત્યના પ્રશ્નની ચર્ચા વચ્ચેથી અટકાવી મારી તરફ જોયું, ને મને કટાક્ષમાં પૂછ્યું : "કેમ, તમે રોજના કરતાં આટલું જલદી જમવાનું કેમ પૂરું કર્યું ?" આ વસ્તુ અસહ્ય જેવી હતી, પણ એમના આગ્રહને લીધે ભોજનનો આનન્દ લેવાનું મારે ચાલુ રાખવું પડ્યું.

## ૧૧
## પારીસમાં

સવારના ૫–૩૦. ગાંધીજી અગાસી પરથી ઊતરે છે, અંધારાઘોર પ્રાર્થનાગૃહમાં પ્રવેશ કરે છે, એ ઓરડો ઓળંગીને આગલે દરવાજે પહોંચે છે, વચ્ચે પ્રાર્થના માટે ખુરસીઓ મૂકેલી છે તેને અડ્યા વિના કુશળતાથી જાય છે, પોલીસો, ડિટેક્ટીવો ને મુલાકાતીઓનું મંડળ ઊભું છે તેને આવકાર આપે છે, ને ઓની શેરીઓ પર છેલ્લીવાર ફરવા નીકળે છે.

સવારના ૬-૩૦. તેઓ સ્નાન અને નાસ્તા માટે પાછા આવી પહોંચે છે.

સવારના ૮-૧૫. વિદાયની ક્રિયા શરૂ થાય છે. પોલીસોની બાર અઠવાડિયાંની ચોકી પૂરી થઈ છે. ગાંધીજી એમની સાથે, તથા પોતાને વિદાય આપવાને કલાક વારથી રાહ જોતા પડોશીઓ સાથે, હાથ મિલાવે છે. ડૉ. કતિયાલની ગાડી છેલ્લીવાર શેરીને ખૂણે આડી વળે છે. તેની આગળ પોલીસોની જબ્બર મોટર છે, તેને લીધે વાહનોની ભારેમાં ભારે ભીડમાં પણ અમારે માટે રસ્તો મોકળો થઈ જાય છે. અમને પૂર્વ ભાગના રહીશોને તો આવી ખાસ સગવડ એ બાઇબિલની કથામાં રાતા સમુદ્રનાં જળે છૂટાં પડીને માર્ગ કરી આપ્યાનું આવે છે એના જેવો ચમત્કાર લાગે છે. અમે ત્રીજી ને છેલ્લી — મોટામાં મોટી ને સારામાં સારી — ગાડીમાં છીએ. એ ગાડી સર પ્રભાશંકર પટણીની છે.

માઇલ એંડ રોડ પર અમે વાહનોની ભીડમાં અટવાઈ પડીએ છીએ. રસ્તા પર ઊભેલા એક પોલીસે અમને રોક્યાં છે! મોટર પર ગોળમેજી પરિષદનું પાટિયું છે તે એણે ઓળખ્યું નથી? એ તો માની જ ન શકાય! કેવું અપમાન! એકબીજાની કૃત્રિમ ચીડ જોઈ અમે હસીએ છીએ. આજ પછી અમે પાછાં વિસાત વિનાનાં માણસ બની જઇશું. ને અમને કશો ખાસ અધિકાર નહીં મળે કે સરકાર અમારા તરફ ખાસ ધ્યાન નહીં આપે, ત્યારે કેવું લાગશે?

વિકટોરિયા સ્ટેશન આવવાનું થાય છે ત્યાં જ અમે સર પ્રભાશંકરની આગળથી પસાર થઇએ છીએ. તેઓ ચાલતા ચાલતા ગાંધીજીને વળાવવા આવે છે. અમે હાથ હલાવીએ છીએ, પણ તેમનું ધ્યાન તે તરફ જતું નથી. તેઓ તો હિંદી ઢબે, આંખો જમીન તરફ ઢાળીને, ચાલ્યા આવે છે.

સવારના ૯. પ્લૅટફૉર્મ ટિકિટનો માથાદીઠ અક્કેક પેન્સ ખરચવાનો નથી એ કેવું સારું લાગે છે! અમારા મંડળ પાસે ખિડીસી પહોંચાડવાના બાસઠ દાગીના છે. પણ અમને જરાયે ફિકરચિન્તા નથી. માણસ પોતાના સામાનનો વિચાર કોરે મૂકી શકે એ કેવો આનન્દ! કુશળ છૂપી પોલીસના માણસો ટિકિટો, પાસપોર્ટ, સામાન બધાની પૂરેપૂરી જવાબદારી ઉઠાવી લે છે.

પણ ગાંધીજી ચિન્તાપૂર્વક એક પ્રશ્ન પૂછે છે: "રમકડાં બરાબર આવ્યાં છે કે?" એ સુરક્ષિત છે એમ સાંભળીને કહે છે: "હું સાથે લાવેલો તે સામાન સિવાય માત્ર એ રમકડાં જ મારી સાથે હિંદ લઈ જાઉં છું." બોના બાળમંદિરનાં બાળકોએ તેમની વરસગાંઠને દિવસે તેમને જે નાનકડાં ઊની જાનવરો, રંગીન મીણબત્તીઓ, ને ચાકનાં દોરેલાં ચિત્રો ભેટ આપેલાં તેની વાત તેઓ કરે છે.

ગાડી ઊપડે છે — ટોળામાં જે અંગ્રેજો છે તે 'Auld Lang Syne'નું ગીત ગાય છે.

મહાદેવ કહે છે: "આ ભજન મને સૌથી વધારે ગમે છે. એ સાંભળવાને ઘણે દૂર જવું પડે તોયે એ ફેરો ખાવા જેવો છે."

સવારના ૧૦–૩૦. ફોકસ્ટનમાં અમે આગબોટની સીડી પર ચડીએ છીએ ત્યાં બ્રિટિશ સિનેમાવાળા સામે ખડા જ હોય છે.

સવારના ૧૧–૩૦. જે ફ્રેંચ અમલદારને ગાંધીજીની રક્ષા કરવાનું કામ સોંપાયેલું છે તેની સાર્જંટ એવન્સ ગાંધીજી સાથે ઓળખાણ કરાવે છે. એ અમલદાર નીચો વળી નમન કરે છે, ને પૂછે છે: "આપને આગબોટમાંથી પહેલા ઊતરવું ગમશે કે છેલ્લા?"

"તમને જેમ વધારેમાં વધારે અનુકૂળ આવે તેમ," ગાંધીજી કહે છે.

બપોરના ૧૨–૩૦. ફ્રાન્સમાં પ્રવેશ કરવાની આ બહુ મજાની રીત છે — નહીં જકાતની તપાસ કરવા દેવાની, નહીં પાસપોર્ટ બતાવવાના, નહીં ફ્રાન્સમાં ઊતરવા માટેની ટિકિટો બતાવવાની. અમે માત્ર ચાલતાં ચાલતાં પ્લેટફોર્મ પર જઈએ છીએ; ને અમને થાય છે આ ચાલવાની કડાકૂટ પણ કેટલી કરવી પડશે? સ્ટેશન માસ્તર અમને રેલગાડીના એક આલેશાન ડબ્બામાં લઈ જાય છે; તેને નવામાં નવી ઢબની વિશાળ બારીઓ છે.

ગાંધીજી કહે છે: "પણ અમારી પાસે તો પહેલા વર્ગની ટિકિટો નથી."

રેલવે અમલદાર નમન કરે છે, ને સૂચવે છે કે એ બધી માહિતી આજે સાવ બીનજરૂરી છે. અમને બહુ સગવડમાં બેસાડીને તે ચાલ્યો જાય છે.

બપોરનો ૧. અખબારનવીસો આગળ ધસી આવે છે — પણ ગાંધીજી

પાસેથી એમને આટલો જ સંદેશો મળે છે: "ફ્રેંચ ભૂમિ પર એક રાત ગાળવાની છે એથી મને આનન્દ થાય છે, ને હું એનો બની શકે તેટલો સદુપયોગ કરીશ."

પછી છાપાંવાળા ગાંધીજીનાં બીજાં સાથીઓ પાસે આવી પૂછપરછ કરે છે.

"ગાંધીજી લંડનમાં ક્યાં રહેલા?"

કિંગ્સલી હૉલ શું છે એ સમજાવી શકાય એટલું ફ્રેંચ ભાષાનું જ્ઞાન અમને નથી. અમે અચકાઈએ છીએ.

"વાય. એમ. સી. એ.?" એક ખબરપત્રી પૂછે છે.

"ક્લૂબ?" બીજો હોંશભેર ટાપશી પૂરે છે.

"ફોયર?" આ છેલ્લું વર્ણન બરાબર છે એવો નિર્ણય છેવટે થાય છે. (નોંધ: ફ્રેંચમાં 'ફોયર' શાને કહે છે, અમને એ વર્ણન લાગુ પડે છે કે કેમ, એ જોવું પડશે.)

બપોરના ૨. હિંદુ ઢબનું ભોજન પીરસવાનું કામ દેવદાસે ને મેં મળીને હમણાં જ પૂરું કર્યું છે. બે દિવસની મુસાફરી માટે ચાલે એટલું ખાવાનું — રોટલી, શાક, લિંબુનું અથાણું, ફળ, ને વાટેલી બદામ — અમે સાથે લાવ્યાં છીએ. દેવદાસ કહે છે: "ઇંગ્લંડ તો કંઈક જોયું. હવે મને થાય છે કે ફ્રાન્સમાં રહીને આ દેશનો પરિચય મેળવી શકાય તો કેવું સારું! તમને ફ્રેંચ લોકો પ્રત્યે કેવો ભાવ છે કહો જોઈએ."

મેં કહ્યું: "બે પ્રજાના સ્વભાવમાં બે ધ્રુવ જેટલું અંતર છે."

"તમે એકબીજાની આટલાં નજીક રહો છો તે છતાં એમ હોય એ કેવું વિચિત્ર!"

મેં કહ્યું: "અમને ઇશ્વિરે દુનિયામાં એકબીજાની આટલાં નજીક નાખ્યાં છે એટલા માટે જ કદાચ અમારી વચ્ચેનો ફરક વધારે દેખાઈ આવતો હશે. અમે બે આર્ય કુટુંબની બે જુદી જુદી શાખાઓનાં છીએ. એ અમારા પિતરાઈ છે એટલે અંશે તો તમે પણ અમારા પિતરાઈ નથી?"

"પણ આ બધો ફરક શામાં આવે છે?" દેવદાસે પૂછ્યું. દેવદાસને

પણ, એમના પિતાની પેઠે, તમે શું કહેવા માગો છો એ પૂરેપૂરું ન સમજાય ત્યાં સુધી કોઈ વિષયની વાત પડતી મૂકવી ગમતી નથી. માણસે સાવ હળવે હૈયે કંઇક વાત કરી નાખી હોય, ને કંઈક સિદ્ધાન્ત કહી માર્યો હોય જે ટકી શકે યા ન ટકી શકે એવો હોય, ત્યારે સામાની આવી ટેવ માણસને જરા મૂંઝવનારી થઈ પડે છે.

એટલે મેં જે વાક્ય સહેજમાં કહી નાખ્યું એને માટે મારે કારણો શોધવાં પડે છે. બે પ્રજાઓ વચ્ચેના સૈકાજૂના વિરોધો; ઇંગ્લંડ પાછા ફરતી વેળા ખાડી ઓળંગતાં સ્પષ્ટ દેખાઈ આવતી સ્વભાવની અત્યંત ભિન્નતા; ફ્રેંચ બંદર બુલૉં પર થતાં બૂમરાણ અને શોરબકોર, જેને લીધે વાતનું વતેસર થઈ પડે છે; પાર વિનાના બૂમબરાડા, ધક્કાધક્કી, હાથના ધમપછાડા, ઘાંટા પાડીને ઉચ્ચારેલા કસમ,અંગ્રેજી આગબોટની સીડી પર ચડી આવતા ને શોરબકોર કરતા મજૂરોનાં ટોળાં. એક તરફ આ બધું, ને બીજી તરફ અંગ્રેજ નાવિકો ને રેલવેના મજૂરોની સ્વસ્થતાભરી શાન્તિ, બે વચ્ચેનો વિરોધ હું બતાવું છું.

પછી હું કંઈક ઉત્સાહમાં આવીને કહું છું : "એમનો સ્વદેશપ્રેમ લો. એ કંઈક ગંભીર, ઉન્નતિકર, પવિત્ર વસ્તુ છે. તેઓ પોતાના અમલદારોને, ને મૅજિસ્ટ્રેટોને માન આપે છે, ને પૂરેપૂરા સાચા દિલથી રાજકાજને અંગે પોતાના વિધિ પાળે છે."

"પણ બેશક," દેવદાસ કહે છે, "એવા વિધિઓની બાબતમાં તો—" અમારા લંડનના મેયરનો મેળાવડો, અંગ્રેજોની જમણ-પાર્ટીઓ, બકિંગહામ મહેલનો દરબાર, એ બધું એમને યાદ આવતું હતું.

એમણે અધૂરી મૂકેલી વાત ઉપાડી લઈ મેં કહ્યું : "હા, જરૂર. અમે એ બધા દેખાવો ઊભાં રહીને જોઈએ છીએ ખરાં; પણ રણશિંગાં ને લાલ ડગલાના પોશાક આગળ અમે અમારું આત્મભાન ટકાવી રાખીએ છીએ, ને રખેને ભાન ભૂલી જવાય એની કાળજી રાખીએ છીએ."

બપોરના ૩-૩૦. પારીસનું સ્ટેશન આવી પહોંચ્યું છે. જાણે રશિયન વિપ્લવની,કે બૅસ્ટીલના પતનની, ભડકામણી ફિલમોના કોઈ દૃશ્યમાં ન ઊભાં હોઈએ એમ લાગે છે. એંજીનો, સાઇડિંગો, ગાડીના ડબા, લોઢા ને કાચનાં તોતિંગ મંડાણો, આગ્રહપૂર્વક કંઈક ચેતવણી આપતા પીસવાઓની ચીસો,

રાક્ષસી યન્ત્રો પર ચડતા ને યન્ત્રના જ એક ભાગ જેવા દેખાતા માણસો, જાણે કોઈ જંગી ફિલમને માટે કરેલી છેલ્લામાં છેલ્લી ઢબની રચના હોય એવું લાગે છે. કૃત્રિમ પ્રકાશ એ બધી ચીજોને બિહામણી બનાવે છે.

બુલોંમાં અમે બંદરે ઊતર્યાં કે તરત જ લોકોનાં ટોળાં તો આવ્યાં હતાં. પણ દાઢી ને ઊંચી હૅટવાળા, ફ્રેંચ પ્રજાના અસલ નમૂનારૂપ એવા, સ્ટેશન માસ્તરે પોલીસોને લોકોને અંકુશમાં રાખવાની સત્તા આપી રાખી લાગતી હતી. એટલે અમને ઠાઠથી ને શાન્તિથી આગબોટથી રેલગાડીમાં પહોંચાડવામાં આવેલાં.

પણ પારીસમાં તો ટોળાંએ ગાંધીજીનું સ્વાગત કરવા તેમને ઘેરી જ લીધા. પ્લેટફૉર્મ માનવમેદનીથી છવાઈ ગયું. લોકો એંજીનો પર ને ડબાનાં છાપરાં પર ચડ્યા. સીડીઓ પર, ને સ્ટેશનના પાટડા પર પણ ચડી ગયા. રેલવેના માણસો હસ્યાં જ કરે છે — સામાન્ય રીતે 'બક્ષિસ' આપીએ તો તેના પર નાટકી તિરસ્કારવાળી નજર ફેંકનારા લોકો કરતાં આ જુદી જ જાતના હોય એમ દેખાય છે. ભૂરી ડગલીવાળા મજૂરોને ખાસ ઊભી કરેલી પાલખોને મથાળે મુખ્ય મુખ્ય જગાએ ઊભા રાખેલા છે. તેઓ માથા પર ઊંચે મસાલો પકડી રહ્યા છે. ફોટોગ્રાફરો સર્વ દિશાએ ફોટા લેવા માટે અજવાળાં ફેંકે છે. ને એ વેધક તેજને લીધે સ્ટેશનની વિશાળતા ને નીરસતામાં વધારો થાય છે. પ્રસંગ બહુ મહત્ત્વનો છે એમ દેખાઈ આવે છે. હું તો ઘસડાઉં છું, ને હોકારાબકારા કરતા પારીસવાસીઓમાં કચડાઈ જાઉં છું. સાર્જન્ટ એવન્સની પાછળ પાછળ ચાલવાનો પ્રયત્ન કરું છું. એમની પહોળી પીઠને લીધે રસ્તો તૈયાર થઈ જાય છે. પોલીસો તો આ યુદ્ધથી અળગા જ ઊભા રહ્યા છે. એમના ગૌરવનો આધાર કદાચ એમના ગણવેશ પર હશે. એ ગણવેશ દેખાય ત્યારે એનો કરપ પડેને! પણ અહીં તો માનવમેદની સિવાય કશું નજરે પડતું જ નથી.

આ માનવસાગરની વચ્ચે ક્યાંક ગાંધીજી જલદી ચાલ્યા આવે છે. તેઓ હંમેશના જેવા શાન્ત ને પ્રસન્ન છે, પણ એમના સોબતીઓથી સાવ વિખૂટા પડી ગયેલા છે. પત્રકારો ને ઉત્સાહી લોકો તેમની ને પોલીસોની વચ્ચે ઘૂસી ગયા છે. કૅમેરાઓ ને સિનેમાની ગાડીઓને લગાડેલાં તાર ને દોરડાં પ્લેટફૉર્મ પર ઝૂલતાં જ રાખવામાં આવ્યાં છે. અમારે એટલાં બધાં વિઘ્નો વટાવીને

રસ્તો કાઢવો પડે છે કે સાર્જન્ટ એવન્સ આન્તરરાષ્ટ્રીય વિવેકનો ભંગ કરવાનું જોખમ ખેડે છે, ને એમના મોહક સ્મિત વડે રસ્તો કાપતા કાપતા ગાંધીજીને પડખે તેમની હંમેશની જગા લઈ લે છે.

બપોરના ૪. અમે પસાર થઈ જઈએ છીએ એટલે સ્ટેશનના લોખંડી દરવાજા અવાજ કરતા ભડોભડ વસાય છે ને પાછળ આવતા ટોળાને રોકી રાખે છે. અમને બહાર પળવારનો વિસામો મળે છે તે સરસ લાગે છે, ને અમે જરાક સાસ ખાઈએ છીએ. એટલામાં તો સામી બાજુથી સ્વાગત કરનારું બીજું એક ટોળું અમારા પર તૂટી પડે છે. અમારા મંડળનાં બધાં માણસોને એક મોટી હોટેલમાં લઈ જવા માયાળુ લોકો તેમને વળગી પડે છે. એ હોટેલમાં પારીસના હિંદીઓએ સ્વાગતનો સમારંભ ગોઠવ્યો છે.

બપોરના ૪–૩૦. હોટેલનો વિશાળ હૉલ નાનાં નાનાં ટેબલોથી ભરાઈ ગયેલો છે. બિહામણી લાગે એવી મોટી મોટી, રૂપાની ચાદાનીઓમાંથી ભવ્ય ઠાઠથી ચા રેડવામાં આવે છે. એક ઊંચા ટેબલ આગળ ગાંધીજીની સાથે બારેક માણસ બેઠા છે, ને તેઓ આવકારનાં લાંબાં લાંબાં ભાષણો ગગડાવે છે. એમાં એક વિખ્યાત હિંદુ ડાકટર છે તે તો કવિતા ને ગાયન પણ લલકારે છે. આવકારનાં ભાષણો પૂરાં થઈ રહ્યા પછી અત્યંત વૃદ્ધ, ને જેની આંખે ઝાંખ વળી ગઈ છે એવી, એક મહિલાની ઊંચી, અણનમ ને ભવ્ય મૂર્તિ ઊભી થાય છે, ને જાણે આશીર્વાદ આપતી હોય એવી ઢબે 'વંદેમાતરમ'નું રાષ્ટ્રગીત ગાય છે.

પછી પરિચયનો લાંબો વિધિ ચાલે છે. તે પૂરો થયા પછી ગાંધીજી ભાષણ શરૂ કરે છે. તેમના પહેલા થોડાક શબ્દો સંભળાતાં આખા સભાગૃહમાં સન્તોષનું નાનકડું મોજું ફરી વળે છે.

"ક્યા ખૂબ! કિતને વખ્તકે બાદ હિંદી સુનને મિલી!" મારી નજીકમાં એક બ્રાહ્મણ માંડ કાનમાં સંભળાય એટલે ધીરે અવાજે બોલે છે.

સાંજના ૬. ગાંધીજી રાતવાસો માદામ ગીઝને ત્યાં કરવાના છે. ત્યાં એક સન્માનસમારંભ થઈ રહ્યો છે. ઘર તે નાનકડા, જૂની ઢબના, ને સુન્દર બંગલાનો એક બ્લૉક છે. આવનારા માણસોના ધસારાથી એની ભીંતો ને એનાં તાળાં તૂટી જશે એવી બીક લાગે છે. બંગલાનો જે મુખ્ય દાદરો છે

તેના પર એટલી ઠઠ જામી છે કે તસુ પણ જગા રહી નથી. પરસાળમાંથી બહાર ધમાધમ ચાલી રહેલી સંભળાય છે, લોકો પેસવા દેવા માટે આજીજી કરી રહ્યા છે, ને બારણાનો હાથો ફરીફરીને ઠોકાય છે. છેવટે દ્વારપાળ એક નામ ઓળખે છે, ને ધીરે રહીને બારણું ઉઘાડે છે—એક ક્રોધે ધૂંધવાતો, લથરપથર થઈ ગયેલો માણસ તીરની પેઠે અંદર આવે છે; જાણે કોઈ થાકી ગયેલો ગુનેગાર આશરો ન ખોળતો હોય ! હું જોઈ રહું છું. પોતે હવે ભાગ્યશાળીઓના વર્ગમાં સ્થાન પામ્યો એમ આ નવા આગંતુકને સમજાય છે કે તરત તે બહાર ઊભેલા ટોળા પ્રત્યે તિરસ્કાર ને ચીડ દાખવવા માંડે છે; ને બારણું જેટલીવાર ઠોકાય એટલીવાર બોલી ઊઠે છે: "ઉઘાડશો નહીં ! આવવા ન દેશો કોઈને !" બહારની ધાંધલ જોઈ પોલીસને ફોન કરીને બોલાવવામાં આવે છે, પણ એના આવવાથી પરિસ્થિતિમાં જરાયે ફરક પડતો નથી. છેવટે સાર્જન્ટ એવન્સ પૂછે છે: "હું જઈને જોઉં કંઈ થઈ શકે તો ?"

દ્વારપાળ આભારપૂર્વક હા પાડે છે.

સાર્જન્ટ એવન્સને ફ્રેંચ બોલતાં આવડતું નથી. પણ એમની કાયા વિશાળ છે. તેઓ અસ્વસ્થ થઈ પોતાની શાન્તિ ગુમાવતા નથી. એમની રાતી મુખમુદ્રા પર પ્રસન્ન સ્મિત છે. તેઓ માણસોની મેદનીને—પોલીસને તેમજ લોકોને—દાદરા નીચે લઈ જાય છે. લાંબી ધાંધલ પછી એકાએક શાન્તિ ફેલાય છે, ને અમને અંદર બેઠેલાંને નિરાંત વળે છે.

દરમ્યાન, દીવાનખાનામાં પારીસના બુદ્ધિશાળી વર્ગનું એક મંડળ ભેગું થયું છે. તેમની સંખ્યા એટલી મોટી છે કે એમાંના અડધાને તો ભોંય પર બેસવું પડ્યું છે. ઓરડીની હવા બાફ મારે છે, ને ગુંગળાઈ જવાય છે. ઘણા આવનારા લાંબાં લાંબાં ભાષણ કરે છે. પૂરતી હવા ન મળવાથી ગાંધીજીને ખાંસી આવવા લાગે છે. ભાષણોની ઝડી તો ચાલ્યે જ જાય છે. એટલે, છેવટે મુકરર કરેલો કલાક પૂરો થવા આવે છે તેની થોડી જ મિનિટ પહેલાં એ લોકોને ગાંધીજીનું ભાષણ સાંભળવાની ને તેમની સાથે પ્રશ્નોત્તરી કરવાની તક મળે છે. અમારામાંથી આઠ જણને રાતની જાહેર સભા પહેલાં જોડેના જમવાના ઓરડામાં જઈને જમી લેવાનું છે. જવાનું તો છે છ જ ડગલાં, પણ ઓરડાની ભીડને લીધે એટલું જતાં પણ ઘણો વખત નીકળી જાય છે.

મહેમાનો વિખેરાવાના થાય છે ત્યાં એક માણસ ઘરના એક ખાનગી ઓરડાના બારણા તરફ ધસે છે. હું એને રોકું છું. પોતાની ધારણા પાર ન પડવાથી તે ધૂંઆપૂંઆ થઈ જાય છે, ને પોતે અમુક છાપાનો પ્રતિનિધિ છે એમ મને સંભળાવે છે. મારા પર એની અસર થતી નથી. એ ખોટે નામે દાખલ થઈ ગયો છે એટલી જ વાત મારા મનમાં રમી રહી છે. હું તેની ને બારણાની વચ્ચે ઊભી રહી રસ્તો રોકું છું.

"તમને એ માણસનો કશો વિચાર જ નથી ? એમણે બે સભા પૂરી કરી, ને હજુ તો બેમાં જવાનું છે. ચાર ને અગિયાર વચ્ચે આટલું ઓછું કહેવાય શું ? જાહેર સભા પૂરી થયા પછી આવજો. તે વખતે એક કલાક પત્રકારોની ખાસ સભા થવાની છે." મારું અંગ્રેજ ખમીર જાગી ઊઠે છે, ને મને મનમાં બહુ જ તિરસ્કાર ઊપજે છે.

"બે જ મિનિટ ! ફક્ત બે જ મિનિટ !" પેલો કહે છે.

"જોતા નથી દરેક જણને બે મિનિટ જોઇએ છે તે ? જરા અક્કલ તો વાપરો," હું તડૂકું છું.

"હું એ કુટુંબનો ઓળખીતો છું," પેલો કહે છે. જૂઠાણું નંબર બે.

"હું બાર છાપાંના સંઘનો પ્રતિનિધિ છું," પેલો પોતાનું પારાયણ ચલાવે છે; અને યુરોપનાં ને વિલાયતનાં અનેક દૈનિકોનાં નામ ગણાવવા માંડે છે.

"તો તમે એમને રાતે મળી શકશો."

"અરે, પણ મારે તો કંઈક ખાસ જોઇએ છે. મેં ચાર સવાલ તૈયાર કર્યા છે તેના જવાબ એમની પાસેથી જોઈએ છે."

હું જરા ઢીલી પડું છું. "ગાંધીજીને સવાલો ગમે છે. મને આપો એ ચાર સવાલ. એના જવાબ તમારે માટે રાત સુધીમાં મેળવી રાખવાનો પ્રયત્ન હું કરીશ."

"ઓહો ! પણ સવાલ મેં હજુ લખ્યા નથી. મને જરા અહીં બેસીને લખી કાઢવા દોને."

પણ હવે મેં અહિંસાને સાવ ફગાવી દીધી છે. ખરું જોતાં તો વર્તનમાં તેમજ વિચારમાં પણ અહિંસા જાળવવી જોઇએ. પણ હું સત્યને ઝાડની પેઠે

વળગી રહું છું. હું સાવ કાઈ ગઈ છું, ને મને ચીતરી ચડે છે. અમારા આ મહેમાનની અમે બાર અઠવાડિયાં શુશ્રૂષા કરી; ને એમનાં સુખસગવડ ને આરોગ્યની કાળજી રાખી. પણ અહીં પારીસમાં તો એમના ભૂકા ઊડી રહ્યા છે. અને અહીં એક ઉદ્ધત, જૂઠો અખબારનવીસ ગાંધી કુટુંબનો મિત્ર હોવાનો ખોટો ડોળ કરે છે, ને સવાલોના જવાબ મેળવવા શોર મચાવી રહ્યો છે. ને છતાં એ સવાલ લખી કાઢવાની તકલીફ પણ એણે ઉઠાવી નથી.

પેલો મારી સામે ટગરટગર જોઈ રહે છે, ને પછી પોતાની ધમકી જાહેર કરે છે: "એ મને મુલાકાત નહીં આપે તો હું એમની બૂરી વલે કરીશ. હું એમને નુકસાન કરી શકું એમ છું."

એને બહાર ધૂંધવાતો મૂકીને ચાલી જતી વેળાએ મારા મોં પર ખૂનીના જેવો ભાવ હશે એમ મને લાગે છે. બીજે દહાડે સવારે પેલાના સંઘની માલિકીના અખબારમાં એના મિજાજનું ને મારા મિજાજનું પરિણામ પ્રગટ થાય છે. ગાંધીજીના દેખાવનું બેહૂદું વર્ણન કરવામાં એ વિન્સ્ટન ચર્ચીલને પણ ટપી ગયો છે. ગાંધીજીનું વર્ણન આપતાં તેણે "મોટા વિદૂષક", અને "ખોં ખોં કર્યા કરતા, થાકેલા ને નાસીપાસ થઈ ગયેલા માણસ" એવા શબ્દો વાપર્યા છે.

રાતના ૮. એક વિશાળ સિનેમા થિયેટર છે. સભાના જાહેર કરેલા વખત પહેલાં લાંબા વખતથી તેમાં લોકોની ઠઠ જામી છે. ટિકિટોને માટે મોટી રકમો આવતી હતી તેની ના પાડવામાં આવી છે. એ ટિકિટો ફરીફરી અનેકવાર વેચી શકાત. અમારે માટે અલગ રાખેલી જગાઓ સુધી પહોંચવા માટે અમારે ધક્કામુક્કીમાંથી પસાર થવું પડે છે. લોકોનો ઉત્સાહ પ્રચંડ છે. સભાગૃહમાં મુખ્ય મુખ્ય ઠેકાણે સિનેમાના સરંજામ ઊભા કર્યા છે, પણ એ જ્યાં ચાલે છે તે જગાએ ગાંધીજી બોલવાના નથી; એટલે સભાના વ્યવસ્થાપકો ને આ સાજના માલિકો વચ્ચે ઝઘડો ચાલી રહ્યો છે. (એમને અહીં એમનો સરંજામ લાવીને ચાલતો કરવાની પરવાનગી તો કદી અપાઈ જ નહોતી, છતાં તેમણે તો તરત જ અદાલતમાં ત્રણ હજાર ફ્રાંકની નુકસાનીનો દાવો માંડ્યો.) લાલ ગણવેશવાળી બાલિકાઓની એક ટુકડી ટોળાંને વ્યવસ્થિત રાખવા મથે છે. ગરમી તો એટલી થાય છે કે ન પૂછો વાત; એનો ઉપાય કોણ કરી શકે? એનાથી માણસોની ગરદનો લચી પડે છે, ને મોઢાં પર પરસેવાના રેબઝેબ

જામે છે. લોકલાગણીમાં ઘણો ઉશ્કેરાટ છે; વધારે એટલા માટે કે થોડા દિવસ પર શહેરમાં, રાજાનું રાજ્ય હોવું જોઈએ એમ માનનાર પક્ષ તરફથી સભા સરઘસો થયેલાં. ટોળાંનો દેખાવ કોણ જાણે કેમ ભયાનક લાગે છે. મેં તો આવાં ટોળાંનો અનુભવ અગાઉ કદી લીધો નથી. તેમની લાગણી એટલી ઉગ્ર છે કે તેઓ જાણે સમુદ્રનાં મોજાંની પેઠે આમતેમ ઝોલાં ખાતાં હોય એવાં અશાન્ત ને પ્રક્ષુબ્ધ દેખાય છે.

આવો પ્રજાક્ષોભ અગાઉ કેટલેક પ્રસંગે થયો હશે. પણ આજનો પ્રસંગ અનોખો છે. આજે તો વ્યાસપીઠ પર મારી સામે છેક નવામાં નવી ઢબના ક્રાન્તિકાર બેઠા છે. તેઓ શાન્તિથી ને અંતરની દૃઢ પ્રતીતિ સાથે એમનો સંદેશો આપીને કહી રહ્યા છે કે સત્ય અને અહિંસા એ વિશ્વની મોટામાં મોટી ને સક્રિયમાં સક્રિય શક્તિઓ છે; અને એના વડે જ ગર્વિષ્ઠ સત્તા સામે વિજય મેળવી શકાય એમ છે.

રાતના ૧૦–૩૦. મોટું ટોળું વિખેરાય છે, ને અમે પોતપોતાને ઉતારે જઈએ છીએ.

રાતે ૧૧ાા વાગે ફોટોગ્રાફરો અમારે ઉતારે, અમે જવા નીકળીએ છીએ એ જ વખતે, આવી ચડે છે; વિવેકપૂર્વક મારી પાસે પ્રવેશ કરવાની પરવાનગી માગે છે; ને કહે છે કે "અમને અંદર આવવાની રજા મળેલી છે."

"કોના તરફથી?" હું પૂછું છું.

તેઓ કહે છે: "મિ. ગાંધી તરફથી." એમની ખરેખરી સરતચૂક થયેલી, એટલે મને હસવું આવે છે. તેઓ નિરુપાય થઈ ચાલ્યા જાય છે. પણ પછી પાછા રાતે એક વાગે આવે છે, ને એટલો બધો ઘોંઘાટ કરે છે ને ધાંધલ મચાવે છે કે છેવટે પડોશીઓ ભેગા થઈ ને, પોતાની બગડેલી ઊંઘની નુકસાની પેટે, ગાંધીજીને ઉતારો આપનાર માદામ ગીઝ સામે હજારો ફ્રાંકનો દાવો માંડે છે.

બીજે દહાડે સવારે સ્ટેશને મળવા વિષેની સૂચનામાં કંઈક ગફલત થયેલી, એટલે હું સ્ટેશનના પ્લૅટફૉર્મ પર પહોંચી ત્યાં તો હસતા ચહેરાવાળા ટોળાને પાછું ફરતું જોયું. સાથે પોલીસની ટુકડી હતી; એ લોકોને ગાંધીજીને પારીસમાંથી સુરક્ષિતપણે વિદાય અપાઈ એટલે નિરાંત વળી હોય એમ દેખાતું હતું.

મારો પાસપોર્ટ, મારી ટિકિટ, મારો સામાન, ને મારું ખાવાનું, બધું અમારો જે સંઘ ગયો તેની સાથે હતું. વળી અમારી આ મુસાફરી જેવા પ્રવાસમાં પૈસાની જરૂર તો પડે નહીં; એટલે મારી પાસે વિલાયતના સિક્કાનું થોડુંક પરચૂરણ ને નોટો હતાં.

પરદેશમાં મોટરવાળો વાજબી ભાડા કરતાં બમણું માગે ત્યારે મનમાંનો આંતરરાષ્ટ્રીય સ્નેહભાવ ટકાવી રાખવો કેવો મુશ્કેલ લાગે છે! પણ પરદેશના લોકો જે હેત દર્શાવે ને ખાસ સગવડો આપે તે મહેરબાનીની રાહે લેવાનું જ કામ કરવાનું હોય ત્યારે પરદેશીઓ પ્રત્યે કેવો પ્રેમ ઊપજે છે! હું ગાંધીજીના સંઘમાંની રહી, એટલે મને આ નવી પરિસ્થિતિમાં કશી મુસીબત ન પડી. માત્ર હું જેમને ત્યાં રાતે સૂઈ રહેલી તે બહેનની સાથે સુપરિન્ટેન્ડન્ટની ઑફીસમાં ગઈ, ચૂપચાપ ઊભી રહી (પરભાષા ન આવડતી હોય ત્યારે આ કામ સહેલું હોય છે), ને શું થઈ શકે એનો વિચાર બીજાંઓને કરવા દીધો. થોડી જ વારમાં મને એક સહીવાળું કાર્ડ આપવામાં આવ્યું; તે બતાવ્યું કે પાસપોર્ટ, ટિકિટ કે રોકડા પૈસા એમાંથી કશું ન જોઈએ! મને કહેવામાં આવ્યું કે "તમે જો બેત્રણ કલાકમાં પાછાં આવી જશો તો સ્ટેશન માસ્તર તમને બીજી જે ટ્રેન જાય છે તેમાં બેસાડી દેશે. દરમ્યાન તે મિ. ગાંધીને ખબર આપશે; ને તમને તમારો પાસપોર્ટ રસ્તામાં ક્યાંક મળી રહેશે." લોકોના ટોળામાં એક હિંદી ભાઈ હતા. મારી જોડે કશી ઓળખાણ પિછાન નહીં. છતાં મારા હાથમાં થોડાક પૈસા મૂકીને ચાલતા થયા.

હું મોજથી એક લટાર મારી આવી; બીજીવાર નાસ્તો કર્યો—ફ્રાન્સમાં ખાવાની મજા હંમેશાં આવે છે—; ને છેવટે ઠાઠભેર મને ટ્રેન સુધી પહોંચાડવામાં આવી. મને પહેલા વર્ગનું ખાનું બતાવવામાં આવ્યું એટલે મેં કહ્યું કે "મારી ટિકિટ અત્યારે ભલે ગમે ત્યાં હશે, પણ તે ત્રીજા વર્ગની છે." પણ એ વાતની કોઈ ને પરવા નહોતી.

જાણે મારી ચોકી કરતો હોય એવો ગાર્ડ, જેણે લારોશને સ્ટેશને મારાં પાસપોર્ટ ને ટિકિટ આણીને મને આપ્યાં; સ્ટેશન માસ્તર, જેણે પોતાના મદદનીશોને ઠેકઠેકાણેથી બોલાવીને મારો પ્રવાસ જલદી થાય એની તજવીજ કરવા કહ્યું; અને અત્યંત મોહક રીતભાતવાળો વેટર, જેણે મને ખાવાનું

ને છાપાં આપ્યાં, એટલું જ નહીં પણ મારી પેનમાં શાહી પણ ભરી આપી;— એ બધાને હું કદી ભૂલી શકીશ નહીં.

હવે પછી 'ઓલો ફ્રાન્સકી જય!'

## ૧૨

## સ્વિટ્ઝરલૅંડનું સ્વાગત

સ્વિટ્ઝરલૅંડના વિલનવ ગામમાં અમે પાંચ દિવસ રહ્યાં. મહર્ષિ રોમૅં રોલાંના બે નાનકડા બંગલા છે તે ભરાઈ ગયા; ને તે ઉપરાંત અમે વધ્યાં તે સરોવર પાસે આવેલી હોટેલમાં રહ્યાં. અમે જ્યાં જ્યાં જતાં ત્યાં બધે બાળકો કે સ્ત્રીપુરુષોનાં કે પરદેશી લોકોનાં નાનાં ઝૂમખાં રાહ જોઇને ઊભાં જ હોય એવો ભાસ થતો;— તેઓ ગાવા, વાયોલીન વગાડવા, ગાંધીજીને ફૂલ આપવા કે સવાલ પૂછવા આતુર હોય એમ દેખાતું.

એક ડોસો એક નાનકડા લતાકુંજમાં રહેતો હતો; ને ત્યાં બેસી પોસ્ટકાર્ડ, ચાકલેટ, ને ઠંડાં પીણાં વેચતો. તે તો હંમેશાં ગાંધીજી ક્યારે દેખાય એની વાટ જ જોઈ રહેતો. હું ત્યાં થઇને પસાર થાઉં ત્યારે મને કહેતો : "આ સરસ ગુલછડી મેં મહાત્માજી માટે રાખી છે હાં! તેઓ અહીં થઈને જાય ત્યારે જરા થોભીને મારે હાથે આ છડી લે તો હું એમને મારાં પંખી પણ બતાવું."

એકવાર એના બાર બાર ફૂટ લાંબા પહોળા બગીચામાં મને લઈ જઇને કહે: "જુઓ, બહેન, આ પંખી કેવાં હળી ગયેલાં છે તે." એણે સિસોટી વગાડવા માંડી, એટલે પાસેની પાળ પરનાં ઝાડ ને છોડવા પરથી પંખી ઊડતાં આવ્યાં, ને અમારી આસપાસ પાંખો ફફડાવીને વિવિધ રવે ગાવા લાગ્યાં.

"ગાંધીજીને આ પંખી જરૂર ગમશે, મારી ખાતરી છે,' ડોસો કહેવા લાગ્યો.

ગામડાનાં બાળકો તક મળે ત્યારે ત્યારે એમના માનવંતા મહેમાનને ગાયન સંભળાવતાં; ને એવી તકો એમને ઘણી મળતી. એક સારંગીવાળો બંગલાની સીડી પર અડધે ચડી ઊભો રહેતો, ને ગાંધીજી નાસ્તો કરતા હોય

ત્યારે સારંગી સંભળાવતો. ગામડાના વૃંદગાયનમાં ગાનારા પુરુષોએ, એમને સંભળાવવા, પોતાના પ્રાણ રેડીને સારામાં સારા સૂરો ગાયા. એકબેવાર તો રોમૈં રોલાંને પિયાનો પર બિટોવનનાં ગાયનો ગાઇને સમજાવતા સાંભળવાનો અપૂર્વ લહાવો પણ અમને મળ્યો.

બંગલાની નીચે જ આવેલી વિશાળ ચિલો હોટેલના મકાનને થોડાક વખતથી અંગ્રેજ ને અમેરિકન છોકરાઓની શાળા તરીકે વાપરવામાં આવે છે. જે રાતે ગાંધીજી વિલનવ પહોંચ્યા તે રાતે, ગાંધીજી ત્યાં થઇને પસાર થયા તે જ વખતે 'રૂલ બ્રિટાનિયા' એ ગીતના સૂરો કાને પડ્યા. બીજે દિવસે શાળાના છોકરાઓ બગીચાના દરવાજા બહાર ખેતરમાં રાહ જોઇને ઊભા રહ્યા; ને ગાંધીજી નીકળ્યા એટલે તેમના હસ્તાક્ષર માગવા લાગ્યા, ને શાળામાં આવી ભાષણ કરવાનું નિમન્ત્રણ આપવા લાગ્યા.

મહર્ષિ રોલાં ને ગાંધીજી કદી મળ્યા નહોતા. તેઓ એકબીજા સાથે એક જ ભાષામાં વાત પણ કરી શકે એમ નથી. રોલાં તો મોટા સાહિત્યસમ્રાટ, સંગીતશાસ્ત્રી, ઇતિહાસકાર, નાટકકાર, નવલકથાકાર, ને એકાન્તસેવી સાધુજન છે. 'જોન ક્રિસ્ટોફર' નામની એમની જે મહાન નવલકથા છે તેમાંથી એમના વ્યક્તિત્વની ચાવી મળી રહે છે. અને હું માનું છું કે બિટોવનના સંગીત વિષેના એમના ગ્રન્થોની જગતભરમાં ભારે કિંમત અંકાય છે. ફ્રાન્સના વતની આ મહાપુરુષ તો વિચારક અને દીર્ઘદર્શી ઋષિ પણ રહ્યા, ભવિષ્ય નિહાળનારા રહ્યા, એટલે ગયા મહાયુદ્ધ વખતે એમને ફ્રાન્સમાં રહેવું મુશ્કેલ થઈ પડ્યું. 'યુદ્ધની પાર' (એબવ ધી બૅટલ) એ નામની નવલકથા એમણે લખેલી, એનો મિત્રરાજ્યોનાં યુદ્ધને અંગે જાહેર કરેલાં કે ગુપ્ત ધ્યેયોની સાથે મેળ ખાય એમ નહોતું. એટલે એમને ફ્રાન્સ છોડવું પડ્યું, ને એમણે સ્વિટ્ઝરલૅંડમાં વાસ કર્યો. એમણે 'મહાત્મા ગાંધી' એ પુસ્તક લખ્યું તેને લીધે, જ્યાં જ્યાં માનવસંસ્કૃતિનો પ્રચાર થયેલો હતો ત્યાં બધે ગાંધીજીનું નામ ને તેમનું કામ જાણીતાં થયાં. એ ૧૯૨૩ ની વાત. ત્યારથી આ બે મહાપુરુષો વચ્ચે મૈત્રી બંધાઈ છે. તેઓ એકબીજાને ઘણીવાર કાગળ લખે છે. એકબીજાને રૂબરૂ ક્યારે મળી શકાય એ ઝંખના પણ બંનેને હતી.

દુર્ભાગ્યે રોલાં શરીરે અપંગ છે, એટલે તેઓ ગાંધીજીને માળ પર પોતાના સૂવાના ઓરડામાં જ આવકાર આપી શક્યા. તેમણે લાંબો વખત

વાતચીત કરી તે પછી અમને અંદર બોલાવી અમારા યજમાન સાથે અમારો પરિચય કરાવવામાં આવ્યો. તે વખતે, મને લાગે છે, અમે એ બે મહાન મિત્રોને થયેલા હર્ષ અને આનન્દની કંઈક ઝાંખી કરી શક્યાં, ને એનો ચેપ અમારા મનને પણ લાગ્યો. નાનકડા ઓરડામાં સૂર્યનો પ્રકાશ સારી પેઠે આવતો હતો. તેની ભીંતોનો જે ભાગ પુસ્તકોથી ઢંકાઈ ગયેલો નહોતો ત્યાં આગળ, રોલાંને જેમને વિષે આદર છે એવી કેટલીક વ્યક્તિઓનાં માથાંની સુંદર શિલ્પાકૃતિઓ છે. એવી વ્યક્તિઓ આટલી છે—ગ્યોટે, બિટોવન, ટૉલસ્ટૉય, ગૉર્કી, ગાંધીજી, રવીન્દ્રનાથ, અને આઈન્સ્ટાઇન.

બંને બંગલાના એકેએક ઓરડામાં થોકબંધ ચોપડીઓ છે. રાતે સૂવા માટે બત્તી બૂઝવવાનું મુશ્કેલ લાગતું. મારા બારણા પાસેની છાજલી પર ટાઉક્નીટ્ઝની નવલકથાઓ ખડકેલી છે. વર્જીનિયા વૂલ્ફની નવલકથા ‘ઑરલૅન્ડો’ના ફ્રેંચ અનુવાદનાં પાનાં ફેરવવા હું મંડી પડી, એને લીધે મને કપડાં ઉતારતાં ઘણી જ વાર લાગી. ‘આફ્રતોના અભ્યાસની સામગ્રી’ એ નામના માસિકના ત્રણ વરસના અંકો મારા પગ આગળ પડ્યા હતા; પણ એ ચીતરી ચડાવે એવા લેખો ઊંઘ લાવે એવા નહોતા. દિવસ શાન્તિથી પૂરો કરવા મેં પાયખાનામાં મૂકેલી એક ચોપડી ઉપાડી. બાપુ થોડા વખતથી એ ચોપડી બધે પોતાની સાથે ફેરવતા હતા.* એનું નામ હતું ‘ધી લીટલ બાઇબલ’. નાનકડી, સરસ છપાઈવાળી ચોપડી છે; ને એમાં બાઇબલના સારામાં સારા ઉતારા આપેલા છે. મેં તે ઉઘાડીને એક સુવાર્તાનો ભાગ કાઢ્યો. એમ કરતાં કરતાં ક્યારે ઊંઘ આવી ગઈ એની ખબર ન પડી. રાતે જાગી તો વીજળીની બત્તી ઝગઝગાટ બળતી હતી. મેં બટન દબાવી બત્તી બૂઝવી; પ્રચંડ છતાં મિત્ર જેવા લાગતા પર્વતોની પાછળ ઊગેલા તારા બારીમાંથી ડોકિયાં કરતા હતા. મને ફરી ઊંઘ આવી ગઈ.

સવારે સાડાપાંચે મીરાંબહેને મને જગાડી. મેં કપડાં પહેર્યાં; ને બાપુની ચોપડી પાયખાનામાં પાછી મૂકી દીધી. નીચેના એક ઓરડામાં

---

* ગાંધીજી આ રીતે પોતાનું ઘણું વાચન પાયખાનામાં કરે છે, ને તેથી તેને મજાકમાં ‘લાયબ્રેરી’ કહે છે. પણ એ વસ્તુ પોતે ન છૂટકે કરે છે, ને બીજાઓએ તેનું અનુકરણ કરવા જેવું નથી, એમ ચેતવણી પણ આપે છે.—અનુવાદક

ભોંય પર પથારીઓ કરીને મહાદેવ, પ્યારેલાલ ને દેવદાસ સૂતા હતા તેમને ખલેલ ન પડે એવી ચૂપકીથી હું નીચે ઊતરી ગઈ.

પણ મેં આગલા ઓરડામાંથી પુરુષોના અવાજ સાંભળ્યા. એડવર્ડ પ્રીવા પીઅર સેરેસોલને લઈ ગાંધીજી સાથે સવારે ફરવા આવ્યા હતા, એ જોઈ મને આનન્દ થયો. બાપુ સપ્ટેંબરમાં માર્સેલ્સ ઊતર્યા ત્યારથી સેરેસોલને મળવાની તેમની ઇચ્છા હતી. તેમની આતુરતાનું એક વિશેષ કારણ હતું. તેમને કોઈએ કહેલું કે "સેરેસોલને તો આપે ખોળી કાઢવા પડશે, કેમકે તે ક્યાંયે ધૂસીને આગળ આવતા નથી." સેરેસોલ તે વેળા વેલ્સમાં હતા, ને સ્વિટ્ઝરલૅંડ જવા નીકળવાની તૈયારીમાં હતા. એમને તે જ વખતે તાર મળ્યો, તોપણ લંડનમાં થઈને જતાં તેઓ વચ્ચે કિંગ્સલી હૉલ આવ્યા નહીં.

"પણ મારે એમનો વખત શા સારુ લેવો જોઈએ? એમને એથી અગત્યનાં કામ કરવાનાં પડેલાં છે," એવો લાક્ષણિક ઉત્તર તે વેળાએ એ લોકનાયકે આપેલો.

અત્યારે પણ વિલનવ અને સેરેસોલના રહેઠાણ વચ્ચે થોડાક માઈલનું જ અંતર હતું; ને સવારે ફરવા આવવાની તો હરકોઈ માણસને છૂટ હતી; છતાં એમના મિત્ર પ્રીવાને એમને ઘસડીને લાવવા પડ્યા હતા, એમ કહીએ તો ચાલે. આવા અવિચળ નમ્રતાવાળા લોકોને લીધે જ કદાચ દુનિયાનું દિમાગ ઠેકાણે રહેવા પામતું હશે. એમના શાન્ત, અવિરત ને કુશળ સેવાકાર્યને મુકાબલે આપણા ક્ષુલ્લક અહંકાર અને ગર્વિષ્ઠ પ્રલાપમાં કેવો મિથ્યાડંબર લાગે છે! પીઅર સ્વિટ્ઝરલૅંડનાં જૂનામાં જૂનાં અમીરી કુટુંબોમાંથી એકમાં જન્મેલા છે. કડક લશ્કરી ને અમીરી ખવાસમાં ઊછરેલા. રાજ્યમાં મોટો હોદ્દો ભોગવશે એવી એમને વિષે આશા રખાતી હતી. પણ ગયા મહાયુદ્ધમાં તેમણે જૂનો ચીલો છોડી નવે રસ્તે જ ઝુકાવ્યું.

ફરવામાં અમે પાંચ જણ હતાં. તારાને અજવાળે અમે બગીચો, ખેતર ને વાંકીચૂંકી ગલી વટાવ્યાં, એક વહેળો ઓળંગ્યો, ને ડુંગરને પથરાળ રસ્તે ચાલ્યાં.

"મને તમારી પ્રવૃત્તિની પૂરેપૂરી વાત કહો, સેરેસોલ. મેં એને વિષે ઘણું સાંભળ્યું છે," બાપુએ કહ્યું.

એટલે પીઅરે એમની આપવીતી સંભળાવી. ગયા મહાયુદ્ધમાં એક ગામઠી શાળાના શિક્ષકે ત્રણ મહિના ફરજિયાત સૈનિક તરીકે કામ કરવાનો, ઇસુ ખ્રિસ્તને નામે, ઇનકાર કર્યો. પરિણામે તેને પહેલાં પાગલખાનામાં ને પછી કેદખાનામાં પૂરવામાં આવ્યો. પછી તો પીઅરે પોતે એ રસ્તો લીધો, ને એમની પાછળ બીજા પણ ઘણા આવ્યા. હજુ પણ એ લોકો દર વરસે લશ્કરી નોકરી કરવાની ના પાડે છે ને તેને માટે કેદમાં જાય છે. એમને સહુને સેવા આપવી તો છે, પણ એ જુદી જાતની સેવા — નાગરિક તરીકેની સેવા — આપવી છે. જગતના કોઈ પણ ભાગમાં કોઈ પણ પ્રજાના માણસો દુઃખે ને જુલમે પીડાતા હોય, તો તેવા જીવતા માણસોની સેવા તેમને કરવી છે. સેરેસોલે એમની આંતરરાષ્ટ્રીય સેવા સેનાની વાત કરી. એ સેનામાં ફ્રેંચ, જર્મન, સ્વીસ અને અંગ્રેજ એ સર્વ પ્રજાના માણસો છે. તે સ્વેચ્છાએ લશ્કરી નિયમન કરતાં પણ કડક એવી શિસ્ત પાળીને દર વરસે મહિનાઓ લગી કામ કરે છે. ઑસ્ટ્રિયામાં એક આખું ગામડું બરફની રેલથી તારાજ થઈ ગયેલું તેની પુનર્ઘટના કરવામાં તેમણે મદદ કરેલી, ને દર વરસે તેઓ કંઈક નવું નવું રચનાત્મક કામ ઉપાડે છે. * ઓણુસાલ ઉનાળામાં તેમણે વેલ્સના દક્ષિણ ભાગમાં એક જગાએ કામ કરેલું, ને બેકાર ખાણિયાઓના સહકારથી આસપાસના તમામ મુલકમાં નવી આશાનો સંચાર કરેલો. પીઅરના ભાઈ કર્નલ સેરેસોલના હાથ નીચે તેઓ લશ્કરી નિયમનનું પાલન કરે છે. ફરજિયાત લશ્કરી નોકરીને બદલે, તેઓ આવી જે સેવા કરે છે તેનો સરકાર સ્વીકાર કરે એવો પ્રયત્ન તેઓ કરી રહ્યા છે. આવી સેવાને કાયદેસર ગણાવવાને દર વરસે સ્વીસ પાર્લામેંટમાં એક બિલ રજૂ કરવામાં આવે છે, ને તેમાં અત્યારસુધીમાં ચોથા ભાગના સભ્યોએ સંમતિ આપેલી છે.

બાપુ ઇંગ્લંડમાં હતા ત્યારે જ તેમણે આ બધી વાતો સાંભળેલી, છતાં અહીં તેમણે તે બહુ જ ધ્યાનપૂર્વક સાંભળી. લંડનમાં સવારે ફરતી વખતે, હું ક્યારેક જાણીજોઈને બોના લોકોનાં જીવન વિષે, અથવા યુદ્ધ વખતના અમારા

* સેરેસોલ અને તેમની સેનાથી ગુજરાતી વાચકો સાવ અપરિચિત નથી જ. તેઓ ૧૯૩૪માં બિહારમાં આવી ભૂકંપપીડિત પ્રદેશમાં ઘણું સેવાકાર્ય કરી ગયેલા. એ વેળા તેમને વિષે 'હરિજનબંધુ'માં મહાદેવભાઈએ લખેલું. સેરેસોલની સાથે જેમને અંગત પરિચય થયેલો તેઓ તો તેમને કદી ભૂલી નહીં શકે.—અનુવાદક

અહિંસાવાદીઓના અનુભવો વિષે, કે ઐચ્છિક ગરીબાઈના અમે કરેલા અનેક અખતરા વિષે વાત કરતી; તેવા પ્રસંગો બાદ કરતાં બાપુ પોતે જ હંમેશાં મોટા ભાગનું બોલવાનું કામ કરતા. હું બોલતી ત્યારે તેઓ કદી વિક્ષેપ કરતા નહીં. કદાચ એ મહેમાન તરીકેનો એમનો વિવેક હશે. પણ હું માનું છું કે એમને મારો કિલબિલાટ સાંભળીને રમૂજ પડતી. હું બોલતી ત્યારે લાંબું લાંબું ભાષણ ચલાવતી; કેમકે એમને બોલવાનો શ્રમ વેઠવા ન દેવો ને એમના મનને રાહત આપવી એવો મારો નિશ્ચય હોય. પણ તેઓ હંમેશાં ધ્યાન દઈને સાંભળતા; કેમકે મહિના પછી હું કોઈ બાઈની વાત બીજીવાર કાઢું કે તરત તેઓ કહેતા : "મને યાદ છે, તમે અગાઉ એને વિષે મને વાત કરી છે."

હું માનું છું પીઅરે પાંચેક મિનિટ વાત કર્યા પછી બાપુ વચ્ચે બોલ્યા. પીઅરની સેનાએ ઉપાડેલી પ્રવૃત્તિને અંગે ઊઠતા અનેક મહાપ્રશ્નોની ચર્ચા તેમને કરવી હતી.

બાપુ કહે : "હવે હું તમારી આગળ કેટલીક વાતો મૂકું. તમારી આ લડત વધારે લાંબો વખત ન ચલાવવી જોઈએ? ફરજિયાત લશ્કરી નોકરી માટે વરસમાં એકવાર સરકાર બોલાવે એટલા જ માટે તમે યુદ્ધની સામે વરસે એક જ વાર ઝુંબેશ ચલાવો એવું શા માટે હોવું જોઈએ? તમારી જિંદગીનો એકેએક દિવસ તમે યુદ્ધમાં સંડોવાયેલા છો. તમે જ્યાં સુધી રાજ્ય પાસેથી સુખસગવડોનો સ્વીકાર કરો છો ત્યાં સુધી તે તમને પકડીને રોકી રાખે છે."

પીઅરને પોતાને વિષે વાત કરવાનું તો ગમતું નહોતું જ, એટલે તેમને તો બાપુ બોલવા લાગ્યા તેથી નિરાંત વળી. તે પછી વચ્ચે ક્યાંક એકાદ આશ્ચર્યનો ઉદ્ગાર, ટૂંકો પ્રશ્ન, કે સંમતિસૂચક વચન સિવાય તેઓ ભાગ્યે જ કંઈ બોલ્યા હશે.

બાપુ કહે : "૧૯૧૪ માં મારા વિચારો આવા ન હતા. ત્યારે તો મારે નાગરિક તરીકેની ફરજ પૂરેપૂરી પાળવી હતી. એટલે મેં વિનાશરતે બ્રિટિશ સરકારને ચરણે મારી સેવા ધરી દીધી. હું તે વખતે માનતો હતો કે એ સરકાર મારા દેશને જુલમમાંથી બચાવી રહી છે; એટલે, કોઈ પણ અંગ્રેજ આપે એટલા પૂરા જિગરથી મારે સરકારને મદદ આપવી જોઈએ

એમ મેં માનેલું. મને રેડ ક્રૉસનું કામ કરવાનું સોંપવામાં આવ્યું. મેં મનમાં કહ્યું : ' આ સરસ. ' કેમકે મારે હિંસા કરવી નહોતી. પણ એટલા માટે મેં મારા આત્માને ફોસલાવ્યો નહીં. રેડ ક્રૉસના કામમાં હિંસા ઓછી છે એવી બડાઈ હું હાંકી શકું એમ નહોતું. લડાઈના વખતમાં તો એનું પણ એ જ પરિણામ આવે છે, કેમકે એને લીધે બીજા માણસો હિંસા કરવા છૂટા થાય છે. એ લોકોએ મને બંદૂક આપી. મને તે વાપરવાની તાલીમ આપી હોત તો હું બંદૂક પણ વાપરત. હું જરૂર બંદૂક ચલાવત. હા, મારું અંગ તેમ કરવા જતાં ઝલાઈ જાત તો વાત જુદી હતી. હું કંઈક બૂરું કામ કરવા ગયો હોઉં ત્યારે કેટલીકવાર મારા જીવનમાં એવું બન્યું છે ખરું.

" મેં માનેલું કે લડાઈમાં પૂરા જિગરથી સેવા આપવી એ મારા દેશની સ્વતન્ત્રતા મેળવવાનો ખરો રસ્તો છે. તે પહેલાં ઝુલુ બળવો થયેલો. મારી સહાનુભૂતિ ઝુલુઓ પ્રત્યે હતી. એમને મદદ કરવાનું મને ગમત, પણ એમને માટે કંઈ પણ કરવાની શક્તિ તે વેળા મારામાં નહોતી. મારામાં પૂરતું બળ નહોતું, પૂરતું નિયમન નહોતું, પૂરતો અનુભવ નહોતો. મેં મદદ કરવાનો કશો રસ્તો ન જોયો. મારી પાસે આપવા જેવો કશો સંદેશો નહોતો. હું શું કરી શકું ? મેં વિચાર કર્યો કે હું બ્રિટિશ સરકારના તન્ત્રમાં સામેલ થઈ તેને મદદ આપું; એમ કરીને એ તન્ત્રમાં રહેલી ખામીઓ સુધારવાનો પ્રયત્ન કરી શકીશ. મેં ત્યાંની સરકારને ચરણે મારી સેવા ધરી દીધી. મને ઘાયલોને ઉપાડી જવાનું કામ સોંપાયું. એ તો મને બહુ જ અનુકૂળ આવ્યું. મને હતું કે મારે ઘાયલ ઝુલુઓની શુશ્રૂષા કરવાની આવે તો સારું. લશ્કરના મુખ્ય ડાકટરી અમલદારમાં માનવદયા હતી. એટલે મેં જ્યારે એમને કહ્યું કે ' મને બીજા કોઈના કરતાં ઘાયલ ઝુલુઓની શુશ્રૂષા કરવાનું વધારે ગમશે, ' ત્યારે તે બોલી ઊઠ્યો : ' આનું નામ તે પ્રાર્થનાનો જવાબ મળ્યો કહેવાય. ' વાત એ હતી કે ઝુલુ કેદીઓને માર મારવામાં આવ્યો હતો, ને તેમના ઘામાંથી ને સોળમાંથી પાચ નીકળતું હતું. ગોરાઓ તો એમની સારવાર કરવા તૈયાર નહીં. એટલે મેં દિવસરાત એમની માવજત કરી. એમને સળિયાવાળી કોટડીઓમાં પૂરી રાખતા. એમના ઘાની સારવાર અમે કરીએ તે ગોરા વસાહતી સૈનિકો જોઈ રહેતા, ને એ 'નીગરો'ની શુશ્રૂષા કરવા માટે અમારી ઠેકડી કરતા ને હસતા. પેલા ઘાયલો પર ગાળો ને ધમકીઓનો વરસાદ વરસાવતા. ' એમને તમે મરવા કેમ દેતા નથી ?

બળવાખોરો ! નીગરો !' એ બળવો જે રીતે શમાવી દેવામાં આવ્યો તે રીત ભયંકર હતી. સોલજરો નિઃશસ્ત્ર માણસો પર તૂટી પડતા. એ જોઇને મારે પાઠ શીખવો ઘટતો હતો. છતાં તે પછી પણ મેં બ્રિટિશ રાજ્યતન્ત્રનું અંગ રહેવાના વધુ પ્રયત્નો કર્યા. મેં રાજ્યની અંદર રહીને મારા આદર્શોનો અમલ કરવાનો પ્રયત્ન કર્યો, પણ એમાં કંઈ વળ્યું નહીં. પણ એ પ્રયત્નમાંથી હું ઘણું શીખ્યો. દક્ષિણ આફ્રિકામાં રાજ્યની સેવા કર્યા પછી પણ હું એને ઝુલુઓ તરફ સારી રીતે વર્તવાને વાળી ન શક્યો. વળી ગયા આખા મહાયુદ્ધ દરમ્યાન મેં સામ્રાજ્યની સેવા કરવાની ફરજ માની તેની સેવા કરી, ને તેણે મને જે કંઈ કામ બતાવ્યું તે કર્યું, છતાં એ યુદ્ધને અન્તે હું મારા દેશની સ્વતન્ત્રતા મેળવી ન શક્યો. એટલે તે પછી મારાથી રાજ્યની સાથે વધુ સહકાર કરી શકાય એવું ન રહ્યું."

પીઅર કહે: "રાજ્ય કે સરકાર પરદેશી હોય ત્યારે તો એ વસ્તુ હું સમજી શકું છું, ગાંધીજી. પણ અહીં યુરોપમાં અમારી એવી સ્થિતિ નથી. પરદેશી સરકાર સામે માણસ ઝૂઝે એ તો વાજબી છે ને સ્વાભાવિક છે. પણ સરકાર આપણી પોતાની હોય; ને આપણે જાણતા હોઇએ કે સરકાર ભલે ખરાબ હોય, પણ તે આપણા દેશભાઇઓએ સૈકાંઓ સુધી ધીરજપૂર્વક કરેલા સુન્દર પ્રયત્નનું ને તેમનાં અનેક બલિદાનોનું ફળ છે; અને પેઢી દર પેઢી જેમ જેમ નવો પ્રકાશ દેખાતો ગયો હોય તેમ તેમ એ સરકાર વિકાસ પામતી ગઈ હોય; ત્યારે પરિસ્થિતિ જુદી થઈ પડે છે."

બાપુ કહે: "રાજ્યની રચના જ એવી રીતે થયેલી હોય છે કે એના તન્ત્રમાં રહીને માણસ નવો રસ્તો ખેડી શકતો નથી. તે રાજ્યના તન્ત્ર પર અસર પાડી શકતો નથી. તમે બંધનમાં પડેલા છો. હું તો તમને રાજ્યના તન્ત્રની બહાર નીકળેલા જોવા ઇચ્છું. હું ઇચ્છું છું કે મ્યુરીએલ ગરીબ સ્ત્રીપુરુષોની એક એવી હિલચાલ ઉપાડે કે એ લોકો સરકાર તરફથી અપાતી પૈસાની જૂજ મદદ લેવાની ના પાડે. તેઓ સ્વેચ્છાએ કામ કરવા તૈયાર થાય, પણ મફત અપાતા પૈસા લેવા ના પાડે. પૈસાદાર લોકો બેકાર માણસોને અઠવાડિયે થોડાક શિલિંગ આપીને મન વાળી શકે, એ એમને માટે ખરાબ વસ્તુ છે. એવો સન્તોષ તો બહુ સોંઘો ને સુલભ છે! તેઓ એવો સન્તોષ વાળી, તેનો આશરો લઈ બેસી જાય છે; અને એશઆરામ ને કંગાલિયત વચ્ચેના ભીષણ

વિરોધરૂપી જે ઘોર અન્યાય છે તે ભૂલી જાય છે. એવા સ્વયંસેવક હજી ભોગવેલું કષ્ટ એળે નહીં જાય. એમની અહિંસાનો જબરદસ્ત પ્રભાવ પડશે. તે સર્વત્ર બુલંદ અવાજે સત્યની સાક્ષી પૂરશે. લોકોને સાચી હકીકતોનો વિચાર કરવો પડશે. એ હકીકતો તરફ જે આંખમીંચામણાં તેઓ અત્યારે કરે છે તે પછી નહીં કરી શકે. સાદા, રાંક લોકો જ્યારે કોઈ સત્કાર્યને માટે કષ્ટ ભોગવવા માંડે ત્યારે તેનો અર્થ એ છે કે તેઓ આત્મશુદ્ધિ કરે છે. એમને આખરે વિજય મળ્યા વિના ન જ રહે."

પીઅર બહુ ગંભીર અવાજે કહે: "પણ, ગાંધીજી, મને લાગે છે યુરોપના અમારા લોકો હિંદુસ્તાનના આપના લોકો જેવા નથી. મને દહેશત છે કે તેઓ આવાં કામો માટે તૈયાર નથી."

વાતચીત જરાક થંભી ગઈ. પછી બહુ જ હળવે ને અત્યંત સૌમ્ય અવાજે — પોતે જે ગર્ભિત ઠપકો આપવા માગતા હતા તેને માટે ખેદ પામતા હોય એવી રીતે — બાપુ કહે: "તમને ખાતરી છે, મિ. સેરેસોલ, કે લોકો તૈયાર નથી?"

અમે સહુ શાન્ત થઈ ગયાં. બાપુના વચનમાં રહેલો પડકાર ઝીલી લઈ સેરેસોલે કહ્યું: "ઓહો! આપના કહેવાનો આશય હું સમજી ગયો. આપની વાત સાચી છે. નિષ્ફળ અમે પોતે નીવડી રહ્યા છીએ. અમારામાં નેતાઓની ખોટ છે. આપ એ જ કહેવા માગો છો ને?"

બાપુ પહેલાંના જેવે જ ધીરે અવાજે કહે: "મારે કબૂલ કરવું જોઈએ, સેરેસોલ, કે યુરોપમાં ખરા નેતા મારા જોવામાં ન આવ્યા — ખરા એટલે કે આ સમયમાં હોવા જોઈએ તેવા."

પીઅર કહે: "આ જમાનાના નેતામાં કેવા ગુણો હોવા જોઈએ એમ આપ માનો છો?"

"ચોવીસે કલાક પ્રતિક્ષણ પરમેશ્વરનો સાક્ષાત્કાર," બાપુએ કહ્યું.

"ને કોઈ પૂછે કે 'પરમેશ્વર એટલે શું એમ તમે માનો છો,' તો?"

"તો હું કહું: 'સત્ય એ પરમેશ્વર છે, ને અહિંસા એ તેની પ્રાપ્તિનો ઉપાય છે.' નેતામાં આત્મજય પૂરેપૂરો હોવો જોઈએ. ક્રોધ, ભય ને અસત્યને તેના જીવનમાંથી દેશવટો મળવો જોઈએ. માણસે શૂન્યવત્ બની જવું જોઈએ.

તેણે જીભના સ્વાદ ન કરવા જોઇએ. તેનાથી વિષયસુખના લહાવા ન લેવાય. એવી આત્મશુદ્ધિથી તેનામાં શક્તિ આવે. એ શક્તિ માણસની પોતાની નથી હોતી, ઈશ્વરની હોય છે. મારું બળ શામાં રહેલું છે? હું પોતે શી વિસાતમાં છું? પંદર વરસનો છોકરો મને ધક્કો મારીને ગબડાવી પાડે એમ છે. હું પોતે તુચ્છ છું. પણ મેં ભય અને વાસનાથી મુક્તિ મેળવી છે, એટલે હું ઈશ્વરની શક્તિ જાણું છું. હું તમને કહું છું કે આખી દુનિયા ઈશ્વરનો ઈનકાર કરે તો હું એકલો ઊભો રહીને કહું કે 'ઇશ્વર છે.' હું તો નિરંતર એ ચમત્કારનું દર્શન કર્યા જ કરું છું.

"તમારો ધર્મ હજુ યુવાવસ્થામાં છે. ઈસુએ એશિયાથી આવતા પવનનું એક મોજું ઝીલી લીધું, ને તે દુનિયાને આપ્યું. પશ્ચિમમાં એની સાથે બીજી મેળવણી થયેલી છે. તમે એની સાથે જે તન્ત્રની વ્યવસ્થા જોડી તેનો એ મૂળ તત્ત્વની સાથે મેળ ખાય એવો નહોતો. તેથી હું મને પોતાને ખ્રિસ્તી નથી કહેવડાવતો. કેમકે તમે એ ધર્મને અંગે જે તન્ત્ર ઊભું કર્યું છે તેને હું માનતો નથી. એ તન્ત્રનું મંડાણ પશુબળ પર રચાયેલું છે. એમાં રહેલો ભ્રમ બતાવી આપવો, એટલી જગતની સેવા કરવાનું હિંદને માટે નિર્માયેલું છે. હિમાલયનાં ચઢાણો અમારા ઋષિઓનાં હાડકાંના ખડકલાથી ધોળાં થઈ ગયેલાં છે. એ ઋષિઓ ધ્યાન, અભ્યાસ ને આત્મશોધનમાં નિમગ્ન થઈ ગયેલા હતા. તેઓ સેંકડો વરસ થયાં ઈશ્વર પાસેથી તેનાં ગૂઢ સત્યો મેળવવાનો અવિરત પ્રયત્ન કરતા આવ્યા છે; ને તેઓ આપણને કહે છે કે 'સત્ય એ પરમેશ્વર છે, ને અહિંસા એ તેની પ્રાપ્તિનો ઉપાય છે.'

"હું યરવડા જેલમાં હતો ત્યાં મેં પૂજ્યભાવપૂર્વક સર્વ મહાધર્મોનો અભ્યાસ કર્યો. ઈસ્લામ પણ ખરેખર તો શાન્તિનો ધર્મ છે. 'ઈસ્લામ' શબ્દનો અર્થ જ શાન્તિ છે. છતાં એ પણ જુવાન ધર્મ છે. મહમદ પેગંબર એકીસાથે દિવસો સુધી એકાંતમાં ચાલ્યા જતા, ને ખુદા પાસેથી વધુ સત્ય મેળવવા તેની આગળ વિનવણી કરતા. પાછા આવતા ત્યારે પોતાને મળેલું સત્ય બીજાઓ આગળ રજૂ કરતા. કેટલીકવાર તેમને ખુદા પાસેથી પોતાના સવાલોનો જવાબ ન મળતો. ત્યારે તેઓ ઉમરની સલાહ માગતા. એકવાર પેગંબર સાહેબે કહ્યું: 'ઉમર, આપણે આ દુશ્મનો જોડે સુલેહ કરીશું કે લડાઈ?' ઉમર કહે: 'હું શું જાણું? ખુદાને પૂછો.' પેગંબર સાહેબ

કહે : ‘ બેવકૂફ, તું શું એમ માને છે કે મેં નથી પૂછ્યું ? મને ખુદાએ જવાબ આપ્યો હોત તો હું તને પૂછત ખરો ?’ ”

આટલી બધી વાત કરવા માટે બપોરે મેં બાપુને જરાક ટોણો માર્યો, એટલે એમને સવારનો પ્રસંગ યાદ આવ્યો ને તેઓ હસ્યા. “ આજ સવારે ? કેવું સરસ ફરવાનું હતું ! આવું મેં પહેલાં કદી કર્યું નથી. મારા મનમાં જે કંઈ હતું તે બધું મેં ઠાલવી નાખ્યું. પેલા જુવાને મારી વાચા ખોલી. બહુ સરસ માણુસ છે.”

“ ઓ, બાપુ,” હું હસી. “આપ એમ કેમ કહી શકો ? એ તો ભાગ્યે જ કંઈ બોલ્યા હશે. આપ જ વચ્ચેથી બોલવા લાગ્યા. આપ હંમેશાં એમ કરો છો. ”

“ ના, એમણે જ મને બોલાવ્યો. એ ત્યાં હતા એને લીધે જ મારાથી એ બધી વાતો કહેવાઈ ગઈ. મેં જોયેલા સરસમાં સરસ માણસમાંના એ એક છે. મારે કોઈ માણસનું કહેવું ઝાઝું સાંભળી રહેવું પડતું નથી. તે વિના જ હું માણસનો તાગ કાઢી શકું છું. હજારો માણસોને મારે મળવું પડે છે તેને લીધે પણ કદાચ એમ બનતું હોય, કોણ જાણે.”

ગાંધીજી સ્વિટ્ઝરલૅંડમાં હતા તે દરમ્યાન લોકોનાં મોટાં ટોળાંને તેમનાં ભાષણો સાંભળવાની તક મળી હતી. લૉસાંમાં જાહેર સભા એક મોટા દેવળમાં ભરાયેલી. દેવળે તેનું મોટું વાજું વગાડીને લોકોને જાણ કરી. રસ્તાઓ પર લોકોની ઠઠ જામી, ને જવાનું મુશ્કેલ પડે એવું લાગ્યું. પણ ગાંધીજીને લોકો ગમે છે, ને તેમણે મોટરમાં બેસવાની ના પાડી. દેવળના દરવાજા સુધી થોડાક વાર જ ચાલીને જવાનું હતું, પણ તેટલું અંતર કાપતાંયે ઘણો વખત લાગ્યો. તેમણે દેવળમાં પ્રવેશ કર્યો ત્યાં એક વાયોલીનવાળાએ તેમને આવકાર આપ્યો, ને તે પોતાનું વાદ્ય વગાડતો વગાડતો ગાંધીજીની આગળ આગળ ચાલી તેમને વ્યાસપીઠ સુધી લઈ ગયો; ને આખા શ્રોતાગણે ઊભા થઈ આવકાર આપ્યો.

પ્રમુખે ભાષણ કરતાં કહ્યું : “ મહાત્મા ગાંધી ! આપ અમારા ગામમાં પધાર્યા છો એથી અમને કેટલો બધો આનન્દ થાય છે ! અમે આપને યુવાન ભારતના નેતા તરીકે ઓળખીએ છીએ. આપ એને સ્વતન્ત્રતા સુધી લઈ આવ્યા છો. અમે યુરોપવાસીઓ ડરીએ છીએ — અમને અજ્ઞાત વસ્તુનો ડર

છે, ગરીબાઈનો ડર છે, જેલનો ડર છે, ને કષ્ટસહનનો ડર છે. પણ આપ તો એ બધી વસ્તુઓને ચાહો છો. આપ એમને હર્ષભેર સ્વીકારો છો. આપ ડરતા નથી. અમને ઇસુનું ગિરિપ્રવચન મોઢે છે. આપ એ જાણો છો ને તે પ્રમાણે વર્તો છો. અમે ઇશ્વરને વિષે ને શાન્તિરાજ ઇસુને વિષે શ્રદ્ધા ધરાવીએ છીએ, ને આપની સમક્ષ નમ્રતા અનુભવીએ છીએ."

જવાબમાં ગાંધીજીએ કહ્યું : "અમે સ્વરાજ મેળવવા માટે જે ઉપાયો અજમાવ્યા છે તેને વિષે તમે કંઇક જાણવા ઇચ્છો છો. પરાધીન પ્રજાએ સ્વતન્ત્ર બનવા માટે હંમેશાં શસ્ત્રબળનો કેવો પ્રયોગ કર્યો છે એ ઇતિહાસ આપણને કહે છે. પણ અમે તો ઇરાદાપૂર્વક અહિંસક સાધનોને જ વળગી રહ્યા છીએ. અમે અમારું ધ્યેય પ્રાપ્ત કરવામાં સફળતા મેળવી હોય એમ દેખાય છે. હું જાણું છું કે એ હજુ કેવળ પ્રયોગ છે. એ સંપૂર્ણપણે સફળ થયો છે એવો દાવો હું નથી કરી શકતો. પણ હું કહું છું કે તેને એટલી સફળતા તો મળી જ છે કે તમે એનો અભ્યાસ કરો એ યોગ્ય ગણાય. એ પ્રયોગ જો સફળ થશે તો હિંદુસ્તાને વિશ્વશાન્તિમાં એટલો ફાળો આપ્યો ગણાશે.

"મેં જે વાત પારીસના લોકોને કહી તે જ મારે તમને કહેવાની છે. આખા પશ્ચિમમાં હું હૃદયનો એક પ્રકારનો કંટાળો વ્યાપી ગયેલો જોઉં છું. જે લશ્કરી બોજા તળે યુરોપ દર્દના ઊંહકારા કરી રહ્યું છે તે બોજાથી તમે થાકી ગયેલા લાગો છો. તમારા માનવબન્ધુઓનું લોહી રેડાવાનો સંભવ આગળ ઉપર જોઇને પણ તમને મનમાં સૂગ ઊપજે છે. ગયા યુદ્ધને જે 'મહાન' વિશેષણ લગાડવામાં આવે છે તે ખોટું છે. એ યુદ્ધે તમને અને માનવજાતિને ઘણા કીમતી પાઠો શીખવ્યા છે. તેણે તમને મનુષ્યસ્વભાવને વિષે કેટલીક આશ્ચર્યકારક વસ્તુઓ શીખવી છે. તમે એ પણ જોયું કે યુદ્ધમાં જીત મેળવવા માટે ગમે તેવું છળકપટ, ગમે તેવું જૂઠાણું, ને ગમે તેવા દગાફટકા કરવામાં કશું અનુચિત ગણાતું નહોતું. ગમે તેટલી ક્રૂરતા કરતાં પાછી પાની કરાતી નહોતી. તમારા કહેવાતા 'શત્રુ'નો વિનાશ કરવા માટે વાપરેલાં કોઈ પણ સાધન ગેરવાજબી લેખાતાં નહોતાં. એકાએક, પલકવારમાં, તમારા જુવાનીના મિત્રો શત્રુ બની ગયા, એક પણ ઘર સુરક્ષિત રહ્યું નહીં,

એકે બીજને બચાવવામાં ન આવી. પશ્ચિમના સુધારાને ત્રાજવામાં તોળી જોવામાં આવ્યો, ને તે અધૂરો માલૂમ પડ્યો.

"હવે ઘણીખરી પ્રજાઓ નાદારીને કાંઠે આવી પહોંચી છે. એ યુદ્ધનું સીધું પરિણામ છે. પૈસા ને નીતિ બંનેનું દેવાળું નીકળ્યું છે. આપણે હજુ એનાથી એટલા નજીક છીએ કે તેનાં ભયાનક પરિણામોનું માપ આપણાથી ન કાઢી શકાય. વળી એ બૂરાઈ એકલા યુરોપની હદમાં જ નથી રહી. તે એશિયામાં પણ ફેલાઈ છે. એકેએક વસ્તુ અસ્તવ્યસ્ત થઈ ગયેલી ભાસે છે. હિંદથી આશાનો સંદેશો આવતો દેખાય છે. હિંદ અહિંસા ને સત્ય વડે પોતાની સ્વતંત્રતા પાછી મેળવવા મથી રહ્યું છે. અગિયાર વરસ થયાં તે આ સાધનનો પ્રયોગ અજમાવી રહ્યું છે. આ શાન્તિમય હિલચાલમાં હજારો સ્ત્રીપુરુષોએ ભાગ લીધો છે. કરોડો માણસો જો લોહીનું એક ટીપું રેડ્યા વિના ગયેલી આઝાદી પાછી મેળવી શકે તો એ આખી દુનિયાને માટે મોટો પદાર્થપાઠ થઈ પડશે. તમે યુદ્ધની અવેજીમાં મૂકી શકાય એવી કંઈક નૈતિક વસ્તુ ખોળવા મથી રહ્યા છો. હિંદનો પ્રયોગ તે આ વસ્તુ છે એમ કહી શકાય.

"પૂરેપૂરી આત્મશ્રદ્ધાથી કશું કહેવાનો વખત હજુ નથી આવ્યો. પણ મારી તો તમને એટલી જ વિનંતી છે કે તમે ત્યાંની પરિસ્થિતિનો અભ્યાસ કરો. ચાહે તો વહેમે ભરાયેલા, ને અમુક વિચારો આગ્રહભેર ધરાવનારા, મિત્ર તરીકે એનો અભ્યાસ કરો; પણ વિદ્યાર્થીઓ તરીકે એનો સટીક અભ્યાસ કરો. પૂરેપૂરી નિષ્પક્ષતાથી એનો અભ્યાસ કરો. એ અભ્યાસને અન્તે જો તમને એમ જણાય કે એ હિલચાલ પ્રામાણિક છે, તો જ તમે એમાં ઝંપલાવો, તે પહેલાં નહીં. તમે યુરોપમાં તેમજ જગતમાં લોકમત ઘડવામાં મદદ કરી શકો એમ છો. એમ કરતાં કરતાં છેવટે એ એક અમોઘ શક્તિ બની રહેશે. અહિંસાની આ રીત લોકમત પર આધાર રાખે છે. તે ઠેરઠેર દુઃખે પીડાતા લોકોની વતી બોલે છે.

"બે હરીફ રાજ્યોને સ્વિટ્ઝરલૅંડમાંથી પસાર થવાનો રસ્તો જોઈતો હોત તો તેઓ સ્વિટ્ઝરલૅંડ સામે પણ લડત. પણ કોઈ પરદેશી લશ્કર બીજા રાજ્ય પર હુમલો કરવા માટે તમારા તટસ્થ દેશમાં થઈને પસાર થવા માગે, ને તમે તેને પસાર થવા દો, તો એમાં તમારી નામર્દાઈ ગણાય. હું પોતે જો સ્વિટ્ઝરલૅંડનો નાગરિક કે તેના સમૂહતન્ત્રનો પ્રમુખ હોઉં, તો ચડાઈ લાવનાર

લશ્કરોને કશી જ સાધનસામગ્રી ન આપવા માટે એકેએક નાગરિકને હાકલ કરું, બીજી થરમૉપીલી ભજવું, સ્ત્રીઓ ને બાળકોની જીવતી દીવાલ ઊભી કરું, ને એમનાં શરીર પર ચાલીને જવા પેલા ચડી આવનાર લશ્કરને કહેણ આપું. આ વસ્તુ સહન કરવી અશક્ય છે એમ તમે કહો છો? ના, અશક્ય નથી. ગઈ સાલ અમે બતાવી આપ્યું કે એવી વસ્તુઓ કરી શકાય છે. અમારે ત્યાં સ્ત્રીઓ પોતાનો વ્યૂહ રચીને સામી છાતીએ ઊભી રહેલી, ને જરાયે ડગી નહોતી. પેશાવરમાં હજારો માણસોએ ગોળીઓનો વરસાદ ઝીલેલો. કોઈ લશ્કર તમારા દેશમાં થઈને પસાર થવાનો રસ્તો માગતું હોય તેની સામે આવાં સ્ત્રીપુરુષો ઊભેલાં છે એવી કલ્પના કરો. કદાચ એ લશ્કર પસાર પણ થઈ જાય. તો તમને તો જીત જ મળે; કેમકે કોઈ પણ લશ્કર ફરીવાર એવો અખતરો ન કરી શકે. અહિંસા એ નિર્બળનું શસ્ત્ર નથી, ને કદી નહોતું. એ તો કઠણમાં કઠણ હૃદયવાળાનું શસ્ત્ર છે."

સ્ત્રીઓને ઉદ્દેશીને ગાંધીજીએ કહ્યું: "તમે માગ્યો છે એવો સંદેશો યુરોપની સ્ત્રીઓ માટે આપવાની હિંમત મારામાં છે કે કેમ તે હું જાણતો નથી. તેમનો ક્રોધ વહોરી લીધા વિના મારે એવો સંદેશો આપવો હોય, તો હું તેમને કહું કે હિંદુસ્તાનની સ્ત્રીઓ, જે ગયે વરસે એકસામટી ઊભી થઈ હતી, તેમને પગલે તમે ચાલો. હું ખરેખર માનું છું કે યુરોપ જો અહિંસાનો પાઠ સ્વીકારશે તો તેની સ્ત્રીઓ દ્વારા જ સ્વીકારશે. અહિંસક યુદ્ધની ખૂબી એ છે કે એમાં સ્ત્રીઓ પુરુષોના જેવો જ ભાગ ભજવી શકે છે. હિંસક યુદ્ધમાં સ્ત્રીઓને એવી કશી તક મળતી નથી. પણ અમારા છેલ્લા અહિંસક યુદ્ધમાં તો પુરુષો કરતાં સ્ત્રીઓએ વધારે અસરકારક ભાગ ભજવેલો. એનું કારણ સાદું છે. અહિંસક યુદ્ધમાં કષ્ટસહનની જરૂર વધારેમાં વધારે પડે છે; અને સ્ત્રીઓના કરતાં વધારે શુદ્ધતાથી ને વધારે ખાનદાનીથી કષ્ટ કોણ સહન કરી શકે? હિંદની સ્ત્રીઓએ પડદો કાઢી નાખ્યો, અને દેશને માટે કામ કરવા નીકળી પડી. તેમણે જોયું કે દેશ તેમની પાસેથી ઘર સંભાળવા કરતાં કંઈક વધારે કામની અપેક્ષા રાખે છે. તેમણે બિનજકાતી મીઠું પકવ્યું, પરદેશી કાપડની ને દારૂની દુકાનો પર ચોકી કરી, ને બંને ચીજોના વેચનાર ને ઘરાક પાસે તેનો ત્યાગ કરાવવાનો પ્રયત્ન કર્યો. રાતે મોડી તેઓ, હૃદયમાં હિંમત ને ઉદારતા લઈને, દારૂડિયાની પાછળ પાછળ પીઠાં સુધી જતી. તેમણે જેલો પણ ભરી; ને તેમણે જેવો

મારામાર ખાધો તેવો બહુ જ ઓછા પુરુષોએ ખાધો હશે. પશ્ચિમની સ્ત્રીઓ જો પશુ બનવામાં પુરુષોની સાથે હરીફાઈ કરવા મથશે, તો તેમને હિંદની સ્ત્રીઓ પાસેથી કશો પાઠ શીખવાનો નહીં મળે. પોતાના પતિઓ ને પુત્રોને લોકોની હત્યા કરવા મોકલવાનું, ને તેમના પરાક્રમ માટે તેમને અભિનન્દન આપવાનું, એ બહેનોએ બંધ કરવું પડશે."

તે પછી, હંમેશના રિવાજ પ્રમાણે, ગાંધીજીએ શ્રોતાઓને પ્રશ્નો પૂછવાનું કહ્યું. તેમાંના કેટલાક નીચે આપ્યા છે.

પ્ર૦ — રેડ ક્રૉસ સોસાયટીને વિષે આપ શું માનો છો?

ઉ૦ — રેડ ક્રૉસવાળાએ યુદ્ધનો ને યુદ્ધમાં રાહત આપવાનો વિચાર છોડી દેવો જોઈએ, ને યુદ્ધ વિના રાહત આપવા તરફ પોતાના વિચારોને વાળવા જોઈએ. યુદ્ધની પાછળ જો હિંમત ન હોત, માનઆબરૂ ન હોત, ભભક ન હોત, તો એને જલદી જીતી શકાત. દુનિયામાં કરોડો માણસો તેમના વિષયવિકારની કેદમાં પડેલા છે, ને લાખો ઘરો તારાજ થઈ ગયેલાં છે. એટલે આવતી કાલના અહિંસક સંઘો જો સેવાનું કામ ઉપાડે તો તેમને પુષ્કળ કામ મળી રહે એમ છે. સ્વિટ્ઝરલૅંડ સેવાની આ શાખામાં આગેવાન બનો!

પ્ર૦ — હિંદુસ્તાન ગ્રેટબ્રિટનની તાબેદારીમાંથી મુક્તિ મેળવ્યા પછી યુદ્ધમાં સામેલ થાય તો તેનું શું થાય?

ઉ૦ — તેણે જો અહિંસક ઉપાયો વડે સ્વતન્ત્રતા મેળવી હોય તો તે યુદ્ધમાં સામેલ થઈ ન શકે.

પ્ર૦ — અધ્યાપક આઈન્સ્ટાઈન અહીં આવીને રહેશે એવી આશા અમને હતી, પણ દુર્ભાગ્યે એમને અમેરિકા જવું પડ્યું. લોકોએ લશ્કરી નોકરીની પોતાની મુદત ભરવા કરતાં તો જેલ જવું જોઈએ, એવી જે વિનંતી આઈન્સ્ટાઇને કરેલી તે વિષે આપ શું માનો છો? તેમણે કહેલું કે "દુનિયાના બે ટકા લોકો મારી વિનંતી માને તો દુનિયામાં લશ્કરશાહીની સત્તા નાબૂદ થઈ જાય."

ઉ૦ — લોકો અધ્યાપક આઈન્સ્ટાઈનની વિનંતીને માન આપે તો હું તો બહુ રાજી થાઉં. આઈન્સ્ટાઈન જેવા મહાપુરુષને વિષે જો કહી શકાય તો હું કહું કે તેમણે પોતાની રીત મારી પાસેથી ચોરી લીધી છે એમ કહેવાની

લાલચ મને થાય ખરી. પણ હું માનું છું કે લશ્કરમાં જોડાવાનું કહેણ તમને આવે ત્યારે લશ્કરી નોકરી કરવાની ના પાડવી એ બહુ જ મોડી શરૂઆત કરી કહેવાય. લશ્કરમાં નોકરી કરનાર શરીરે સુદૃઢ ને સશક્ત એવા એક એક માણસ દીઠ ઘેર રહેનારાં સેંકડો માણસ હોય છે. તેઓ પણ યુદ્ધના ગુના માટે એટલાં જ જવાબદાર હોય છે. રાજ્ય તમને જે સુખસગવડો આપતું હોય તે લેવાનો ઇનકાર કરીને તમારે અસહકાર કરવો જોઇએ. હિંદમાં અમે જોયું કે સરકાર રસ્તા બનાવે છે, નિશાળો બાંધે છે, રેલવે ચલાવે છે, ટપાલ ઑફીસો નભાવે છે; અંગ્રેજો આવ્યા તેમની પાછળ પાદરીઓએ આવીને ઇસ્પિતાલો બાંધી; ને આ બધાં સારાં કામો બંદૂકની છાયા નીચે કરવામાં આવે છે. મહેલ જેવી હાઇકોર્ટો બાંધવામાં આવી, પણ એના પૈસા તો અમારે આપવા પડ્યા. રાજ્ય જે સુખસગવડો આપતું હોય તેનો લાભ મારે જતો કરવો જોઇએ. મારે તેની નિશાળોમાંથી નીકળી જવું જોઇએ. મારે ન્યાયની અદાલતોમાં મારા કજિયા લઈ જઇને તેને ટેકો ન આપવો જોઇએ. મારે સ્વેચ્છાએ લવાદી અદાલતોના નિર્ણયને તાબે થવું જોઇએ. મને જે કંઈ ઇલિકાબ કે માનચાંદ મળ્યા હોય તે મારે છોડી દેવા જોઇએ. આ બધી સગવડોનો લાભ લેવો ને પછી કર ન ભરીને રાજ્ય સાથે અસહકાર કરવો, એ તો મવાલીનું કામ કહેવાય. એ સગવડો ને માનપાનનો ત્યાગ તમારે કરવો જ જોઇએ. અમારી હિલચાલની ઇમારત રચતાં અમને દસ વરસ લાગ્યાં. ૧૯૨૦ માં અમે અમને અપાતી સુખસગવડો જતી કરવાનું શરૂ કરેલું, પણ કર ન ભરવાની વાત અમે ૧૯૩૦ સુધી ઉપાડી નહોતી. વળી બીજી પણ એક વસ્તુનો વિચાર કરવાનો રહે છે: હું હિંદુસ્તાનને દક્ષિણ આફ્રિકાના શોષણમાં ભાગીદાર ન થવા દઉં. તમારાં રાજ્યો તો આફ્રિકા, ચીન ને હિંદનો શિકાર કરી શકાય એવી રીતે યોજાયેલાં છે. હિંદ ક્યારેક પણ બીજી પ્રજાઓને ચૂસવા માંડે તો મારે દેશવટો લેવો પડે. પણ હું કયાં જઈ શકું ! મારે તો દરિયામાં જ ભૂસકો મારવો પડે. આમ હું અહિંસાનો આ પ્રયોગ સ્વાર્થબુદ્ધિથી ચલાવી રહ્યો છું, કેમકે મારે આપઘાત કરવા વારો આવે એ તો બેશક મને ન જ ગમે.

પ્ર૦ — મૂડીવાળાઓ મજૂરોની સામે હિંસા વાપરતા હોય તો મજૂરોને હિંસા વિના કદી પણ ન્યાય કેવી રીતે મળી શકે ?

ઉ૦ — ઘા સામે ઘા કરવો એ તો જૂનો નિયમ છે; એ જંગલનો નિયમ છે. એ જંગલના નિયમમાંથી છૂટવા સારુ હું માણસને છાજે એવો પ્રયોગ કરી રહ્યો છું. હું અમદાવાદના મજૂર મહાજનનો મુખ્ય સલાહકાર ગણાઉં છું. એ મહાજન મારફતે અમે મૂડીવાળા ને મજૂર વચ્ચેના સવાલોમાં અહિંસાથી કામ લેવાનો પ્રયત્ન કરી રહ્યા છીએ. તેથી મારો જવાબ અનુભવ પર રચાયેલો છે. મજૂરોમાં જો પૂરતું ઐક્ય ને પૂરતો આપભોગ હોય તો તેઓ હંમેશાં ન્યાય મેળવી શકે છે.

પ્ર૦ — જીનીવાના એક છાપામાં આપે આ પ્રમાણે કહ્યાનો હેવાલ આવ્યો છે: "આમવર્ગ જો અત્યારના અહિંસક કાર્યક્રમને નહીં અનુસરે તો તેને ખુનામરકીનો રસ્તો લેવો પડશે." આપે આવું કહેલું ખરું ?

ઉ૦ — કદી નહીં. વળી મારે કહેવું જોઈએ કે અહિંસા એ કેવળ વ્યવહારનીતિ નથી પણ શાશ્વત જીવનધર્મ છે. હું ઈશ્વરને નિરંતર પ્રાર્થના કરું છું કે કોઈ પણ જાતની હિંસામાં સામેલ થવાને બદલે પ્રાણ પાથરવાનું બળ તે મને આપે.

પ્ર૦ — આપ રાષ્ટ્રસંઘને વિષે શું માનો છો ?

ઉ૦ — તેની પાસે આશા તો એવી રાખવામાં આવે છે કે તે ચમત્કારો કરે, શસ્ત્રયુદ્ધને નાબૂદ કરે, ને રાષ્ટ્ર રાષ્ટ્ર વચ્ચે કલહ જાગે તો પોતાની સત્તા વડે તેમની વચ્ચે લવાદી કરે. પણ પોતાના નિર્ણયોનું પાલન કરાવવાનું જે બળ તેની પાસે હોવું જોઈએ તે નથી. તેને રાષ્ટ્રોના સદ્ભાવ પર આધાર રાખવો પડે છે. અમે જે ઉપાય યોજ્યો છે તેમાંથી આવશ્યક બળ મળી રહે એમ છે.

પ્ર૦ — સ્વિટ્ઝરલૅંડ તો એક નાનું, તટસ્થ, ને આક્રમણ ન કરનારું રાષ્ટ્ર છે. એને આપ શસ્ત્રસંન્યાસ કરવાનું કેમ કહો છો ?

ઉ૦ — કેમકે હું જાણું છું કે તમારી તટસ્થ ભૂમિ પર ઊભો રહીને હું યુરોપનાં સર્વ રાષ્ટ્રો જોડે બોલી રહ્યો છું. બીજું, સ્વિટ્ઝરલૅંડ તટસ્થ છે ને તે કોઈના પર આક્રમણ કરતું નથી એટલા માટે જ તેને આ લશ્કરની જરૂર નથી. તમે સર્વ પ્રજાઓના લોકોને આકર્ષો છો; ને તમે આ સરસ સ્થળમાં વસો છો; એટલે તમે આખી દુનિયાને શસ્ત્રસંન્યાસનો પાઠ આપો, ને તમે શસ્ત્રો વિના ચલાવી શકો એટલા બહાદુર છો એમ બતાવો, એ બહેતર નથી ?

પ્ર૦—અમારા દેશમાં લશ્કરી તાલીમની જે પવિત્ર પ્રણાલિકા છે તેના તરફ આપ દુર્લક્ષ કેમ કરો છો? અમારી સરહદ પર સ્વીસ લશ્કર ઊભું હતું તેને લીધે જ અમે ગઈ લડાઈના ત્રાસમાંથી ઊગરી ગયા, એ આપ નથી જાણતા?

ઉ૦—આ પ્રશ્નની પાછળ એવડું અજ્ઞાન રહેલું છે. પ્રશ્નકર્તા એમ માનતા દેખાય છે કે સૈનિકના કામ વિના આપભોગ સંભવતો નથી. તો હું એમને કહું કે અહિંસા સૈનિકના કામ કરતાં અધિક બળવાન વસ્તુ છે. અહિંસાની તાલીમ લશ્કરની તાલીમ કરતાંયે આકરી હોય છે. તમારામાં સહનશક્તિ હોવી જોઈએ; તમારે મરણભય તજવો જોઈએ. એમાં વધારે સખત મહેનત રહેલી છે. એમાં સુખની સેજમાં સૂવાનું નથી. એમાં તમે તમારાં ઘરબારનું રક્ષણ કરવાની ફરજમાંથી છૂટી નહીં શકો. એ ફરજમાં તો સ્ત્રીઓ ને બાળકો પણ ભાગ લેતાં હશે. બીજાઓને ખાતર તમારો જીવ આપવાનો પાઠ તમે શીખો કે તરત જ બધું સહેલુંસટ થઈ જાય છે.

પ્ર૦—ઇશ્વર પ્રત્યેનો પ્રેમ ને મનુષ્ય પ્રત્યેનો પ્રેમ બેમાં મોટો કયો?

ઉ૦—બંને એક જ છે. એ બે પ્રેમની વચ્ચે ઘર્ષણ જાગે તો તે બતાવે છે કે માણસના પોતાના અંતરમાં કંઈક ઘર્ષણ રહેલું છે; ને તેણે અંતરમાં દૃષ્ટિ નાખીને નિરીક્ષણ કરવું જોઈએ.

પ્ર૦—આપની હિલચાલને આપ ઇશ્વરની પ્રેરણાના હાથમાં મૂકી દેવા કેમ રાજી નથી?

ઉ૦—ઓહો! આ પ્રશ્નકર્તાએ એ હિલચાલનો અભ્યાસ કર્યો લાગતો નથી. એ હિલચાલ કદી પણ ઇશ્વરની પ્રેરણાની બહાર રહી જ નથી. એ પ્રેરણા ન હોય તો આવી વિશ્વવ્યાપી મહત્ત્વની હિલચાલ ચલાવવાને હું મને પોતાને તો સાવ જ નાલાયક માનું છું. આ હિલચાલનાં પરિણામોમાંથી એક પણ મેં મેળવ્યું છે એમ મેં કદી માન્યું નથી કે એવો દાવો કદી કર્યો નથી. પણ એમાં કંઈ નિર્બળતા જોવામાં આવે તો તેને માટે મેં પોતાને હંમેશાં જવાબદાર ગણ્યો છે, કેમકે હું તો ઇશ્વરના હાથનું એક અતિ નિર્બળ સાધન છું. હું હિલચાલની શોધમાં નહોતો નીકળ્યો; એ મને ઇશ્વર તરફથી સીધી મળી હોય એમ મને લાગેલું. ઇશ્વરને વિષે અવિચળ શ્રદ્ધા ન હોય તો આવી હિલચાલની આગેવાની કરવાનું સાવ અશક્ય છે.

## ૧૩

# ઇટલીનો આવકાર

સ્વિટ્ઝરલૅંડમાં અમે જ્યાં જ્યાં ફર્યાં ત્યાં બધે એક ઝગારા મારતો, ચકચકતો, નવો ત્રીજા વર્ગનો ડબો અમારા વાપર માટે આપવામાં આવ્યો હતો. હવે ઇટલીની સરહદ આવવાની થઈ છે, એટલે અમારી સાથે ગાડીમાં જે સ્વીસ ઉતારુઓ છે તે અટકળ કરવા મંડી પડે છે કે અમારા આખા મંડળને પહેલા વર્ગના ડબામાં મફત લઈ જવાની જે તત્પરતા ઇટલીની સરકારે બતાવેલી તે ખરી પડશે કે નહીં?

"કેમ ખરી ન પડે? એમણે પોતે જ પુછાવ્યું છે કે અમે આ સગવડ પૂરી પાડીએ?" આટલો બહુ જ પ્રસ્તુત પ્રશ્ન પૂછીને ગાંધીજી વાતચીતમાં વધુ ભાગ લેવાનું બંધ કરે છે; અને જે સ્વીસ ફાસિસ્ટવિરોધીઓ છે તેઓ મનગમતી અટકળો કરે છે કે ઇટલીની સરહદ પર જરૂર ધીંગાણું થવાનું.

બાપુ પૂછે છે: "આ રેલવે રાજ્યની માલિકીની છે?" સ્વીસ મિત્રો એમને રેલવેને લગતી એક વાત કહે છે. એક રેલવે કેટલાક ફ્રેંચ લોકોની ખાનગી માલિકીની હતી. તેને અકસ્માતોને માટે વળતરની ભારે રકમો દર વરસે આપવી પડતી. એમણે તપાસ કરી. તપાસમાં નિષ્ણાતોએ એમને કહ્યું કે ગાડીમાં ગૅસની બત્તીને ઠેકાણે વીજળીની બત્તી દાખલ કરવામાં આવે તો ઘણાખરા અકસ્માત ટળી જાય. રેલવેના ડિરેકટરોનું મંડળ ભેગું થયું, નિષ્ણાતોની વાત સાંભળી, પોતે પણ ઘણી વાતો કરી, ને છેવટે એક સવાલ પૂછ્યો: "એમાં વધારે ખરચ શામાં આવે—વીજળીની બત્તી બેસાડવામાં, કે અકસ્માતોનું વળતર ભરવામાં?" એની સરખામણી કરીને જવાબ આપવામાં આવ્યો: "વીજળીની બત્તી બેસાડવામાં." બસ, ખલાસ, નિર્ણય થઈ ગયો. વધુ વિચાર ન કરતાં, જે સ્થિતિ હતી તે જ ચાલુ રાખવામાં આવી.

ગાડીની બંને બાજુ સુંદર દેખાવો છે તેને લીધે વાતચીત તૂટક તૂટક ચાલે છે. એક માણસ આવી બાપુને કહે છે કે "હું કુદરતી મોતે મરેલી ગાયોના ચામડાનાં ચંપલ બનાવવાનું કારખાનું કાઢવાનો છું." આત્મરક્ષાને ખાતર કોઈ જાનવરને મારવું વાજબી ગણાય કે કેમ, એ પ્રશ્નની ચર્ચા નીકળે છે. બાપુનો અભિપ્રાય પૂછવામાં આવે છે. બાપુ કહે છે: "હું તો કોઈ પણ

પ્રાણીનો જીવ લેવાને બદલે મારો જીવ જતો કરવાનું પસંદ કરું." "જીવમાત્ર અવધ્ય છે," એ સિદ્ધાન્તનું તેઓ ફરી પ્રતિપાદન કરે છે.

એમ કરવામાં ડહાપણ છે ખરું? સાપની જિંદગી માણસની જિંદગીના જેટલી જ મહત્ત્વની છે! છતાં એટલું કબૂલ કરવું જોઇએ કે જે લોકો અલ્પમાં અલ્પ પ્રાણીમાં ઇશ્વરનું દર્શન કરે છે તેમને એ પ્રાણીઓ તરફથી ઇજા થતી જણાતી નથી. ઝેરી સર્પો બાપુની નજીક થઈને પસાર થઈ ગયા છે. સાબરમતીમાં એકવાર સાપ એમના શરીર પર પણ ચડી ગયેલો; પણ બાપુએ સ્વસ્થતા જરાયે ગુમાવી નહીં, ને સાપ ચડ્યો હતો તેવો ઊતરી ગયો. બાપુ કહે છે કે હુમલો થાય છે તેનું કારણ ભય છે — તમારો પોતાનો ભય કે પેલા પ્રાણીનો ભય. પણ ધારો કે આપણે અજાણતાં સાપને ડરાવીએ છીએ, કશા ઇરાદા વગર તેને ઇજા કરીએ છીએ. તો? તો એ કરડશે. ને સાપ કરડ્યો એટલે મોત. અમે આ વસ્તુ બાપુ આગળ રજૂ કરીએ છીએ.

બાપુ કહે: "એવું બહુ જ જવલ્લે બને છે. તમારા એકાદ મોટરના અકસ્માતમાં મરવામાં રહેલા જોખમ કરતાં આમાં વધારે જોખમ નથી."

મિલાન સ્ટેશને અમે સ્વીસ ટ્રેનમાંથી ઊતરી ઇટાલિયન ટ્રેનમાં બેસીએ છીએ એ ક્રિયા બહુ જ ભારે દોડધામ અને ઠાઠમાઠથી થાય છે. મોડી રાત છતાં એક ટોળું બૂમો પાડે છે, હર્ષનાદ કરે છે, ને અમારી એકેએક હિલચાલ નિહાળે છે. ગાંધીજી પત્રકારોને મળવાની ના પાડે છે, એટલે તેઓ બધા અમારા સંઘના જુદા જુદા સભ્યો જોડે મિત્રાચારી બાંધવાનો પ્રયત્ન કરે છે. મને ભૂલથી મીસીસ નાઇડુ કલ્પી લેવામાં આવે છે. અને હું પ્લૅટફૉર્મ પર બીજાં બધાંથી અળગી એકલી ઊભી છું, તેથી રૉઇટરના ખબરપત્રીને લાગે છે કે મારી પાસેથી એને કંઇક મળશે. એટલે અમારે માટેનો ખાસ ડબો એકાએક ખસે છે ત્યારે તે મારો હાથ પકડે છે, ને દોડધામ કરતો કરતો રેલના પાટા ઓળંગીને, ડબો જે જગાએ લઈ જવામાં આવે છે ત્યાં મને દોરી જાય છે. એ બહુ જ હરખભેર મને કહે છે કે રોમમાં એની સાથીદાર એક યુવતી ખબરપત્રી છે તે મને મળશે, ને એને મળીને મને બહુ જ આનંદ થશે. પણ મારો જીવ તો એક કપ કૉફી મેળવવામાં ચોંટેલો છે, ને આ માણસ સાવ જડ દેખાય છે. એ મને કોઈ ઉપાહારગૃહમાં લઈ જઈને કંઇક ગરમ પીણું

પાશ તો એ પૂછે તે સવાલનો જવાબ હું આપું. પણ એને તો ટ્રેનની પાસે જ ભમ્યાં કરવાનું ગમતું દેખાય છે. થોડી વારમાં તો અમે ઊપડી જઈએ છીએ, ને પેલો કશી ખબર વિના જ રહી જાય છે.

અમને દરેકને હવે અડધું ખાનું મળેલું છે. અમને મુસાફરી એવી સગવડવાળી લાગે છે ને ઊંઘ એવી સારી આવી જાય છે કે ઘણાં સવારની ત્રણ વાગ્યાની પ્રાર્થના ચૂકી જઈએ છીએ. પણ હું વહેલી ઊઠું છું, મોઢું ધોઈ કપડાં પહેરું છું, ને બારીમાંથી વિશાળ, સપાટ મેદાનોવાળો મુલક જોઉં છું. રોમના પ્રવેશની પૂર્વતૈયારીરૂપે આ મુલક સારો લાગે છે. ત્રીસ વરસ પર હું આ રસ્તે રાતની ગાડીએ રોમ આવી હતી. તે વેળા હું નિશાળમાં ભણતી હતી, ને પરદેશની મુસાફરીએ પહેલીવાર નીકળી હતી. આજે પરોઢિયે ઉષાના શીતળ પ્રકાશમાં હું બહાર નજર નાખું છું, ને મુલકમાં ખાસ કશો ફેરફાર થયો લાગતો નથી. વિશાળ, સપાટ ક્ષિતિજની સામે એક કબરસ્તાન દેખાય છે, તેમાં દરેક કબર પર નાની બત્તી સળગાવીને મૂકેલી છે.

છેવટે સીવીટા વેચ્ચિયા આવે છે! એ નામ સાંભળીને હજુ રોમાંચ આવે છે; પણ હવે એના સ્મરણથી મારા મનમાં નવા જ વિચારો જાગે છે. કાઉન્ટ ટૉલસ્ટૉયનાં સૌથી મોટાં દીકરી એમના બીજા લગ્ન પછી અહીં જ નજીકમાં ક્યાંક રહે છે. એમના પતિ સિનિયોર આલબર્ટીની ઇટલીના મુખ્ય છાપાના માલિક છે, ને તેમણે એક જૂના મહેલની મરામત કરાવી ત્યાં રહેઠાણ કર્યું છે.

સવારના ૮. રોમમાં રોમૈં રોલાંના એક જૂના મિત્ર જનરલ મૉરીસ અમને મળવાના છે. પણ ગાડી વહેલી પહોંચે છે; એટલે અમે અમારા યજમાનની રાહ જોતાં ગાંધીજીના ખાનામાં બેસી રહીએ છીએ.

સિનેમાવાળા બબડે છે, છાપાંવાળા હૂંસાતૂંસી કરે છે, લોકો હર્ષનાદ કરે છે, ને ગાંધીજી સ્મિત કરીને મોં મલકાવે છે. પેલી ખબરપત્રી યુવતી ધસી આવીને અમારી જોડે બેસી જાય છે. તેણે સરસ કપડાં પહેર્યાં છે, મુખ પર અદ્દ્ભુત સ્મિત ધારણ કર્યું છે; જાણે એ જૂની સહિયર ન હોય ને સહુ લાંબા વખતથી એની રાહ જોતાં ને એનું જ રટણ કરતાં ન હોય! પણ ગાંધીજી ઇટલીમાં છે તે દરમ્યાન છાપાંની બાબતમાં છુટ્ટી ભોગવવાના છે; એટલે એ યુવતી પાછી ફરે છે.

[ શું આનું વેર વાળવાને એ અખબારનવીસોએ તરત જ લંડન આ હાનિકારક કથન મોકલી આપ્યું હશે કે ગાંધીજીએ તેમને મુલાકાત આપી, તેમાં તેમણે એમ કહ્યું કે "હું ઇંગ્લંડની સામે લડત ફરી શરૂ કરવા હિંદ જાઉં છું, ને બ્રિટનની ભીડને વધારે તીવ્ર બનાવવામાં હવે બહિષ્કાર એ પ્રબળ સાધન થઈ પડશે"? ]

અમારી મુસાફરી દરમ્યાન ઘણા ગણવેશ વિનાના ફાસિસ્ટો ગાડીમાં હતા ને અમારી ચોકી કરી રહ્યા હતા; પણ હવે અમને સરકાર તરફથી આવકાર આપવામાં આવે છે. કેળવણી ખાતાના પ્રધાન સાથે ગાંધીજીનો પરિચય કરાવવામાં આવે છે. આવા જુવાન ને જોશીલા દેખાતા માણસને ઊંચો હોદ્દો ધરાવતો જોઈ મન પ્રસન્ન થાય છે.

એટલામાં બીજો ખળભળાટ થાય છે. જનરલ મૉરીસ આવી પહોંચ્યા છે. તેઓ એમના ત્રણ મહેમાનને પોતાને ઘેર લઈ જાય છે. અમે બાકીનાં શહેરના મધ્યભાગમાં આવેલી એક હોટેલમાં ઊતરીએ છીએ.

અમારો કાર્યક્રમ શહેરના દેખાવો જોવાનો છે. સાંજે ૭ વાગે અમારે સહુએ જનરલ મૉરીસને ઘેર ભેગાં થવાનું છે. બાપુ પોપ તેમજ મુસોલીની બંનેને મળવા ઇચ્છે છે, પણ એમાંથી એકે મુલાકાત નક્કી નથી.

સાંજે ૭ વાગે અમે જનરલ મૉરીસને બંગલે પહોંચીએ છીએ. દીવાનખાનાને છેડે ગાંધીજી દેવતા પાસે બેઠા બેઠા કાંતે છે; ને અમે પ્રાર્થનાના વખત સુધી દિવસમાં થયેલા અનુભવોની આપલે કરીએ છીએ. પોપ ન મળી શક્યા તેને માટે ગાંધીજીને ખેદ થયો છે, પણ મુસોલીની સાથેની મુલાકાતમાં તેમને બહુ આનન્દ આવ્યો છે. મીરાંબહેન અને મહાદેવ એમની સાથે ગયાં હતાં. મુસોલીનીના મહેમાનોને વિશાળ હૉલમાં કેટલું લાંબું ચાલવું પડે છે—કેટલાકને તો એ અનુભવ ખરેખરો ત્રાસદાયક થઈ પડે છે—ને એટલું ચાલ્યા પછી જ હૉલને બીજે છેડે જ્યાં વિશાળ ટેબલ આગળ મુસોલીની ભારે ઠાઠથી બેસે છે ત્યાં પહોંચાય છે. આ વસ્તુ જોઈ એમને સહુને ભારે રમૂજ પડેલી. આ મહેમાનોને લેવા તો મુસોલીની એમનું ગૌરવવાળું આસન છોડીને હૉલમાં અડધે સુધી આવેલા; અને અડધા કલાક પછી મુલાકાત પૂરી થઈ ત્યારે તેમને વિદાય આપવા છેક દરવાજા સુધી આવેલા.

વૅટીકનના દેવળની ગૅલેરીઓ ગાંધીજીને માટે ખાસ ઉઘાડવામાં આવેલી. એને વિષે ગાંધીજીએ ઉત્સાહપૂર્વક વાતો કરી. એમાં જે કલાસંગ્રહ છે તે જોવામાં એમને બહુ રસ પડ્યો. દેવળની લાંબી, પડઘો પાડતી, ચાલીઓમાં તેઓ એકલા એકલા ફર્યા. એમાંનું એક મન્દિર નિહાળતાં તો તેઓ આદર અને આશ્ચર્યની લાગણીમાં ગરકાવ થઈ ગયા હતા. તેઓ કહે : "ત્યાં મેં ઇસુની એક મૂર્તિ જોઈ. એ જોતાં મારું મન ધરાય જ નહીં. એ જોવાનું છોડીને આવવું મને મુશ્કેલ થઈ પડ્યું. એ જોતાં જોતાં મારી આંખોમાં આંસુ આવ્યાં."

છના ટકોરા થાય છે. પ્રાર્થનાનો સમય થયો છે. ઘણા મુલાકાતીઓ આવીને 'દર્શન' કરી ગયા છે છતાં પ્રાર્થનાને માટે બીજા ઓરડામાં રોકાયા છે. કેટલાક નિરાશ થયેલા પત્રકારો, જેમને અંદર આવવાની મનાઈ કરેલી, તેઓ પણ ત્યાં જ બેસી રહ્યા છે. એમને પ્રાર્થનામાં તો હાજર રહેવાની મનાઈ નથી; એટલે વિશાળ ઓરડો આખો માણસોથી ચિકાર ભરાઈ ગયો છે. બત્તી બુઝાવવામાં આવે છે; અને લાકડાંના દેવતાના હૂંફાળા તેજમાં દેવદાસ પ્રાર્થના ગવડાવે છે. તરત જ બાકીનાં બધાં જોડાય છે.

પ્રાર્થનાને અન્તે બાપુ તેમના શાન્ત, સ્વસ્થ, ને આવેશ વિનાના અવાજે કહે છે : "હવે કોઈ બત્તી કરશે?"

મુલાકાતીઓ જાય છે, અને અમારું છ જણનું નાનકડું મંડળ જમવા બેસે છે. જમવાનો ઓરડો મોહ પમાડે એવો છે. ટેબલ વિશાળ છે, છતાં તેણે ઓરડાનો એક જ ખૂણો રોકયો છે. જે વૃદ્ધ નોકર અમને પીરસે છે તેણે લગભગ આખી જિંદગી આ જનરલની સાથે ગાળી છે.

બીજે દિવસે સવારે અમે આવીને જોઈએ છીએ તો બાપુ શહેરમાં ફરીને પાછા ફરેલા હોતા નથી. એમણે શું શું જોવાનું ન ચૂકવું જોઈએ એ વિષે અમારી દરેકની જુદી જુદી કલ્પનાઓ; ને અમે સહુએ એમને આગ્રહપૂર્વક સલાહ આપેલી. અમારા રોમન કૅથલીક મિત્રે સેંટ પીટરનું દેવળ જોવાનો આગ્રહ કરેલો; મેં 'ફોરમ' જોવાનો. મુસોલીનીએ, એક ખાસ માણસ સાથે, ગાંધીજીએ શું શું જોવું જોઈએ તે વિષેની પોતાની સૂચનાઓની ટાઇપ કરેલી યાદી મોકલી હતી; તેમાં નવામાં નવી ઢબનાં રુગ્ણાલયો,

ઇસ્પીતાલો, ઘરોની યોજનાઓ, નિશાળો વગેરેનાં નામ હતાં. પણ ગાંધીજીને પોતાને પોતાના સ્પષ્ટ ખ્યાલ હતા. ડૉ. મૉંટેસોરી જોડે લંડનમાં જે ઓળખાણ થયેલી તે એમના બાળમન્દિરને મુલાકાત આપીને તેમણે તાજી કરી.

બપોરનું જમણ પૂરું થતાંવેંત મુલાકાતીઓનો પ્રવાહ શરૂ થાય છે. બાપુ કાંતતા જાય છે ને વાતો કરતા જાય છે. મને સૌથી વધારે રસ ટૉલસ્ટૉયનાં દીકરી સિનિયોરા આલબર્ટીનીને વિષે છે. તેઓ વયોવૃદ્ધ, ધમકવાળાં, વહેવારકુશળ, સુદૃઢ અંગોવાળાં, ને હેતાળ ઘરરખુ મુખમુદ્રાવાળાં છે. તેઓ પ્રાસ્તાવિક વાતોમાં વખત ગુમાવતાં નથી, ખુરસી ખેંચીને છેક બાપુના રેંટિયા સુધી લાવે છે, ને કહેવા માંડે છે: "તમને મળીને મને ખરેખર આનંદ થયો છે, મિ. ગાંધી."

"અને મને તમને મળીને!" બાપુની સ્મિત કરતી આંખો તેમનાં મોટાં પોલાદનાં ચશમાંમાંથી ચમકે છે.

"મારા પિતા તમારે વિષે બહુ વિચાર કરતા હતા, એ તો તમે જાણો છો."

"એમના કાગળોને હું બહુ કીમતી ગણુતો. એ કાગળો એમના વતી તમે લખેલા કે તમારાં બહેને?"

"અમે બધી દીકરીઓ એમને દરેક કામમાં મદદ કરતી."

વાતચીતે વધારે અંગત રૂપ ધારણ કર્યું. એમાંનાં કેટલાંક વાક્યો મને યાદ રહી ગયાં છે.

"મારા પિતા કહેતા કે તેઓ કોઈને પણ નહોતા સમજી શકતા તો માત્ર ટૉલસ્ટૉયવાદીઓને. લોકો એમના અનુયાયી બને એવી એમની ઇચ્છા ન હતી; તેઓ અહિંસાનું પાલન કરે એટલી જ એમની તો ઇચ્છા હતી. એ જ એકમાત્ર રસ્તો છે...જમીન અમારી માલિકીની હતી. અમને એ જમીન ગમતી, ને એના પર મહેનતમજૂરી કરીને ગુજારો કરનાર લોકો પણ ગમતા... તમારો ને એમનો કાર્યક્રમ આટલો બધો વહેવારુ હોવા છતાં એને કારણે તમને બંનેને સ્વપ્નદ્રષ્ટા, બાધા, બેવકૂફ વગેરે વિશેષણો લગાડવામાં આવે એ વિચિત્ર વસ્તુ છે...અંગ્રેજો આપને કેવા લાગ્યા, મિ. ગાંધી?" પ્રશ્ન પૂછતાં તેઓ આગળ નમે છે, ગાંધીજી સામે ટગરટગર જુએ છે, ને તેમનો જવાબ સાંભળવા બહુ જ આતુર રહે છે.

"મેં ત્યાં બહુ મજામાં વખત ગાળ્યો. હું બહુ સારા સારા લોકોને મળ્યો," બાપુ કહે છે.

"ઓહો!" સિનિયોરા બોલી ઊઠે છે, ને જાણે ઊંડો સન્તોષ થયો હોય એમ ખુરસીમાં અઢેલીને બેસે છે. "એ જાણીને હું બહુ રાજી થઈ. મેં એવી આશા રાખી જ હતી. મને અંગ્રેજો પ્રામાણિક ને નિષ્પક્ષ લાગે છે."

બાપુ ક્ષણવાર થોભે છે, ને પછી સંમતિ દર્શાવે છે: "હા, હું માનું છું કે તેઓ પ્રામાણિક ને નિષ્પક્ષ છે."

"અને તમે જાણો છો એ બે ગુણ એમનામાં એટલા મોટા પ્રમાણમાં કેવી રીતે આવ્યા તે? એ એમના મનની સ્વતંત્રતાને આભારી છે."

"એમનામાં મનની સ્વતંત્રતા ઘણી છે એમાં શંકા નથી. એ તો દેખાઈ આવે છે."

દરમ્યાન હું દેવતાની નજીક બેઠેલી છું ત્યાં ભીંતે ટટાર થઈને બેસવાનો પ્રયત્ન કરું છું. મારું બ્રિટિશ હૈયું — ને ઘરમાં એવું હૈયું એક જ છે — ગર્વથી કેટલું ફૂલી રહ્યું છે એ હું તેમને જોવા દેવા માગતી નથી; નહીં તો તેઓ એ રીતે વાત કરતાં બંધ થઈ જાય, કેમકે બાપુ એમ સહેજે સ્તુતિ કે વખાણ કરતા નથી. પણ બાપુ તો આગળ વધીને કહે છે: "લૅંકેશાયરમાં તેમજ લંડનના પૂર્વ ભાગમાં મને મજૂર વર્ગના લોકો કહેલું ઝટ સમજી જનારા ને બુદ્ધિશાળી દેખાયા. વસ્તુત: હું માનું છું કે ઇંડિયા ઑફીસના અમલદારો કરતાં આ મજૂરોનાં મન હિંદીઓની આકાંક્ષાઓને વધારે સારી રીતે સમજી શક્યાં હતાં. મોટા માણસો ઘણીવાર કાન ધરી રહે છે, પણ ખરેખાત સાંભળતા નથી. ગરીબ લોકો સાંભળીને સમજે છે."

એકાએક દેખીતો ખળભળાટ થાય છે. ઊંચા, એક ચશ્માવાળા, ટટાર, ભૂરા ગણવેશવાળા જનરલ આર્ટુઝી, જે એમના જૂના મિત્ર જનરલ મૉરીસની વતી બારણે આવકાર આપવાનું કામ કરે છે, તેઓ આવીને ગાંધીજી જોડે કંઈક વાત કરે છે. બાદશાહી કુટુંબનાં માણસો આવવાનાં લાગે છે. રાજાની નાની કુંવરી પ્રિન્સેસ મેરિયાને માટે જગા કરવા ઓરડામાંથી માણસોને વિદાય આપવામાં આવે છે. કુંવરી આવીને બાપુની સામે બેસે છે, પણ ભાષાને કારણે વાતચીત પહેલાં જરા મુશ્કેલ થઈ પડે છે. બાપુ કાંતે છે, ને બે જણ

એકબીજા સામે જોઈ સ્મિત કરે છે. કુંવરી તેની પરિચારિકાને ગાંધીજીને આપવાનો મોટો કરંડિયો લેવા મોકલે છે.

કુંવરી કહે છે: “ આ હિંદનાં અંજીર છે. આપ આજે રાતે બ્રિંડીસી જાઓ ત્યારે વાપરવા માટે હું લાવી છું.”

બાપુ રાજી થાય છે, ને સુંદર રીતે પૅક કરેલાં ફળ તપાસે છે. પછી કુંવરીનો આભાર માને છે. પણ સત્યાગ્રહી રહ્યા, એટલે કહે છે: “ આ અંજીર નથી.”

“ હા, હા. અમારે ત્યાં આને જ હિંદી અંજીર કહે છે,” કુંવરી આગ્રહપૂર્વક ખાતરી આપે છે.

પણ કોઈ લાવણ્યવતી જુવાન રાજકુમારીને ખાતર પણ સત્યનું વ્રત તોડી ન શકાય.

બાપુ કહે છે: “ અમે જેને અંજીર કહીએ છીએ તે આવાં નથી હોતાં. પણ એ અંજીર હોય કે ન હોય,” આ શબ્દો કહીને, એમનામાં સર્વ યુવક-યુવતીઓને માટે જે સહજ સહૃદયતા ને સમજ છે તેનો ભાવ આંખમાં લાવી, બાપુ કુંવરી સામે જુએ છે. “ ને એનું નામ ગમે તે હોય, તોપણ મુસાફરીમાં એ એટલાં જ મીઠાં લાગશે. હું તમારો આભાર માનું છું.”

કાળાં કપડાંવાળી પરિચારિકા કહે છે: “ આ ફળ રાણીસાહેબે જાતે આપને માટે પૅક કર્યાં છે.”

“ એમની મોટી મહેરબાની,” બાપુ કહે છે.

થોડીક વાર પછી કુંવરી ઊઠે છે, હાથ મિલાવે છે, ને કહે છે: “ હું વિદાય લઉં છું આપની. ભગવાન આપનું ભલું કરો.”

બાપુને પાછા શહેરમાં જવાનો વખત થયો છે.

મને આજે રોમ જવાની જરાયે ઇચ્છા નથી. મારે લખવા માટે શાન્તિ જોઈએ છે. હું બગીચામાં લટાર મારવા નીકળી પડું છું. ત્યાં મને જનરલ આર્ટુઝીનો ભેટો થાય છે. અમે વાતો કરતાં કરતાં પાછાં દીવાનખાનામાં આવીએ છીએ. ત્યાં સ્વીસ એલચી ને તેની પત્ની આવેલાં છે, તેમની સાથે મારો પરિચય કરાવવામાં આવે છે. અમારી વિલનવની મુલાકાત વિષે તેઓ અમને પૂછે છે: “ ત્યાં તમને મજા પડેલી ખરી?” બાપુ પહાડ પર સવારે

ફરેલા તેની, ને પીઅર સેરેસોલની બાપુ પર કેવી] સરસ છાપ પડેલી તેની, વાત હું એમને કરું છું. પણ તેઓ પીઅરને જુદી દૃષ્ટિથી જુએ છે. લશ્કરનું સ્થાન લે એવી આંતરરાષ્ટ્રીય સેવા સેના રચનાત્મક કામને માટે ઊભી કરવામાં જે પુરુષની આખી જિંદગી ગઈ છે તેને વિષે બાપુને જેટલી હોંશ હોય તેટલી દેશના સત્તાધીશોને ક્યાંથી હોય? પણ આ લોકો બહુ સારાં છે, ને અમે શસ્ત્રસંન્યાસની વાતો કરીએ છીએ.

"વિલાયતમાં અમે માનીએ છીએ કે પીઅર આખા યુરોપને રસ્તો બતાવી રહ્યા છે."

"પણ અમારે સ્વીસ લોકોએ સહુથી પહેલો શસ્ત્રસંન્યાસ ન કરવો જોઈએ," એક સ્વીસ મહિલા કહે છે.

"ત્યારે કોણે કરવો જોઈએ?" હું પૂછું છું.

"ઓહો! અમે સહુ તો ચોકસ માનીએ છીએ કે એ કામ સૌથી પહેલું કરવાની બ્રિટનની ફરજ છે."

પેલી પત્રકાર યુવતી ને તેનો એક મિત્ર હાંફળાંફાંફળાં આવી ચડે છે.

"પણ ગાંધીજી પત્રકારોને મળવાના નથી," અમે કહીએ છીએ. આ આગંતુકોને અમે પહોંચી વળીએ છીએ. તેઓ પૂછે છે: "અમે પ્રાર્થના માટે રહીએ ને પછી એમને મળીએ?" એ ઠીક લાગે છે.

પ્રાર્થનાનો વખત થવા આવ્યો છે. પ્રાર્થના પછી તરત બાપુનું મૌન શરૂ થવાનું છે; ને તે પછી તેઓ યુરોપમાં કશું નહીં બોલે. પછી અમારે સહુએ વિદાય લેવાની.

બાપુને વિદાય આપવાનો વિચાર કરતાં આનન્દ થતો નથી. તેઓ બો આવ્યા તેને બાર અઠવાડિયાં થયાં. તેઓ આવ્યા તે પહેલાં હું એમનો વિચાર કરતી ત્યારે મને ખ્યાલ આવતો કે તેઓ મહાન વ્યક્તિ છે, સર્વાંશે પ્રશંસાપાત્ર છે, સાવ નિઃસ્વાર્થી છે, પ્રભુપરાયણ છે, પ્રાર્થના કર્યા સિવાય કશું ડગલું ભરતા નથી કે કશો નિર્ણય કરતા નથી, ને તેમણે રાજકારણમાં એક નવું જ તત્ત્વ દાખલ કર્યું છે. રાજનીતિ ને રાજકારભારનાં ક્ષેત્રમાં સત્ય, નિખાલસતા ને સાવ ખુલ્લમખુલ્લા કામ કરવાની નીતિની કિંમ્મત જેટલી આંકીએ તેટલી ઓછી છે.

પણ આપણે કોઈને ઓળખીએ છીએ એમ કહી શકીએ તે પહેલાં આપણે તેમને ઘરમાં રહેતા જોવા જોઈએ, તેમની સાથે રહેવું જોઈએ. હું ગાંધીજીની સાથે બાર અઠવાડિયાં રહી. મેં એમને દરેક મનોદશામાં, દરેક સંજોગમાં જોયા. વળી એમને મેં મારી પોતાની મનોવૃત્તિની દૃષ્ટિએ પણ જોયા. હું ગમે તે સ્થિતિમાં હોઉં — મારા મનમાં કંઈક બીજા વિચારો ચાલતા હોય, હું થાકેલી હોઉં, આનંદમાં હોઉં કે ગંભીર હોઉં — તોપણ મારા મહેમાનનો વિચાર તો મારે હંમેશાં કરવો જ પડતો.

મેં એમને રોજેરોજ પરોડ પહેલાં ૫–૩૦ વાગે ઠંડી ને અંધારામાં જોયા; મુસ્લીમ પ્રતિનિધિઓ જોડે મોડી રાત સુધી પાર વિનાની વાટાઘાટો કરીને મધરાતે ઘેર આવતા જોયા; મધ્યાહ્ને બાળકોના ટોળાથી વીંટળાયેલા જોયા; એક માજી વડા પ્રધાનના દીવાનખાનાના તાપણા આગળ કલાકો સુધી બેઠેલા જોયા; સેંટ જેમ્સના મહેલમાં અમીર ઉમરાવો ને તેમની સ્ત્રીઓથી, રાજાઓથી, ને પ્રધાનમંડળના પ્રધાનોથી વીંટળાયેલા જોયા. તેઓ હંમેશાં એવા ને એવા જ દેખાતા — શાન્ત, પ્રસન્ન, વિનોદી, સહૃદય, નિઃસ્વાર્થી, ને ઈશ્વર તથા મનુષ્યની સાથે એકતાનતા અનુભવી રહેલા.

મને જેમને વિષે આદર હતો એવા એક મહાપુરુષ તરીકે મેં એમને ઓમાં આવકાર આપ્યો. એક વહાલસોયા, આનંદી, ને સર્વાંશે વિશ્વાસપાત્ર એવા મિત્ર તરીકે મેં એમને વિદાય આપી.

## ૧૪

# બનાવટી મુલાકાત

યુરોપના અમારા આખા પ્રવાસ દરમ્યાન, યુરોપનાં છાપાં જોડે ગાંધીજીનો જે વહેવાર થયો તેના પર મેં ખાસ ધ્યાન રાખ્યું હતું. મેં કલ્પેલું કે બીજાં રાષ્ટ્રના છાપાંવાળાઓ કદાચ હિંદની રાષ્ટ્રભાવના પ્રત્યે સહાનુભૂતિ દર્શાવશે, ને ગ્રેટબ્રિટનની સામ્રાજ્યશાસક તરીકે ઝાટકણી કાઢશે. એ ટીકાનો જવાબ આપવાની તૈયારી પણ મેં કરી રાખેલી. મેં એમ કહેવા ધારેલું કે બીજા લોકોનો દોષ કાઢવાનું હંમેશાં સહેલું હોય છે, પણ યુરોપની કોઈ પણ પ્રજાના હાથ જુલમથી દૂષિત થયા નથી એવું નથી. પણ મેં તો જોયું કે

મારા દેશનો આવો બચાવ કરવાની જરૂર જ ન પડી. ઊલટું યુરોપનાં છાપાં ઘણીવાર ગાંધીજી પ્રત્યે વિરોધભાવ દર્શાવનારાં, સામાન્યપણે ખોટી ખબરો આપનારાં, ને કેટલીકવાર પૂરેપૂરી હાનિ કરનારાં, માલૂમ પડ્યાં.

છાપાંવાળાઓ સાથેની ગાંધીજીની અનેક વાતચીતો હું બહુ જ રસથી સાંભળતી. તેઓ જે કંઈ કહેતા તેમાં એમનાં વચનો ગ્રેટબ્રિટન અને હિંદ વચ્ચેના ભાવિ સંબન્ધ વિષેના આશાવાદથી રંગાયેલાં રહેતાં; એ જોઈ મને આશ્ચર્ય થતું. ઘણે પ્રસંગે છાપાંવાળાને ખબરો મેં પોતે આપેલી.

ગાંધીજી શનિવારે સવારે રોમ પહોંચ્યા, ને રવિવારે રાતે ત્યાંથી નીકળ્યા. તેમણે નક્કી કરેલું કે આ બે દિવસ સાવ છુટ્ટી જ ભોગવવી. છાપાં-વાળાને મુલાકાતોની ના જ પાડવામાં આવેલી. શનિવારનો દિવસ તેમણે મુસોલીનીને મળવામાં ને વૅટીકનનું દેવળ જોવામાં ગાળ્યો. રવિવારે તેઓ ડૉ. મૉન્ટેસૉરીને મળ્યા ને તેમનું બાળમન્દિર જોવા ગયા, બીજી થોડીક જોવા જેવી જગાઓ જોઈ, બપોરના ખાણા માટે મૉન્ટેમેરિયોમાં એમને ઉતારે અમે હતાં ત્યાં આવ્યા, ટૉલસ્ટૉયનાં દીકરી ને ઇટલીની રાજકુંવરીને તથા બીજા મુલાકાતીઓને મળ્યા, ફરી મોટરમાં બેસી દેખાવો જોવા ગયા, ને ચાના વખત પછી પાછા ફર્યા. પછી તેમણે અમારી દરેક જણની વિદાય લીધી, કેમકે પ્રાર્થના પછી એમનું ચોવીસ કલાકનું મૌન શરૂ થવાનું હતું. મુલાકાતીઓનું એક ટોળું એમની રાહ જોઈ રહ્યું હતું તે દીવાનખાનામાં દાખલ થયું. પ્રાર્થના શરૂ થતા પહેલાં ગાંધીજીએ એમને ઉદ્દેશીને બે શબ્દ કહ્યા. તે પછી તેઓ સોમવારે સાંજે ભૂમધ્ય સમુદ્ર પર જ્યારે મૌન છૂટ્યું હશે ત્યારે જ બોલ્યા હશે.

એકબે દિવસ પછી આગબોટના રેડિયો પરથી એમને ખબર મળી કે તેમણે રોમમાં ‘ જિયૉર્નૅલ–ડી–ઇટાલિયા ’ નામના છાપાને મુલાકાત આપેલી, તેમાં આ પ્રમાણે કહેલું :

“ ગોળમેજી પરિષદ હિંદીઓને માટે લાંબી ને ધીમી વેદનારૂપ થઈ પડી છે પણ એને લીધે બ્રિટિશ સત્તાધીશો હિંદી પ્રજા ને તેના નેતાઓનો જુસ્સો સાફસાફ જોઈ શક્યા છે, ને ઇંગ્લંડના સાચા હેતુ ઢંકાઈ જવા પામ્યા છે. ગાંધીજીએ કહ્યું કે તેઓ પોતે ઇંગ્લંડ સામેની લડત એકદમ શરૂ કરવા સારુ

હિંદ પાછા જઈ રહ્યા છે; ને એ લડત સવિનય ભંગ અને બ્રિટિશ માલના બહિષ્કારનું રૂપ ધારણ કરશે. તેઓ માને છે કે ચલણી નાણાની કિંમત ઘટી જવાથી ને બેકારીથી બ્રિટનની ભીડ અત્યારે જ વધી પડી છે, તે વધારે તીવ્ર બનાવવાને બહિષ્કાર એ પ્રબળ શસ્ત્ર નીવડશે. સર્વ પ્રકારના બ્રિટિશ માલને માટે હિંદનું બજાર બંધ થઈ જવાને લીધે ઇંગ્લંડની ઔદ્યોગિક પ્રગતિ સારી પેઠે ઘટી જશે, બેકારી વધશે, ને પાઉંડની કિંમત હજુ પણ ગગડશે.

"મિ. ગાંધીએ છેવટે અફસોસ પ્રદર્શિત કર્યો કે યુરોપના બહુ જ ઓછા દેશોએ આજ સુધી હિંદના પ્રશ્નમાં ઝાઝો રસ લીધો છે. એ ખેદની વાત છે, કેમકે સ્વતન્ત્ર ને આબાદ હિંદ બીજાં રાષ્ટ્રોની પેદાશને માટે વધારે સારું બજાર થઈ પડશે, અને હિંદ સ્વતન્ત્ર થશે તો તમામ દેશોની સાથે વેપારની ને બૌદ્ધિક વિષયોની આપલે કરશે."

આ મુલાકાત વિષે સાંભળતાંવેંત ગાંધીજી ને એમનાં સાથીઓ — ત્રણ યુરોપિયન ને ચાર હિંદી — સમજી ગયાં કે આ બનાવટી મુલાકાત છે. પોતાના મોંમાં જે શબ્દો મૂકવામાં આવેલા તેની ક્રૂરતા જોઈ ગાંધીજીએ તરત જ લંડન તાર કર્યો કે પોતે આવી કોઈ મુલાકાત આપી નથી કે આવા શબ્દો કહ્યા નથી.

આગબોટ એડન પહોંચી કે તરત જ ગાંધીજી ત્યાંના મુખ્ય અધિકારીને મળવા ગયા, ને આ અત્યંત હાનિકારક ખબર ખોટી છે એમ જણાવવાની સૌથી અસરકારક રીત કઈ એનો વિચાર એમની સાથે કર્યો. એ અધિકારી સાથેની એમની મુલાકાત એટલી લાંબી ચાલી કે તેઓ બોટ પર વેળાસર પહોંચી શકશે કે કેમ એ પણ સવાલ થઈ પડ્યો પણ તેમણે સર સેમ્યુઅલ હોરને ને બીજા કેટલાક માણસોને જે તાર મોકલ્યો તેથી તેમનું મન હળવું થયું હતું.

ગોળમેજી પરિષદથી જે લાભ થયો હતો તેમાંથી ઘણાખરા પર આ બનાવટી મુલાકાતથી પાણી ફરી વળ્યું દેખાતું હતું.

રવીન્દ્રનાથ ઠાકુર રોમ ગયા ત્યારે પણ આવું જ બનેલું. ત્યાં તેમને નામે એક બનાવટી નિવેદન પ્રસિદ્ધ થયેલું, તેના પડઘા બંગાળના એક દૂરના ગામડા સુધી પડેલા. એ ગામડામાં એક ઇટાલિયન ભાડૂત રહેતો હતો તેણે

એકાએક ખાલી કરેલા ઘરમાં હું રહી હતી. એ માણસને તુરતાતુરત સ્વદેશ પાછો બોલાવી લેવામાં આવેલો — એટલા માટે કે કવિવરના નિવેદનથી ઈટલીનું અપમાન થયું લેખવામાં આવ્યું હતું.

દૈનિક છાપાંમાં કોઈ પણ જૂઠાણું પ્રસિદ્ધ થાય તો તેને ફેલાવા માટે બે દિવસ ચોખ્ખા મળી જાય છે; ને એનો રદિયો પાછળથી આવે તે જૂઠાણાને જવલ્લે જ પહોંચી ને પકડી શકે છે. જૂઠાણું એ સામાન્ય રીતે લહેજતદાર વાની હોય છે, ને તે એક મોઢેથી બીજે મોઢે એમ ફેલાય છે; જ્યારે તેનો રદિયો પ્રમાણમાં નીરસ હોય છે, તેમાં લોકોને કેળવવાનો ઇરાદો હોય છે, તેમાં મીઠુંમરચું ભભરાવેલું હોતું નથી, ને તે પેલા જૂઠાણાને મુકાબલે અલૂણો લાગે છે. વળી એ રદિયો આપણી એક સૌથી વિશિષ્ટ, જૂની ને પ્રતિષ્ઠિત સંસ્થાને — વર્તમાનપત્રોના સમૂહને — માથે પાપનું આળ ચડાવતો હોય એવો ભાસ થાય છે.

હું ગાંધીજીને વિદાય આપીને વિલાયત પાછી આવી ત્યાં ઠેરઠેર ગાંધીજીને વિષે લોકોનાં મનમાં કટુતાનો સ્પષ્ટ ભાવ જોઈ મને સખેદાશ્ચર્ય થયું. પણ કોઈએ મને એ નામચીન મુલાકાતનો હેવાલ બતાવ્યો ત્યારે મારા દેશભાઇઓના વલણમાં એકાએક થયેલો પલટો હું સહેલાઇથી સમજી શકી.

# પરિશિષ્ટ ૧

## લંડનમાં મુલાકાત*

### જોન હેન્સ હોમ્સ

આજે સવારે મારે તમને એક અંગત કથા—મારા પોતાના જીવનની એક વાત—કહેવાની છે. હું ગાંધીજીને મળ્યો છું, મેં તેમની સાથે હાથ મિલાવ્યા છે; મેં તેમની આંખો સામે દૃષ્ટિપાત કર્યો છે, ને તેમનો અવાજ સાંભળ્યો છે. મોટી જાહેર સભામાં બેસીને મેં તેમને બોલતા સાંભળ્યા છે; તેમના ચરણ આગળ એકલા બેસીને મેં તેમની સાથે ઘણા વિષયની વાતો કરી છે. આ બધું મારા સિવાય બીજા કોઇને માટે કશા મહત્ત્વનું નથી. પણ મેં તમારી સમક્ષ મહાત્માજીને વિષે એટલી બધી વાર વાતો કરી છે, ને આ મહાપુરુષ — જેમને આપણે સહુ મળીને 'જગતના સર્વોત્તમ પુરુષ' તરીકે ઓળખતા થયા છીએ — તેમને વિષેનાં મારાં પ્રશંસા ને પ્રેમમાં તમે એટલી ઉદારતાથી સૂર પૂર્યો છે, કે જે અનુભવને હું સદાકાળ મારા જીવનનો કીમતીમાં કીમતી અનુભવ ગણીશ તે જો તમારી આગળ યથાશક્તિ ન વર્ણવું તો મને લાગે કે હું મારી ફરજ ચૂક્યો. વળી મારા આ અનુભવમાં એક વિશાળ અર્થ પણ રહેલો છે! મેં ગાંધીજીને જોયા તે ઘડી એમની કારકિર્દીના મધ્યાહ્નની હતી, ને તે વખતે જે ઘટનાઓ બની રહી હતી તે આપણા પોતાના જ નહીં પણ સર્વ યુગોને માટે અત્યંત મહત્ત્વની હતી. એટલે હું તમને મારા મન પર એ પુરુષને વિષે પડેલી છાપનું જ વર્ણન આપી શકું એમ છું એવું નથી; પણ આજે હિંદુસ્તાનને માટે, બ્રિટિશ સામ્રાજ્યને માટે, ને જગતને માટે એ પુરુષના મહત્ત્વ વિષેનો જે આંક મેં બાંધ્યો છે તેનું પણ વિવરણ તમારી આગળ કરી શકું એમ છું. બીજા શબ્દમાં કહું તો, હું કેવળ એક વ્યક્તિને નથી મળ્યો, પણ એક લડતને, એક હિલચાલને, એક ક્રાન્તિને મળ્યો છું.

ગાંધીજી લંડન આવે છે એમ મેં સાંભળ્યું ત્યારે હું બર્લીનમાં હતો. તે અગાઉ ઉનાળામાં મને એમનો કાગળ મળેલો, તેમાં તેમણે પોતાની આગામી

---

* ૧૯૩૧ માં લંડનથી ગયા પછી ન્યૂ યૉર્કમાં આપેલું પ્રવચન.

મુસાફરી વિષે, ને પોતે લંડન આવતાંવેંત મને મળવાની અપેક્ષા રાખેલી તે વિષે, લખ્યું હતું. પણ એમની યોજના ગોટાળામાં પડી હતી, ને એમણે જાહેર કહેલું કે તેઓ ગોળમેજી પરિષદમાં હાજર નહીં રહે. પછી એમને વાઇસરોય જોડે સમાધાન થયું, ને એમણે લંડન આવવાનો નિર્ણય કર્યો. ગાંધીજી આવે છે, તેઓ આગબોટમાં બેઠા છે ને સમુદ્રમાં પ્રવાસ કરી રહ્યા છે, એમ સાંભળ્યું તે ક્ષણે જ મેં મારી બીજી બધી ગોઠવણો રદ કરી, ને હું સીધો લંડન પહોંચી ગયો. મેં નિશ્ચય કર્યો હતો કે હું મહાત્માજીને ઊમરે જ ધામા નાખીશ, ને બારણું ઊઘડશે ને મને અંદર પ્રવેશ આપવામાં આવશે ત્યાં સુધી ખસીશ જ નહીં. મેં એવી આશા સેવવાનું સાહસ નહોતું કર્યું કે તેઓ ઇંગ્લંડની ભૂમિ પર પહેલવહેલો પગ મૂકશે તે જ વખતે હું એમને આવકાર આપી શકીશ. પણ કેટલાક નાટક જેવા ને રમૂજી સંજોગોને બળે — એની પણ એક સ્વતન્ત્ર કથા છે — હું ૧૨મી સપ્ટેંબર ને શનિવારે ફોકસ્ટનના બંદર પર ખાડીની આગબોટના આગમનની રાહ જોતો ઊભો હતો.

હવા ઇંગ્લંડમાં આ ઋતુમાં હોય એવી જ હતી — ટાઢ હતી, ધૂમસ હતું, ને અવારનવાર વરસાદનાં સખત ઝાપટાં પડતાં હતાં. પવન દરિયામાં મોટાં મોજાં ઉડાડતો હતો, ને બંદર પર જોવા ઊભેલા લોકોનાં હાડકાંને ટાઢથી ભેદી રહ્યો હતો. મેં મારાં ચશમાં પરથી વરસાદનું પાણી લૂછી નાખ્યું, ને ધૂમસની પાર ખુલ્લા દરિયા તરફ નજર નાખી. નાની સરખી સફેદ આગબોટ ક્ષિતિજ પરથી, કોઈ ભૂત ચાદર ઓઢીને આવતું હોય એવી, આવતી દેખાઈ. બંદર પર આવીને અટકી એટલે એક જ માણસને — બ્રિટિશ સરકારના નીમેલા પ્રતિનિધિને — બોટ પર જવાની પરવાનગી મળી. અમારે બાકીનાને — ગાંધીજીના મિત્રો, હિંદથી આવેલા પ્રતિનિધિઓ, કૅંટરબરીના ડીન, છાપાંના ખબરપત્રીઓ ને ફોટોગ્રાફરો સહુને — વરસાદમાં ઊભા રહેવું પડ્યું. વાડની પાછળ પ્રેક્ષકોનું મોટું ટોળું ઊભું હતું. પણ આ વિલંબ ટૂંકો હતો. થોડીક ક્ષણમાં તો અમે બોટ પર પહોંચ્યા; ને હું ગાંધીજીની કૅબીનને બારણે અંદર જવાનો મારો વારો આવવાની રાહ જોતો ઊભો રહ્યો. ત્યાં મેં મહાત્માજીનાં પહેલવહેલાં દર્શન કર્યાં. તેઓ બેઠક પર પલાંઠી વાળીને બેઠા હતા, ને રેજીનાલ્ડ રેનલ્ડ્ઝની સાથે બહુ જ ધ્યાનથી વાત કરવામાં રોકાયેલા હતા. આ અંગ્રેજ જુવાન ક્વેકર હિંદમાં ગાંધીજીના

આશ્રમમાં રહેલા છે; અને દાંડી કૂચ શરૂ થયા પહેલાં વાઇસરૉયને લખેલો ગાંધીજીનો કાગળ લઈ જનાર તરીકે પ્રસિદ્ધ થયા હતા. ગાંધીજીના પગ ઉઘાડા હતા. તેમને શરીરે ગળા સુધી ખાદીની શાલ ઓઢેલી હતી. તેઓ કંઈક સાંભળતા હોય એવી રીતે તેમનું માથું ને ખભા નીચાં વળેલાં હતાં. એક ઉઘાડો, લાંબો, પાતળો ને ખડતલ હાથ શાલમાંથી નીકળી લાંબો થયો, ને તેણે રેનલ્ડ્ઝના હાથમાંથી એક કાગળ લીધો. બે જણ વચ્ચે કંઈક શબ્દો ઉતાવળે બોલાયા, સહેજ સ્મિત ફરક્યું, ને વાતચીત પૂરી થઈ.

હવે મારો વારો આવ્યો. હું નાનકડી કૅબીનમાં ગયો. ગાંધીજી એકદમ કૂદકો મારીને ઊભા થયા, ને નિશાળિયાના જેવી ચપળ, ઉતાવળી ચાલે મને આવકાર આપવા સામા આવ્યા. તેમના હાથે મારા હાથને ઝાલ્યો તેની પકડ કોઈ પહેલવાનના જેવી મજબૂત હતી. મેં એમની આંખોમાં જે તેજ ચમકતું જોયું તે એટલું દીપતું હતું કે તેમનાં ગામડી ચશમાંનો જાડો કાચ પણ આંખોના એ તેજને ઝાંખું પાડી શકતો નહોતો. મને જે અવાજે સંબોધતા મેં એમને સાંભળ્યા તેના સૂર જેટલા બુલંદ તેટલા જ સૌમ્ય હતા. અમે થોડીક મહામૂલી ક્ષણો સાથે ગાળી. મારા મનમાં ગભરાટ ને લાગણીનો આવેશ હતા; અને તે વેળા શી શી વાત થઈ એનું મને આજે નહીંજેવું સ્મરણ છે. પણ આ પ્રથમ સમાગમમાં મહત્ત્વની વસ્તુ તે શબ્દો નહોતા પણ લાગણીઓ હતી. જે પુરુષનો આત્મા વરસો પર, અડધી દુનિયાના ખંડો ને સમુદ્રો ઓળંગીને, મારા હૃદય સુધી પહોંચ્યો હતો તે પુરુષના સાંનિધ્યમાં હું હતો; અને એ હવે એ સાંનિધ્ય મારા મન પર કદી ન ભૂંસાય એવી છાપ પાડી રહ્યું હતું.

ત્યારપછી એમની બીજી પણ છાપો મારા મન પર પડી. પણ આ આ સૌથી પહેલી છાપ કેવી હતી? એ સવાલનો જવાબ દેવો મને અઘરો લાગતો નથી. એ છાપ એ પુરુષના સૌન્દર્યની હતી. ગાંધીજી કદરૂપા છે એવો ખ્યાલ લોકોને ક્યાંથી આવે છે? કેટલાકે તેમને 'વામનજી', 'માનવકપિ' વગેરે વિશેષણથી કેમ વર્ણવ્યા હશે? તેમનાં અંગો ને તેમનું શરીર કૃશ છે એ સાચું—તેમનું તપસ્વી જીવન વધારાનું માંસ પેદા થવા દેતું નથી. પણ તેમનું કાઠું મોટું છે, તેમની છાતી ટટાર રહે છે, ને તેમની ઊંચાઇ મધ્યમ છે. મેં એવા ઘણા હિંદીઓને જોયા છે જેમનો દેખાવ મહાત્મા

ગાંધીને મુકાબલે તુચ્છ ગણાય. એ પણ સાચું છે કે તેમનાં જે વ્યક્તિગત વિશિષ્ટ અંગો છે તે સુશોભિત નથી. તેમનું માથું મૂંડાવેલું છે, તેમના કાન આગળપડતા દેખાય છે, હોઠ જાડા છે, ને મોંમાંના ઘણા દાંત પડી ગયા છે. પણ તેમની શાલના શ્વેત રંગની સામે તરી આવતો તેમનો ઘઉંવર્ણો ચહેરો બહુ જ સુંદર દેખાય છે. તેમની આંખો રાતે દીવા ઝગે એવી રીતે ઝગઝગે છે. અને એ બધાની ઉપર, પ્રભાતકાળની સૃષ્ટિ પર સૂર્યના તેજની પેઠે, તેમના સ્મિતનો પ્રકાશ પથરાયેલો છે. આપણા મન પર આ પુરુષના શારીરિક દેખાવની નહીં પણ તેમના આધ્યાત્મિક સાંનિધ્યની છાપ પડે છે. આપણને એકદમ એમની સાદાઈનો, એમની સત્યનિષ્ઠાનો, એમની નિર્દોષતાનો વિચાર આવે છે. તેઓ બાળકના જેવી જ સ્વાભાવિકતા ને સ્વયંસ્ફૂર્તિથી આપણી સમક્ષ આવે છે ને આપણી જોડે વાત કરે છે. ગાંધીજીમાં અહંકાર અણુમાત્ર નથી — જગતમાં તેમની મહત્તા ઘણી ગવાય છે, ને તેમના પર સ્તુતિવચનોની વૃષ્ટિ થાય છે, છતાં તેમનામાં ડોળ નથી, આડંબર નથી, અભિમાન નથી. આપણે એકદમ કળી જઈએ છીએ કે તેમના શારીરિક દેખાવની વિશેષતાઓમાં, ને તેમની રહેણીની ખાસિયતોમાં છળકપટ જેવું કશું નથી; એ તો તેમના અલૌકિક વ્યક્તિત્વનો જ પ્રામાણિક ને નિર્ભય આવિર્ભાવ છે. એટલે આપણે તેઓ કેવા દેખાય છે એનો નહીં પણ તેઓ કેવા છે એનો જ વિચાર કરીએ છીએ. બીજા શબ્દમાં કહીએ તો, પરમ સત્ય એમના દેહરૂપી અપૂર્ણ વસ્ત્રમાં થઈને ઝળહળતું આપણી નજરે પડે છે. ગાંધીજી સુન્દર દેખાય છે તે આને લીધે. કેમકે સત્ય એ સૌંદર્ય છે! જૉન કીટ્સે લખેલું તે તો તમને યાદ હશે જ કે "સૌંદર્ય એ સત્ય છે, ને સત્ય સૌંદર્ય છે; એટલું જ તમે જાણો છો, ને એટલું જ તમારે જાણવાની જરૂર છે."

થોડીક ક્ષણોમાં અમે આગબોટમાંથી ઊતર્યા, ને લંડન જવા ઊપડ્યા. ગાંધીજી સરકાર તરફથી આવેલી સરકારી મોટરમાં હતા, ને સાથે એમનું રક્ષણ કરનારા પોલીસો હતા. હું ટ્રેનના એક ખાનામાં મહાત્માજીના દીકરા દેવદાસ, તેમના મન્ત્રી પ્યારેલાલ, ને તેમનાં પરિચારિકા ને શિષ્યા મીસ મૅડેલીન સ્લેડ (મીરાંબહેન) ની સાથે બેઠો.

થોડા વખતમાં અમે લંડન પહોંચ્યાં, અને તરત જ કાદવ ને વરસાદમાં

થઈને 'ફ્રેન્ડ્ઝ મીટિંગ હાઉસ' માં ગયાં. ત્યાં ગાંધીજીને મળવા ને તેમનું સ્વાગત કરવા મોટી સભા ભરાઈ હતી. મેં ગાંધીજીને સભાગૃહમાં પ્રવેશ કરતા જોયા ને મારા મન પર ફરી તેમના સૌન્દર્યની છાપ પડી; ને આ વેળા તો મને તેમના સામર્થ્યનું પણ ભાન થયું. તેઓ આ વ્યાસપીઠ પર કેવા ગૌરવથી ડગલાં ભરતા ચાલ્યા; કેવી શાન્તિ ને સ્વસ્થતાથી તેમણે ઇંગ્લંડના આ દૃશ્ય પર નજર ફેરવી તેને નિહાળ્યું; કેવા રુવાબથી તેમણે આ સ્ત્રીપુરુષોનાં ચિત્ત હરી લીધાં! જેને ગાંધીજીને વિષે, કે આ સમારંભના મહત્ત્વ વિષે, કશી ખબર ન હોય એવો કોઈ આગંતુક ત્યાં આવી ચડત, તો તેને તો આ ચિત્રમાં કંઈક હાંસીપાત્ર તત્ત્વ જ દેખાત. આ હિંદી, જેમને પગે બૂટ નહોતા, જેમના પગ જાંઘ સુધી ઉઘાડા હતા, જેમની કમરે કચ્છ પહેરેલો હતો, ને જેમણે શરીરે ખાદીની મોટી શાલ ઓઢેલી હતી, તેઓ આ સભાગૃહમાં ચાલ્યા આવતા હતા. પણ તેમણે બેઠક લીધી, ને બુદ્ધ જેવા શાન્ત અને સ્થિર થઇને બેઠા, એટલે આ દૃશ્યમાંનું હાંસીપાત્ર તત્ત્વ—જો કંઇ હશે તો — એકાએક ઓસરી ને ઓગળી ગયું, ને તેમાં ભવ્યતાનો સંચાર થયો. એ ઓરડામાં કુદરતી વાતાવરણની પેઠે જે ભયમિશ્રિત આદરની લાગણી વ્યાપી રહી તે હું કદી ભૂલવાનો નથી. ગાંધીજીના કરોડો દેશભાઇઓ પર તેમનો જે પ્રભાવ છે તેનું રહસ્ય હું પહેલીવાર સમજ્યો. ત્યાં કોઈ બાદશાહ હાજર હોત તો તેની હાજરીમાં અમને આથી અધિક પૂજ્યભાવ ન ઊપજત. તરત જ મને પેલા ભાવનાશીલ અંગ્રેજ પત્રકાર મિ. રૉબર્ટ બરનેસનું કરેલું વર્ણન યાદ આવ્યું. તેમણે કહેલું: "એમને જોતાંવેંત આપણને બાદશાહી વાતાવરણનો અનુભવ થાય છે." મને એ પણ યાદ આવ્યું કે થોડાં જ અઠવાડિયાં પહેલાં હું એક બાદશાહને મળ્યો હતો. જે માણસ ત્રીસથી વધારે વરસ થયાં પોતાના જમાનાના સૌથી તેજસ્વી રાજવી હતા તેમને હું મળેલો, ને તેમની સાથે મેં વાત કરેલી. એ રાજાએ દબદબાભર્યો પોશાક પહેરેલો; તેમની આસપાસ દરબારીઓ હતા; ને એ પોતે મોહક, સુંદર, ને કદાવર શરીરવાળા હતા. પણ એ રાજાનો આ બધો દમામ ગાંધીજીના બાદશાહી દેખાવની તોલે આવી શકે એવો નહોતો.

પણ ગાંધીજી માત્ર બાદશાહ જેવા દેખાતા નહોતા; તેઓ બોલ્યા પણ બાદશાહની ઢબે. એ બપોરે એમના શબ્દો સૌમ્યતાથી, ને શાન્ત — લગભગ

એકસૂરા — અવાજે, બોલાયેલા હતા. પણ તે અમારા કાનને પહોંચ્યા ત્યાં એ બાદશાહી ઢંઢેરાના શબ્દો જેવા લાગ્યા. તેમણે ત્રણ મુદ્દા સ્પષ્ટ કર્યા: પહેલો તો પોતાનો અધિકાર! તેમણે કહ્યું કે તેઓ વિલાયત આવ્યા છે તે એક વ્યક્તિ તરીકે નહીં પણ પોતાની પ્રજાના પ્રતિનિધિ તરીકે. "હું હિંદુસ્તાનનાં મૂગાં, અધભૂખ્યાં કરોડોનો પ્રતિનિધિ છું, એની કોઈ ના પાડશે એવી બીક મને નથી." બીજી વાત તેમણે કરી તેમને પોતાને મહાસભા તરફથી અપાયેલા આદેશની. તેઓ બ્રિટનની સાથે રકઝક કે સાટું કરવા નહીં, પણ મહાસભાની શરતો રજૂ કરવા, આવ્યા હતા. તેમણે કહ્યું: "હું મહાસભાનો વાણોતર છું. તેણે મને વકીલાતપત્ર આપ્યું છે. એટલે મારે અમુક મર્યાદામાં રહીને જ કામ કરવું રહ્યું. મને મહાસભાએ જે આદેશ આપ્યો છે તેની હદમાં રહીને જ મારે વર્તવું રહ્યું......મારા પર જે વિશ્વાસ મૂકવામાં આવ્યો છે તેને મારે વફાદાર રહેવું હોય તો મારાથી એ આદેશની મર્યાદા ઓળંગાય નહીં." છેલ્લી વાત તેમણે પોતાના ધ્યેયની કરી. એ આદેશમાં શું માગેલું હતું? "સ્વતન્ત્રતા," ગાંધીજીએ કહ્યું. "મહાસભાને આ મૂગાં ને અધભૂખ્યાં કરોડોને માટે શુદ્ધ ને નિર્ભેળ સ્વતન્ત્રતા જોઈએ છે." આમાં કશી માંડવાળ નહોતી, ગોળગોળ વાત નહોતી! "તેઓ સત્તાવાળા માણસની પેઠે બોલતા હતા;" ને તેમના શબ્દોમાં ભવિષ્યવાણીનો રણકાર હતો.

આ શનિવાર બપોરની વાત છે. ત્યારપછીના જે પાંચ દિવસ મને લંડનમાં રહેવાનું સદ્‌ભાગ્ય પ્રાપ્ત થયું તેમાં હું મહાત્માજીને ચાર જુદે જુદે પ્રસંગે મળ્યો. પહેલીવાર મળ્યો તે બીજે દિવસે એટલે કે રવિવારે સવારે. તે વેળા હું હોંશભેર વહેલો વહેલો કિંગ્સલી હૉલ—લંડનના પૂર્વ ભાગમાં આવેલું સેવાકેન્દ્ર,જ્યાં ગાંધીજીએ પોતાની લાક્ષણિક રીતે ઉતારો લીધો હતો—ત્યાં પહોંચી ગયો. ગાંધીજી એમની ઓરડી બહાર ખુલ્લી અગાસીમાં હતા. ઓરડી સાવ નાનકડી— પાંચ ફીટ પહોળી ને સાત કે આઠ ફીટ લાંબી—હતી. તેમાં પથ્થર જડેલા હતા, ને દીવાલો કશા જ શણગાર વિનાની હતી. તેમાં એક ટેબલ, એક ખુરસી, ને ભોંય પર ગાંધીજીને સૂવાની પાતળી ગાદી, એટલું જ રાચરચીલું હતું. મીરાંબહેન એ નાની ઓરડીની જે એકમાત્ર બારી હતી તે ધોતાં હતાં. મહાત્માજી ખુરસી પર બેઠા હતા, ને હૂંફાળા તડકામાં સૂર્યસ્નાન કરી રહ્યા

હતા. તેઓ એક મોટા હિંદી આગેવાનની સાથે વાત કરતા હતા. થોડી પળમાં એ વાતચીત પૂરી થઈ, એટલે હું જઈને મહાત્માજીની પાસે પડેલી ખુરસીમાં બેઠો. અમે ગોળમેજી પરિષદની વાત કરી—એ સફળ થશે ખરી? ના; એ સફળ થાય એમ માનવાનું ગાંધીજી પાસે કશું કારણ ન હતું. એમનું મન એમને કહેતું હતું કે એ નિષ્ફળ નીવડ્યા વિના રહેવાની નથી. તેઓ બહુ સરળતાથી કહે: "પણ ઈશ્વરે મને વિલાયત આવવાનું કહ્યું છે. ને એ કહેવા માટે એને પોતાનાં કંઈક કારણ હોવાં જોઈએ. એટલે મેં મારા મનનો વિચાર કોરે મૂક્યો છે; ને હું છેક છેવટ લગી વિશ્વાસ ને આશા રાખીશ." લંડનનાં કેટલાંક છાપાંમાં તેમના પર નિન્દાભર્યા આક્ષેપો થયા હતા તેની વાત મેં કાઢી, ને કહ્યું: "મને આશા છે એનાથી આપ બેચેન નહીં થતા હો." ગાંધીજી કહે: "ના, એથી હું બેચેન થતો નથી, પણ એથી મારા મનને ભયંકર દર્દ થાય છે. મેં અખબારનવીસો જોડે કેટલી છૂટથી ને દિલ ખોલીને પૂરેપૂરી વાતો કરી છે એનો વિચાર કરો. મેં એમને એકેએક વાત કહી છે. અને છતાં તેઓ આ નિન્દાઓ ને હડહડતાં જૂઠાણાં છાપે છે. આવી વસ્તુઓ બની શકે છે એનો વિચાર કરતાં મને આઘાત થાય છે. પણ," સહેજ સ્મિત કરીને કહેવા લાગ્યા: "હું એનાથી મારા મનને સંતાપ થવા દેતો નથી. આવાં લખાણોથી કશું નુકસાન થતું નથી. સત્યને હાનિ કોણ કરી શકે?" પછી મેં બીજે દિવસે આવનારા સોમવારની—એમના મૌનવારની—વાત કાઢી, ને પૂછ્યું: "આપ પરિષદમાં હાજરી આપશો?" તેમનું આહ્‌લાદક સ્મિત, જે હવે તો વધીને લગભગ મુક્ત હાસ્ય બન્યું હતું, તેની સાથે તેમણે કહ્યું: "હા. હું એકે શબ્દ નહીં બોલું. પણ મને સાંભળવાની કેવી તક મળશે એનો વિચાર કરો." અમે બીજા થોડાક વિષયોની વાતો કરી; ને પછી ઊઠતાં મેં એમનો વખત લેવા માટે ક્ષમા માગી; કેમકે બીજા માણસો રાહ જોતા બેઠા હતા. તેમણે મારો હાથ લીધો, ને કહ્યું: "તમે જ્યારે જ્યારે આવી શકો ત્યારે આવજો. તમારે કદાચ રાહ જોવી પડશે. પણ તમે લંડનમાં હો ત્યાં સુધી હું તમને મળવા માગું છું." એ શબ્દો કહેતી વખતે એમના મુખ પર જે સ્મિત હતું તેની સુન્દરતા મારા સ્મરણમાંથી કદી ભૂંસાય એમ નથી.

ત્યાર બાદ મેં ગાંધીજીને રવિવારે રાતે પ્રાર્થનામાં જોયા. પડોશનાં કેટલાંક સ્ત્રીપુરુષો એ પ્રાર્થનામાં ભાગ લેવા આવ્યાં હતાં. મહાત્માજી

ખુરસીમાં નહીં પણ ભોંય પર બેઠા હતા, તેમણે શાલ ઓઢેલી હતી, ને તેમના ઉઘાડા પગ પર ધાબળો નાખેલો હતો. તેઓ બેઠે બેઠે જ અમારી આગળ પ્રાર્થના વિષે બોલ્યા, ને પ્રાર્થના વિષેનો પોતાનો અનુભવ તેમણે કહી સંભળાવ્યો. તેમણે કહ્યું કે 'હું ઈશ્વરને માનું છું, ને તેથી જ પ્રાર્થના કરું છું.' પ્રાર્થનાથી એમને શો લાભ થયો છે તે તેમણે અમને કહ્યું. વળી કહ્યું: 'પ્રાર્થના વિના હું કશું ન કરી શકયો હોત.' આધ્યાત્મિક જીવનની આ અત્યંત ઊંડી સાધનાનો પોતાનો અનુભવ તેમની શાન્ત ઢબે અમારી આગળ વર્ણવતાં તેમનો અવાજ બહુ જ નરમ ને ધીમો થઈ ગયો. હું જે આગલી હારમાં બેઠો હતો તેની પાછળની હારોમાં ઘણાં માણસો તેમનું કહેવું સાંભળી શકર્યા હશે કે કેમ એ વિષે મને શંકા છે. મહાત્માજી પોતાના અંતરમાં વધારે ઊંડા ઊતરી પડતા દેખાયા. એમનું પ્રવચન આત્મા સાથેના અનુસંધાનની — અથવા આપણા કરતાં જે મોટી ઈશ્વરી શક્તિ છે તેની સાથે અમારી નજર આગળ કરેલા અનુસંધાનની—ક્રિયા થઈ પડી. પણ એવી ઘડીએ શબ્દોની જરૂર નહોતી! ગાંધીજીની હાજરી એ નાના ઓરડામાં જે એક પ્રકારનું વાતાવરણ ફેલાવતી હતી તેની મોહનીમાં અમે તરબોળ થઈ ગયા હતા. એ આત્મોન્નતિની ક્ષણ કદી ભૂલી શકાય એવી નથી.

તે પછી હું ગાંધીજીને બુધવાર સાંજ સુધી ન મળ્યો. તે સાંજે તેઓ વાળુ કરતા હતા તે વખતે હું તેમની ઓરડીમાં જઈને પાસે બેઠો. તેઓ ભોંય પર પાથરેલી ગાદી પર બેઠા હતા. બને એટલા તેમની નજીક રહેવાય એટલા માટે હું તેમની પાસે જ બેઠો. તેમના ડાબા હાથમાં બકરીના દૂધનો વાટકો હતો. ખોળામાં જસતની થાળી હતી — એવી થાળી કેદખાનામાં કેદીઓને વાપરતા મેં જોયા છે — ને તેમાં મૂઠીભર ખજૂર હતું. એ એમનો ખોરાક હતો. ગાંધીજીના મન્ત્રી શ્રી. પ્યારેલાલ અમારી પાસે બેઠા હતા, પણ તેમણે વાતચીતમાં ભાગ લીધો નહીં. ગોળમેજી પરિષદ, મેયર વૉકરની મુલાકાત માટેની વિનંતી, પાલેસ્ટાઈન ને ઝાયનીઝમ અને તેનો હિંદની પરિસ્થિતિ સાથેનો સંબન્ધ, મહાત્માજીની અમેરિકા આવવાની યોજના, વગેરે ઘણા વિષયોની વાતો અમે કરી. છેવટે મેં એમની વિદાય લીધી; કેમકે હું શુક્રવારે અહીં આવવા નીકળવાનો હતો, ને એમને ફરી મળી શકાશે એવી આશા મને ન હતી. તેમણે તરત જ વાટકો ને થાળી કોરે

મૂક્યાં, ને મારો હાથ તેમના બંને હાથમાં લીધો. તેમણે કહ્યું: "આપણે ફરી પાછા, અમેરિકામાં કે હિંદમાં, મળીશું. પણ આપણે કદી નહીં મળીએ તોયે આપણે હંમેશાં સાથે જ હઈશું."

બીજે દિવસે રાતે દેવદાસ ગાંધીએ મને ખોળી કાઢ્યો, ને મને કહ્યું કે તેમના પિતા મને મળવા માગે છે. મને આશ્ચર્ય થયું. મહાત્માજી ગોળમેજી પરિષદની બેઠકો જ્યાં ભરાતી હતી ત્યાં — સેંટ જેમ્સના મહેલમાં — હતા. હું ઉતાવળો દેવદાસની સાથે ત્યાં પહોંચ્યો. ગાંધીજી સમિતિઓ માટેના એક ઓરડામાં વાળુ કરતા હતા. તેઓ એક મોટા ગાદીવાળા પાટ પર બેઠા હતા. તેમણે મને બોલાવીને પોતાની પાસે બેસાડ્યો. અમેરિકાથી એક સંદેશો આવ્યો હતો, તેની ચર્ચા એમને મારી સાથે કરવી હતી. અમે અડધોએક કલાક વાતચીત કરી. તે દરમ્યાન ગાંધીજીની મંડળીના માણસો ઓરડામાં આવજા કરતા હતા. પછી એમ ખબર આવી કે નોકરો મહેલ બંધ કરવાને વાટ જોઈ રહ્યા છે, એટલે અમે સહુ ઊઠ્યા ને મોટરોમાં બેસવા નીકળ્યા. ગાંધીજીએ મને પૂછ્યું: "તમે મારી સાથે મોટરમાં કિંગ્સલી હૉલ આવશો ?" બેશક મેં નિમન્ત્રણ સ્વીકાર્યું, ને હું મોટરમાં એમની જોડે બેઠો. અમે પૂર્વ બાજુ શહેરના મજૂર લત્તા તરફ ચાલ્યા. અમારી મોટર ઘર આગળ પહોંચી ત્યાં અમે દરવાજો બાળકોના મોટા ટોળાએ રોકી લીધેલો જોયો. હિંદથી આવેલા આ વિચિત્ર માણસ વિષે પડોશનાં છોકરાછોકરીઓનું કુતૂહલ બહુ જાગૃત થયું હતું. સવારે તેઓ એમને મોટરમાં ચાલ્યા જતા જોવાને શેરીમાં ભેગાં થતાં, ને સાંજે પાછા આવતા જોવાને. આજે રાતે મોડું થઈ ગયું હતું, છતાં બાળકો ત્યાં ઊભાં જ હતાં. ગાંધીજી મોટરમાંથી ઊતર્યા એટલે એમણે કેવું બૂમરાણ મચાવી મૂક્યું ! ગાંધીજી ચાલ્યા, ને તેમણે હસતે મોઢે છોકરાં સામે નજર કરી. છોકરાંએ ફરી કિકિયારીઓ કરી, ને ગાંધીજીના હાથને અડકવા ને તેમની શાલને સ્પર્શ કરવા તેમની આસપાસ ઘેરાઈ વળ્યાં. મેં ઉતાવળે ગાંધીજીની વિદાય લીધી, ને તેઓ ઉપર પોતાની ઓરડીમાં ગયા. હું સાંકડી શેરીમાં થઇને ચાલ્યો ત્યાં બાળકોના અવાજનો રણકાર મારા કાનમાં વાગી રહ્યો હતો. એટલે મને ગૅલીલીના પેલા પુરુષની વાત યાદ આવી. તેમણે પણ કહ્યું હતું કે "નાનાં બાળકોને મારી પાસે આવવા દો. તેમને મનાઈ કરશો નહીં; કેમકે સ્વર્ગનું રાજ્ય એવાંનું જ બનેલું છે."

આ ગાંધીજી સાથેની મારી મુલાકાતની વાત થઈ. એ સાદી વાત છે; ને હું માનું છું એમાં મારા સિવાય બીજા કોઈને બહુ જ ઓછો રસ પડે એવો છે. પણ એમાં કેટલાંક તત્ત્વો એવાં છે જે મારા અંગત અનુભવની મર્યાદા કરતાં વિશાળ મહત્ત્વ ધરાવે છે. હું એક એવા પુરુષને મળ્યો છું જેઓ એક પુરુષ કરતાં વધારે છે — તેઓ એક મહાન ઐતિહાસિક વ્યક્તિ છે; ને આપણા પોતાના યુગ માટે તેમજ ભવિષ્યના સર્વ યુગો માટે તેઓ પરમ મહત્ત્વના છે. એમના ગુણો વિષે મારા મન પર કાયમની શી છાપ પડી? જગતના જે વિષમ પ્રસંગમાં એ ગુણો નિર્ણાયક વસ્તુરૂપે ભાગ ભજવી રહ્યા છે તે પ્રસંગ ને એ ગુણો વચ્ચેના સંબંધ વિષે મારા મનમાં શો ખ્યાલ બંધાયો?

સૌથી પહેલાં તો હું એટલું કહું કે વરસોનાં અભ્યાસ અને પૂછપરછ દ્વારા મેં ગાંધીજીને વિષે જે અપેક્ષા રાખી હતી તે એમણે સફળ કરી, એટલું જ નહીં પણ મેં ધારેલું એના કરતાં વધારે મને એમનામાં જોવા મળ્યું. તેમને મેં જેવા પુરુષ જોવાની ધારણા રાખી હતી તેવા જ તેઓ હતા. સૌથી તરત તો દેખાઈ આવતી હતી એ પુરુષની મોહકતા — એ મોહકતા તેમને મળનાર મિત્ર તેમજ શત્રુ સહુના પર પોતાનો પ્રભાવ પાડ્યા વિના રહેતી નથી. એ પુરુષની હાજરીના તેજમાં કોઈ માણસ આવે, તો એપ્રિલ માસના સૂરજમાં બરફ ઓગળે તેમ એ તેજમાં પોતે ઓગળી જતો હોય એવો અનુભવ એને થયા વિના રહે કે કેમ, એ વિષે મને શંકા છે. પણ બેશક મોહકતા એ ઉપર-ઉપરનો ગુણ નથી. તે આત્મામાં ઊંડા ઊતરે છે. સુવાસ ને સૌંદર્યથી ભરેલું ફૂલ જેમ ધરતીમાતાના ઉદરમાંથી પોષણ ખેંચે છે એના જેવું એ ગુણનું છે. ગાંધીજીમાં બહારની મોહકતા છે, કેમકે તેમના અંતરમાં સૌમ્યતા, કોમળતા, ને મધુર કારુણ્યના અખૂટ ભંડાર ભરેલા છે. આ પુરુષ પ્રેમભાવથી પ્રેરાયેલા છે. એ પ્રેમ આખા વિશ્વને પહોંચે છે, ને અલ્પમાં અલ્પ પ્રત્યેક પ્રાણીને પોતાના ભુજપાશમાં ઘેરી લે છે. તેમનો વિવેક અત્યંત મધુર છે, કેમકે તેમના હૃદયમાં પ્રેમ તરત જ ઊભરાઈ આવે છે. 'પોતાનાં સર્વ ભાંડુઓની સાથે શાન્તિથી રહેનાર આત્માની તેઓ જીવતીજાગતી મૂર્તિ છે.

બેશક આ બધું તો તેમનામાં જોવાની ધારણા મેં રાખેલી. ગાંધીજીના હૃદયમાંથી ઉદ્ભવતી ગાંધીજીના વ્યક્તિત્વની મોહકતા એ તો એ પુરુષને વિષે

લખાયેલા એકેએક હેવાલમાં વર્ણવાયેલી જોવામાં આવે છે. પણ એમનામાં બીજા પણ ગુણો છે તે એટલા દેખાઈ આવતા નથી. એમના ચારિત્ર ને પ્રભાવના અંશરૂપે એ ગુણો જોવાની મેં આશા નહોતી રાખી, એટલે એ જોઈને મને આશ્ચર્ય થયું.

એ ગુણોમાં સહુથી પહેલો તો હું ગણાવું એમના શરીરની અસાધારણ સહનશક્તિ. તેઓ તપસ્વી હોવાથી તેમનું શરીર કૃશ છે ખરું, છતાં તેમનામાં ટક્કર ઝીલવાની ને સહન કરવાની અજબ શક્તિ છે. હિંદુસ્તાનની ગરમીમાંથી તરતમાં જ આવેલા, ને વસ્ત્રોના નહીંજેવા રક્ષણવાળા, એમના શરીરને ઇંગ્લંડની વરસાદવાળી આબોહવાના ઠંડા સપાટા બહુ આકરા લાગશે એવી બીક મને હતી. પણ ગાંધીજીને હવાની માઠી અસર જરા પણ થતી ન લાગી; ને તેઓ એકલા જ એવા હતા જેમને જરા પણ ફિકર થતી નહોતી. બીજો ગુણ તે કલાકોના કલાકોનો અવિશ્રાન્ત પરિશ્રમ સહેવાની તેમની શક્તિ. સવારે ચાર વાગે તેઓ એકાન્તમાં પ્રાતઃકાળની પ્રાર્થના કરવા ઊઠે છે. પછી શાન્ત શેરીઓમાં થઈને ઝપાટાભેર ચાલતા ફરવા જાય છે. તે પછી સવારનો નાસ્તો, મન્ત્રીઓ સાથેની વાતો, ને મુલાકાતો ચાલે છે. દસ વાગે તેઓ ગોળમેજી પરિષદમાં જાય છે; ત્યાં તેઓ દિવસ આખો મુલાકાતો ને ચર્ચાઓમાં રોકાયેલા હોય છે. સાંજે સાત વાગે તેઓ પોતાના કુટુંબીઓ ને મિત્રો સાથે સાયંપ્રાર્થના કરે છે. પછી મુલાકાતો ને સભાસમિતિઓ ચાલે છે, તે ઘણીવાર મોડી રાત સુધી પહોંચે છે. આ બધાની વચ્ચે વચ્ચે કાગળો લખવાનું, કાંતવાનું, ને તે ઉપરાંત બીજી નિયમિત પ્રવૃત્તિઓ ચાલે છે. આ પ્રમાણે રોજના ઓગણીસથી વીસ કલાકના કામનો ક્રમ પૂરો કરીને ગાંધીજી જીવતા કેવી રીતે રહી શકે છે? તેમની સવારસાંજની પ્રાર્થનાને બળે? એમનો કડક આહાર, જે એમના શરીરને ટકાવી રાખે છે પણ એમના મનને હાનિ કરતો નથી, તેને લીધે? આ પ્રશ્નોના જવાબ તમારે જે રીતે આપવા હોય તે રીતે આપો, પણ હકીકત એ છે કે મહાત્માજીમાં શારીરિક શક્તિ અદ્‌ભુત છે. એક છાપાના ખબરપત્રીએ થોડા વખત પર લખ્યું છે કે તેમના ચહેરા પર શ્રમનાં ચિહ્નો દેખાય છે. હું એ ખરું માનતો નથી! જે શ્રમથી આપણે ઘણા ઢગલો થઈને પડીએ છીએ તે શ્રમ ને થાકમાંથી ગાંધીજીએ ક્યારની મુક્તિ મેળવી છે.

એમનો બીજો ગુણ હું ગણાવું તે તેમની માનસિક શક્તિ. મેં અનેક વેળા જાહેરમાં કહ્યું છે કે આ મહાન હિંદી બુદ્ધિના ક્ષેત્રમાં અસાધારણ નથી. આત્માના પાવિત્ર્યની સાથે બુદ્ધિબળનો સંયોગ કલ્પવાની જે મુશ્કેલી પરાપૂર્વથી ચાલી આવે છે તેને લીધે હું માનું છું કે મને આવો ખ્યાલ બાંધવાની લાલચ થઈ હશે. વળી જે જાતની સાહિત્યની પ્રતિભા, દાખલા તરીકે ટૉલસ્ટૉયમાં અસાધારણ પ્રમાણમાં હતી, તેનો ગાંધીજીમાં અભાવ જોઈને પણ મેં અવળો ખ્યાલ બાંધ્યો હશે. પણ હવે હું જાણું છું કે ટૉલસ્ટૉયની પેઠે ગાંધીજીમાં પણ અસાધારણ બુદ્ધિ છે; જોકે એ સર્જનાત્મક કલ્પનાની મોટી મોટી કૃતિઓમાં ભલે પ્રગટ થતી નથી. વસ્તુતઃ મનની સ્પષ્ટતા, વિચારની ચોકસાઈ, અને કોઈ પણ પ્રશ્નને લગતી હકીકતો પર ઝડપથી ને પૂરેપૂરો કાબુ મેળવી લેવાની શક્તિ, એ ગુણો મેં જેવા ગાંધીજીમાં જોયા છે તેવા મારા જોવામાં ભાગ્યે જ આવ્યા છે. હિંદ અને ઇંગ્લંડ વિષેનું, તેમજ સર્વશ્રેષ્ઠ મહત્ત્વના બીજા ઘણા વિષયોનું, જ્ઞાન એમની પાસે ભરપૂર છે. પોતાના વિચારો રજૂ કરવામાં તેમજ પોતાની નીતિ ઘડવામાં તેઓ એ જ્ઞાનનો જે ઉપયોગ કરે છે તે, એમની સાથે જેમને હરીફાઈ કરવાની હોય તેમને થકવે એવો છે. આમની સભામાં તેમણે મજૂર પક્ષના સભ્યો આગળ ભાષણ આપ્યું. ભાષણ પછી બે કલાક લગી આ મિત્રભાવવાળા પણ જિજ્ઞાસુ શ્રોતાઓએ તેમના પર નિર્દયપણે પ્રશ્નોનો મારો ચલાવ્યો. કોઈ સાબરની પાછળ શિકારી કૂતરા પડ્યા હોય એના જેવો દેખાવ હતો. પણ એક પણ વખત ગાંધીજીની જીભ અચકાઈ નહીં; પછી તેઓ નિરુત્તર થવાની તો વાત જ શી? તેઓ એ સહુને પહોંચી વળ્યા. અને છેવટે આ બુદ્ધિબળની લડાઈમાં તેમનો વિજય થયેલો એનો ઉદારભાવે સ્વીકાર કરીને એ વિચક્ષણ અંગ્રેજોએ એવા હર્ષનાદ કર્યા કે એના પડઘા ચોમેર ફેલાયા. એટલે, મિત્રો, તમે ભરમાશો નહીં! મહાત્માજી આધ્યાત્મિક દૃષ્ટિએ જેટલા પ્રભુપરાયણ છે તેટલા જ તેઓ બુદ્ધિબળમાં સમર્થ છે. હિંદુસ્તાનના તેમના નેતૃત્વમાં તેઓ આજે કોઈ પણ માણસની જોડે હરીફાઈ કરી શકે એવા છે.

તે પછી એમનો એક ગુણ જોઇને મને તે વેળા આશ્ચર્ય થયેલું, ને હજુ પણ આશ્ચર્ય થાય છે. એ ગુણ વર્ણવવો મને મુશ્કેલ લાગે છે. ગાંધીજીના સ્વભાવમાં જે અમુક કડકાઈ, અમુક અડગતા, છે તેની હું વાત કરું છું.

આપણે એને કઠોરતા કહેત— પણ મહાત્માજીના આત્મામાં જે સૌમ્યતા વાસ કરે છે તેની સાથે કઠોરતાનો તો કદી મેળ ખાય એવો નથી. મારા મનમાં જે વસ્તુ છે તે તો છે વિચારની સરળતા, શ્રદ્ધાની કડકાઈ, કરવા ધારેલા કામને વિષે લગભગ ઝનૂનમાં ગણાય એવી એકનિષ્ઠા, જેને લીધે—જેમ સુકાન વહાણને નિયત કરેલે માર્ગે ટકાવી રાખે છે એ રીતે— તેઓ ટકી રહે છે. એમનો આ ગુણ એમણે લંડનમાં, જાહેર સ્વાગતના જવાબમાં, આપેલા પહેલા ભાષણમાં જ મેં જોઈ લીધો. એ ભાષણ શાન્ત અવાજે આપેલું છતાં એના જેવું આખાબોલું ભાષણ મારી જિંદગીમાં મેં બીજું સાંભળ્યું નથી. એ જ ગુણ ગોળમેજી પરિષદમાં આપેલા એમના પહેલા ભાષણમાં પણ દેખાઈ આવતો હતો. એ ભાષણમાં એમણે રાજાના એ અમલદારોને કહ્યું: "એક સમય એવો હતો જ્યારે હું પોતે બ્રિટિશ રૈયત હોવામાં અને કહેવડાવવામાં અભિમાન લેતો. ઘણાં વરસથી મેં પોતાને બ્રિટિશ રૈયત કહેવડાવવાનું બંધ કર્યું છે. રૈયત કહેવડાવવા કરતાં બળવાખોર કહેવડાવવું હું બહુ વધારે પસંદ કરું." એ પરિષદમાં આપેલા એમના બીજા ભાષણમાં પણ એ ગુણનું સ્વસ્થ, શાન્ત પ્રદર્શન થયું. એ વખતે તેમણે ટેબલની આસપાસ નજર નાખી, ને હળવે અવાજે કહ્યું: "અમે જેના પ્રતિનિધિઓ હોવા જોઈએ તે હિંદી પ્રજાના નીમેલા નથી પણ સરકારના નીમેલા છીએ." એમનો એ ગુણ સૌથી વધારે તો લૅંકેશાયરની તેમની, નાટકના એકાદ અંક જેવી, મુલાકાતમાં જણાઈ આવ્યો. લૅંકેશાયરનાં ભૂખ્યાં ને દુ:ખી સ્ત્રીપુરુષોને જોઈ તેમના મનને દુ:ખ થયું. છતાં તેમણે એ લોકોને કહ્યું કે "તમારે ત્યાં ત્રીસ લાખ બેકારો છે, પણ અમારે ત્યાં તો લગભગ ત્રીસ કરોડ માણસો છ મહિના બેકાર રહે છે.... હું તમારું ભલું ઇચ્છું છું, પણ હિંદુસ્તાનનાં કરોડો કંગાલોની કબર પર આબાદ થવાનો વિચાર તમે નહીં કરતા." ગાંધીજીમાં ગજવેલ ભરેલું છે. તેઓ કદાચ નમશે— સુલેહની શરતો વિષે વાતો કરવા તેઓ ઘણીવાર નમ્યા પણ છે— પણ તેઓ કદી ભાંગશે નહીં. એમના આત્માની તલવાર એ વાળ્યું વળે એવું હથિયાર છે; પણ તે નિર્દયપણે ઘા કરીને છેક સત્યના મર્મસ્થાન સુધી પહોંચે છે. એમાં પણ ગાંધીજી ઇસુના જેવા છે— તેઓ નમ્ર છે એમાં શંકા નથી, પણ 'ભીષણ નમ્ર' છે.

છેવટે હું તમને ગાંધીજીની વિનોદવૃત્તિ, તેમનાં ટોળટપ્પાં, ને આનંદ

ભોગવવાની તેમની શક્તિની વાત કરું. તેમના જેટલું જલદી ને ખડખડાટ હસનાર કોઈ મહાપુરુષ મેં જોયો નથી. સહેજ પણ નિમિત્ત મળતાંવેંત નાના બાળકના આનંદની પેઠે તેમનો આનંદ ઊભરાઈ જાય છે. તેને લીધે જ તેમના સ્મિતમાં આટલું બધું સામર્થ્ય રહેલું છે. એ સ્મિત એકાએક ને અણધાર્યું નથી આવતું, પણ હૂંફ ને તેમના વાતાવરણની પેઠે કાયમ હાજર જ હોય છે. મને એમનો આ આનંદ જોઇને પહેલાં તો મૂંઝવણ થયેલી. મને થયું, "આ માણસને માથે એમના દેશનો આટલો બધો બોજો છે. સામ્રાજ્યના ઇતિહાસનો સૌથી મોટો વિષમ પ્રસંગ આ ક્ષણે એમની સામે પડેલો છે. આખી દુનિયામાં કરોડો માણસો એમનો એકેએક બોલ ને એમનું એકેએક કામ આતુરતાથી સાંભળી ને નિહાળી રહ્યાં છે. છતાં તેઓ કંઈક રમૂજી વાત કે કંઈક બેહૂદા બનાવનું વર્ણન સાંભળતાં આટલા બધા ગેલમાં કેમ આવી શકતા હશે?" આટલા બધા મહત્ત્વના બનાવો બની રહેલા એવે વખતે તેઓ આટલા ઉમળકાથી હસી શકતા હતા, એ વસ્તુ કળી શકાતી નહોતી. છતાં મેં એનો વિચાર કરી જોયો તો મને સમજ પડતી લાગી. એમનો આનન્દ એ એક પ્રકારનું દ્વાર છે, ને તે સીધું ગાંધીજીના આત્માનાં ગૂઢ સ્થાનોમાં ઊઘડે છે. આ પુરુષ, જે મહાત્મા છે, તેઓ શા સારુ ન હસે?

આમ ગાંધીજી સંસારી જીવનની હજારો ફિકરોમાંથી મુક્ત છે. બીજા માણસો જે ચિન્તાઓના બોજાથી દબાઈ જાય છે તે ચિન્તાઓ તેમને વળગેલી નથી. તેમને હવે પછીના ટંકે શું ખાવું તેનો વિચાર કરવો પડતો નથી. તેમની પાસે કપડાં નથી કે શણગાર નથી કે જેની પળોજણ તેમને કરવી પડે. તેઓ કંઈ પૈસા રાખતા નથી, ને તેથી તેમને પૈસા ખોવાપણું નથી. તેમની પાસે પોતાની માલિકીની માલમતા નથી, ને તેથી કોઈ તેમને લૂંટી શકે એમ નથી. બીજા શબ્દમાં કહીએ તો, પૃથ્વીની નશ્વર વસ્તુઓના સંગ્રહને જે ચિન્તાઓ વળગેલી હોય છે તેમાંથી તેઓ છૂટી ગયેલા છે. "જ્યાં જીવડાં ને કાટ ચીજોને બગાડે છે ને જ્યાં ચોર ખાતર પાડીને ચોરી કરે છે તેવી પૃથ્વી પર તેમણે સંપત્તિ ભેગી કરી નથી;" તેમની સંપત્તિ તો "સ્વર્ગમાં ભેગી કરેલી છે, જ્યાં જીવડાં ને કાટ ચીજોને બગાડતાં નથી ને જ્યાં ચોર ખાતર પાડી ચોરી કરતા નથી." તેમનું મન સ્વસ્થ છે કેમકે તેમનું હૃદય મુક્ત છે.

પણ એથી અધિક મહત્ત્વની વસ્તુ એ છે કે મહાત્માજી ઈશ્વર પર

શ્રદ્ધા રાખનાર પુરુષ છે. આપણને જડવાદી વિચારવાળા પશ્ચિમવાસીઓને કદાચ વિચિત્ર ભાસે, પણ ગાંધીજી ખરેખાત માને છે કે તેમને તેમની પ્રાર્થનામાં ઈશ્વર મળે છે; ને તેઓ પોતાનાં કામ તેને હાજરાહજૂર માનીને કરે છે. તેમના મનની દૃઢ પ્રતીતિ છે કે જે લોકો ઈશ્વરને ખોળે છે તેને ઈશ્વરી ઈચ્છાનું સ્પષ્ટ દર્શન થાય છે; અને જેઓ ઈશ્વરને ચાહતા હોય તેમણે એની ઈચ્છા અનુસાર ચાલવું જોઈએ. ઈશ્વરની ઈચ્છા અનુસાર વર્તવું એ ગાંધીજીની નજરમાં મોટી વાત છે. એનાં પરિણામ શાં આવશે એનો વિચાર તેઓ સંતોષ અને વિશ્વાસપૂર્વક એ રાજાધિરાજ પર છોડી દે છે. આ બાબતમાં ગાંધીજી તેમનાં હિંદુ શાસ્ત્રોને શ્રદ્ધાપૂર્વક અનુસરે છે. કેમકે ભગવદ્ ગીતામાં એમ કહેલું છે કે માણસોનો અધિકાર માત્ર કર્મ કરવાનો છે, ને એ કર્મનું ફળ આપવાનું ઈશ્વરના હાથમાં છે. એટલે ગાંધીજી કદી ચિન્તા કરતા નથી, પણ માત્ર શ્રદ્ધા રાખે છે. તેમને અનંતકાળ પર વિશ્વાસ હોવાથી તેઓ વર્તમાનકાળમાં સુખે રહી શકે છે.

આ વસ્તુ આપણને ગાંધીજીના સામર્થ્યની નજરોનજર ઝાંખી કરાવે છે. લંડનમાં ફ્રેંડ્ઝ મીટિંગ હાઉસની સ્વાગતની સભામાં મિ. લૉરેન્સ હાઉસમૅને કહેલું: "આપના દેશમાં પણ આપ ઘણાને અજાણ્યા છો. આપ એવા સત્યનિષ્ઠ છો કે અમે કેટલાક આપને જોઈને ગૂંચવાડામાં પડી જઈએ છીએ." ખરેખર આવા પુરુષને કરાય શું? તેઓ જો સામાન્ય માણસોની પેઠે આવે, તો તેમને પહોંચી વળવું સાવ સહેલું પડે. તેઓ હાથમાં તલવાર રાખતા હોય, તો એના કરતાં જબરી તલવાર એમને ભોંયભેગા કરી નાખે. એમની પાસે લશ્કર હોય, તો એથી જબરું લશ્કર એમને હરાવે. અત્યારની સ્થિતિમાં પણ મને કેટલીકવાર નવાઈ લાગતી કે બ્રિટન મહાત્માજીને ગિરફતાર કરી, લંડનના ટાવરના કેદખાનામાં નાખી, તેમના પર રાજદ્રોહનો મુકદ્દમો કેમ નહીં ચલાવતું હોય. પણ આ પુરુષ તો ઉઘાડે શરીરે ને નિર્ભયપણે આવે છે. તેમની પાસે હથિયારમાં માત્ર 'શ્રદ્ધાની ઢાલ' અને 'આત્માની તલવાર' જ છે. એવા માણસને હરાવી કેવી રીતે શકાય? વિશ્વનિયમરૂપી બખ્તર જેઓ પહેરે છે તેમને પરાસ્ત કેવી રીતે કરી શકાય? "ભગવાન કહે છે તેમ, આપબળે નહીં, શસ્ત્રબળે નહીં, પણ મારા આત્માના બળ વડે," તેઓ લડે છે. ગાંધીજી અમોઘ છે, અપ્રતિહત છે, ને તેમના વિરોધીઓ પર તેઓ ક્યારના જીત મેળવી ચૂક્યા છે.*

* ૧૯૩૧ માં લંડનમાં ગાંધીજીને મળીને અમેરિકા ગયા પછી આપેલું પ્રવચન.

## પરિશિષ્ટ ૨

# ગાંધીજીની ‘ઑફીસ’

### ( ૮૮ નાઇટ્સબ્રીજ, લંડન )

### ઍગેથા હૅરીસન

૧૯૩૧ ના સપ્ટેંબર સુધી બહુ જ ઓછા માણસોએ આ ઘર જોયું હશે કે તેના તરફ નજર નાખી હશે. તે એકાએક, એક રાતમાં, પ્રખ્યાત બની ગયું; કેમકે મહાત્મા ગાંધી ને તેમના સાથીઓએ બીજી ગોળમેજી પરિષદ દરમ્યાન અહીં પોતાની ‘ઑફીસ’ રાખી હતી. પરિષદના બીજા કેટલાયે સભ્યોએ મેફેરની જાણીતી હોટેલોમાં મોજશોખનાં સર્વ સાધનોવાળી જગાઓ લીધી હતી. પણ આ પુરુષે તો ઈસ્ટ એન્ડના લત્તામાં, જે ગરીબ લોકોને તેઓ સમજી શકતા હતા તેમની વચ્ચે, રહેવાનું પસંદ કરેલું; અને કિંગ્સલી હૉલનું નિમન્ત્રણ સ્વીકાર્યું હતું. પરિષદના બીજા સભ્યોને આથી બહુ જ અગવડ પડતી; કેમકે એ લત્તો પરિષદના સ્થળથી પાંચ છ માઇલ દૂર આવેલો છે. પરિષદને અંગેની વાતચીતો દિવસે તેમજ રાતે પણ ચાલતી હોય. તેથી ગાંધીજી કોઈ વધારે મધ્યવર્તી સ્થળે રહે એ જરૂરનું હતું. એટલે મિત્રોએ તેમને સમજાવ્યા; ને તેમણે સેંટ જેમ્સના મહેલથી કંઈક વધારે નજીક —નં. ૮૮ નાઇટ્સબ્રીજમાં — દિવસના કામકાજ માટે ઑફીસ રાખવાનું કબૂલ કર્યું.

આ ગોઠવણથી ગાંધીજીને કદી પણ ખરેખરો આનન્દ થયો હશે એમ હું નથી માનતી. એમાં સગવડ હતી એ તેઓ કબૂલ કરતા. પણ એને અંગે ખરચ થતું તેની વિમાસણ તેઓ આખો વખત કર્યા કરતા. નાઇટ્સબ્રીજમાં રહેવું હોય તેની કિંમત તો આપવી જ પડે. ગાંધીજીને મન તો એ કિંમત એટલે હિંદની ભૂખે મરતી પ્રજાનો ખોરાક એવો અર્થ હતો. ચાર્લી ઍન્ડ્રુઝ અને ગાંધીજી એ બે પરમ મિત્રોને આ દિવસોમાં મતભેદ થતો એક માત્ર આ ઘરની બાબતમાં. મિ. ઍન્ડ્રુઝને લાગતું — ને લાગે એ સ્વાભાવિક હતું — કે ગાંધીજીને જે અતિ મહત્ત્વનું કામ કરવાનું હતું તેને માટે તેમની શક્તિ ને તેમનો સમય બચાવવા ગમે તેટલું ખરચ કરવું પડે તોયે તે કરતાં આનાકાની

ન કરવી જોઈએ. ગાંધીજી પૈસાની ચિન્તા કર્યાં કરતા. રાતે થોડા જ કલાકની ઊંઘ મળે; તેને માટે તેઓ મોડી રાતે પણ આગ્રહપૂર્વક કિંગ્સલી હૉલ જતા. પણ બીજે વખતે, પરિષદની બેઠક ન ચાલતી હોય ત્યારે, તેઓ નં. ૮૮ નાઇટ્સબ્રીજમાં સમય ગાળતા.

થોડા જ વખતમાં એ ઘર ચિકાર ભરાઈ ગયું. ઍંડ્રુઝને ભાગે એક કાતરિયું આવ્યું હતું. તેઓ ગાંધીજીને મદદ કરવામાં પોતાનાં બધાં જ સમય અને શક્તિ આપતા. ક્યારેક થોડીક મિનિટો ફુરસદની મળે ત્યારે એમની પોતાની એક ચોપડી 'વૉટ આઈ ઓ ટુ ક્રાઇસ્ટ' (ઇસુનો હું કેટલો ઋણી છું) લખાતી હતી તેનું કામ કરતા. એ અતિશય ધાંધલના દિવસોમાં એ પુસ્તકનાં કેટલાંક પ્રકરણો એમણે મને ફરીફરી અનેકવાર લખાવેલાં. એ લખાણ લઈ ને કાતરિયામાં જાય, ને ત્યાં બેસીને વાંચે ને સુધારે. ગાંધીજીની વિલાયતની મુલાકાત અનેક રીતે ઉપયોગી નીવડે એને માટે તેઓ રાતદિવસ જહેમત ઉઠાવતા.

બીજાં હતાં મીસીસ ચીસમૅન. તેમણે ગાંધીજીને દક્ષિણ આફ્રિકાના દિવસોમાં મદદ કરેલી. અહીં પણ તે પોતાનું બધું કામકાજ છોડીને શૉર્ટહૅન્ડ ટાઇપિસ્ટનું કામ કરી એ રીતે ગાંધીજીને મદદ કરવા આવ્યાં હતાં. મીસીસ ચીસમૅન હેનરી પોલાકનાં બહેન થાય. પોલાકે દક્ષિણ આફ્રિકામાં ગાંધીજીને ઘણો સાથ આપેલો, ને જેલ પણ ગયેલા. શ્રીમતી પોલાકનું ગાંધીજી વિષેનું પુસ્તક ('ગાંધીજીના જીવનપ્રસંગ') દક્ષિણ આફ્રિકાના એ ઐતિહાસિક દિવસોનો સુન્દર ચિતાર આપે છે, ને બહોળા પ્રમાણમાં વંચાતું ઘટે છે. લાહોરવાળા ડૉ. એસ. કે. દત્ત અને એમનાં પત્નીએ અહીં રહેઠાણ કર્યું હતું; અને શ્રીમતી દત્તે અમારા કુટુંબમાં ગૃહિણીનું સ્થાન લીધું હતું. બર્મિંગહામની વુડબ્રૂક વસાહતવાળા હૉરેસ ઍલેક્ઝાંડર અમારા એક બીજા સરસ સાથી હતા. તેમણે આગળ પડ્યા વિના પણ જે ઉપયોગી કામ કરેલું તેની ખબર તો એ ઘરમાં રહેનારાં સિવાય બીજાંને કદી નહીં પડે. આ ઉપરાંત બીજાં અનેક માણસોની અવરજવર ચાલુ હતી.

અમારા એ પરિવારનું વર્ણન આપવું લગભગ અશક્ય છે. એ નાટકનાં મુખ્ય પાત્રોમાંથી કેટલાંકને વિષે થોડું થોડું કહેવું એ કદાચ સારામાં સારો રસ્તો હોય. એમાં સૌથી પહેલા તો આવે છે મહાત્માજી પોતે.

આ પુરુષનું સટીક મૂલ્યાંકન આપવું મને પોતાને તો મુશ્કેલ લાગે છે. કેમકે આ અટપટી દુનિયામાં જ્યારે આપણને સંપૂર્ણ સત્યનિષ્ઠા ને ચિત્તની સરળતાનું દર્શન થાય ત્યારે આપણી સમક્ષ કોઈ એવી વસ્તુ આવી પડે છે જેની સામે ટીકાનું મોં જ સિવાઈ જાય છે. તેઓ સરકારોનું કામ કેટલું મુશ્કેલ કરી મૂકે છે એ હું સમજી શકું છું; કેમકે ખરેખરી સત્યનિષ્ઠા ને સરળતા જોઈને એ લોકો મૂંઝાઈ જતા હશે. એટલે મને ઘણીવાર થાય છે કે સામા પક્ષની આ મુશ્કેલી સમજીને ગાંધીજી જરા છૂટછાટ મૂકતા હોય તો સારું. તેમની સાથે કામ કરવું અતિશય આકરું છે. પણ તેમનામાં માનવતા પૂરેપૂરી છે, ને આપણને તેમને વિષે બહુ પ્રેમ ઊપજે છે. આટલી બધી ધમાલમાં તેઓ કામ કરી શકે છે એ જોઈને છક થઈ જવાય છે. તેઓ એકલા જવલ્લે જ હોય છે. એમને એકલા જોવાનો એક જ પ્રસંગ મને મળ્યો હતો. ગોળમેજી પરિષદના છેવટના ભાગમાં તેની જે પ્રસિદ્ધ બેઠક થઈ તેમાં વડા પ્રધાને સરકારની નીતિ જાહેર કરી હતી; અને ગાંધીજીએ એનો જે ગંભીર જવાબ આપ્યો તેમાં ભાવિ ઘટનાઓની આગાહી કરી હતી. તે પછી તેઓ તરત જ નં. ૮૮ પર આવ્યા, ને ચૂપચાપ રેંટિયો પાસે કાંતવા બેઠા. હું એમને ઓરડાને સામે ખૂણેથી નિહાળી રહી હતી. મને થયું કે આખી પૃથ્વીનો બોજો પોતાના નિર્બળ ખભા પર ઊંચકનાર પેલા ઍટલાસની જે દંતકથા છે એના જેવી એમની પણ સ્થિતિ છે.

ગાંધીજી બંધ બારણે કામ કરવામાં માનતા નથી. અતિશય મહત્ત્વની વાતચીતો ચાલતી હોય ત્યારે પણ આસપાસ જાતજાતનાં સ્ત્રીપુરુષો બેઠાં બેઠાં સાંભળતાં હોય. તારો ને કાગળો આમતેમ પડ્યા હોય—ગાંધીજી માણસો પર પૂરેપૂરો વિશ્વાસ રાખે છે. હિંદ જવા નીકળવાનો વખત થયો તે વેળા, છેલ્લી ઘડીએ, ગાંધીજી મને પૂછવા લાગ્યા : "તમે આપણા બે દેશ વચ્ચે પરસ્પર સમજ વધારવાનું, અશક્ય લાગતું, કામ હાથમાં લેશો ?" આ વાત શરૂ થઈ ત્યારે ગાંધીજી, હૉરેસ ઍલેક્ઝાંડર અને હું ત્રણ જ જણ હતાં. પણ થોડી જ વારમાં ઠીકઠીક મંડળી જામી. એ બધાંની હાજરીમાં જ મારા કામ માટે પૈસાની ને બીજી ગોઠવણો થઈ; અને હું કેવી રીતે રહું છું ને મને કેટલું ખરચ આય છે એને વિષે સહુના દેખતાં જ ગાંધીજીએ મને વીગતવાર સવાલો પૂછ્યા, ને મેં જવાબો આપ્યા.

તેમના ઉપવાસ વખતે મને લાગ્યું કે મારા કામ વિષે મારે એમની સલાહ લેવી જોઈએ. એટલે મેં એમને તાર કર્યો. થોડા જ કલાકમાં યરવડા જેલમાંથી એમનો જવાબ આવ્યો: "તમારી મુશ્કેલી સમજું છું. ભગવાન તમને રસ્તો બતાવશે."

પછી આવે છે ગાંધીજીના મન્ત્રી મહાદેવ દેસાઈ. દુનિયા એમને વિષે જાણે એ જરૂરનું છે; કેમકે હિંદની પરિસ્થિતિમાં એમનું સ્થાન ઘણું જ મહત્ત્વનું છે, ને તેઓ ગાંધીજીના જમણા હાથ છે. અત્યારે તેઓ ગાંધીજી સાથે યરવડા જેલમાં છે. એકવાર મેં મહાદેવને પૂછ્યું: "તમે રાષ્ટ્રીય હિલચાલમાં કેવી રીતે આવ્યા?" તો કહે: "ઘણાં વરસ પર ગોખલે દક્ષિણ આફ્રિકા જઈને આવ્યા ત્યારે મેં એમનું ભાષણ સાંભળેલું. તેમાં એમણે ગાંધીજી વિષે ઘણી વાતો કહેલી. ગાંધીજીની શક્તિ વિષે એમણે એક વાક્ય કહ્યું તે મારા હૃદયમાં સોંસરું ઊતરી ગયું. તેમણે કહેલું: આ પુરુષ માટીના માનવીમાંથી વીર પેદા કરે છે." આવી શક્તિ ધરાવનાર પુરુષ વિષે વધારે જાણવાનો મહાદેવે નિશ્ચય કર્યો; તેનું પરિણામ એ આવ્યું છે કે ગાંધીજી આજે જે મુખ્ય માણસો પર આધાર રાખે છે તેમાંના મહાદેવ એક છે.

મહાદેવે, હિંદ જવા ઊપડતા પહેલાં, એમના નાનકડા દીકરાને માટે કંઈક ભેટ ખરીદવા માટે મારી મદદ માગી. સાબરમતી આશ્રમમાં લેવાયેલી પિતાપુત્રની એક છબિ પણ બતાવી. પાંચેક વરસનો એ વહાલો લાગે એવો મરદ હતો; ને કેટલાંક બાળકોમાં હોય છે એવી એની સોંસરી નજર જોનારને મૂંઝવે એવી હતી. નં. ૮૮ની પાસે હેરડ્ઝ સ્ટોર છે, તે બાળકોનાં રમકડાં માટે પ્રખ્યાત છે. ત્યાં અમે ગયાં. ત્યાંની ઘણી ચીજો જોઈ મહાદેવને રમૂજ પડી, પણ જે ઠાઠથી રમકડાંનું પ્રદર્શન કરેલું હતું તે જોઈ એમને દુઃખ થયું. હું જાણતી હતી કે એક ધનિક મિત્રે એમને અમુક રકમ આપેલી, ને કહેલું કે "આનું બાબલાને માટે કંઈક રમકડું લેજો." મહાદેવ કહે: "બીજાં બાળકોને પૂરતું ખાવાનું નથી મળતું ત્યાં હું બાબલાને માટે આવું રમકડું કેમ લઈ શકું?" આ વાક્ય કહેતી વખતે એમની મુખમુદ્રા પર જે ભાવ હતો તે હું કદી ભૂલી શકવાની નથી. હું તરત જ એમને વૂલવર્થની દુકાને લઈ ગઈ. ત્યાં અમે બાબલાને માટે છ પેનીની રંગની પેટી ને ચિત્રો દોરવા માટે એક ચોપડી લીધી. મને થાય છે, એને એ પેટી મહાદેવના જેલમાં જતા પહેલાં

મળી હશે ખરી? પૈસાના વહીવટનું કામ મહાદેવના હાથમાં હતું. મેં જે જે સંસ્થાઓમાં કામ કર્યું છે તેમાંની કોઈમાં મેં પૈસા વિષે આના કરતાં વધારે સૂક્ષ્મ કાળજી રખાતી જોઈ નથી.

પછી આવે છે દેવદાસ ગાંધી. તેમની ને પિતાની મુખાકૃતિમાં સામ્ય બહુ ઓછું છે. માત્ર પિતાનું તેજસ્વી હાસ્ય એમનામાં આવ્યું છે ખરું. એમનામાં માણસોનાં ચિત્ત હરી લેવાની શક્તિ છે. અહીં એમણે લોકો પર ભારે છાપ પાડેલી. કેમકે એ બધાની સાથે ભળે ને મિત્રતાથી વાતો કરે; ને છતાં રાજકાજમાં પણ એમની બુદ્ધિ ઊંડી ઊતરી શકે છે. બીજાઓની સાથે એ પરિષદમાં હાજરી આપતા, ને ઉપરાંત બીજાં અનેક જાતનાં કામ કરતા. આ મંડળના ગયા પછી થોડે વખતે હું નં. ૮૮ પાસેના એક દુગ્ધાલયમાં જઈ ચડી. ત્યાં લોકોએ પ્રેમપૂર્વક દેવદાસની ખબર પૂછી, ને એ જેલમાં છે એમ જાણીને અફસોસ કરવા લાગ્યા.

બીજા જે એક સાથીને ગાંધીજી જોડે લાવેલા તે પ્યારેલાલ. એ સ્વભાવે સૌમ્ય ને ચતુર છે; પુસ્તકો ને સંગીતના શોખીન છે; ને સ્વપ્નદ્રષ્ટા છે. એમણે પણ ગાંધીજી પાસે રહેવાને ખાતર કારકિર્દીનો ભોગ આપ્યો છે ને જીવન અર્પણ કર્યું છે. પ્યારેલાલે ને મેં સાથે ઘણું કામ કર્યું, એટલે એકબીજાના નિકટ પરિચયમાં આવ્યાં. ગાંધીજીના અનુયાયી થવું એટલે કેટલું કડક નિયમપાલન કરવું પડે છે, એ મેં એમની પાસેથી જાણ્યું. એકવાર ગાંધીજીએ એક કાગળ માગ્યો, તે જડતો નહોતો. રોજ ઢગલાબંધ કાગળોનો વરસાદ વરસતો હોય ને એને પહોંચી વળનાર માણસો બહુ ઓછા હોય, ત્યાં એકાદ કાગળ ખોવાઈ જાય એમાં નવાઈ નહોતી. ઘણા કલાકની શોધ પછી મેં કહ્યું: "હવે જવા દોને આ શોધ." પ્યારેલાલ કહે: "એ તો શોધી કાઢ્યે જ છૂટકો. 'નથી જડતો' એવો જવાબ બાપુને આપી જ ન શકાય." અને ખરેખર, બે દિવસની શોધ પછી, કાગળ જડ્યો! અમને કામમાંથી જરાક રાહત મળે ત્યારે પ્યારેલાલ મને હિંદુસ્તાનની — તેમના કુટુંબ અને મિત્રોની, મહાસભાની લડતમાં જોડાયેલાં તેમનાં વયોવૃદ્ધ માતાની, ને ડાક્ટરી શિક્ષણ લઈ રહેલી તેમની બહેનની — વાતો કરે. પાછળથી મેં એમનાં માતા જેલમાં ગયાની ખબર વાંચી. એમની બહેનનો એક કાગળ મારા પર આવેલો; તેમાં લોકોના જીવન પર ઑર્ડીનન્સોની શી અસર થઈ છે તેનું વર્ણન કરેલું, ને લખેલું: "થોડા

વખતમાં અમારા વિચાર પણ ઑર્ડીનન્સ તળે આવશે." એ વાક્ય મને ફરી ફરી યાદ આવે છે, ને હું તે ભૂલી શકતી નથી.

તે પછી બીજા એક ભાઈ બરનાર્ડ અલુવિહારી હતા. એ ભાઈ તો આ દેશમાં પહેલાં રહેલા; ઑક્સફર્ડમાં અભ્યાસ કરતા હતા, ને અહીં એમને ઘણા મિત્રો છે. નં. ૮૮ માં એમનું એક કામ ટેલીફોન સંભાળવાનું હતું; ને એ સંભાળવાની એમની રીત અજોડ હતી. ટેલીફોન પળે પળે વાગ્યાં જ કરે. કોઈવાર અગત્યના સંદેશા આવે, ને કોઈવાર બેવકૂફીની વાતો પણ સંભળાય. એટલે ટેલીફોનને સામે છેડે વાત કરતા માણસને તે કોઈવાર ઉડાઉ જવાબ આપતા દેખાય એમાં નવાઈ નહોતી. એક પળે વ્હાઇટહૉલથી કંઈક અગત્યનો સંદેશો આવે; ને બીજી જ પળે કોક છાપાવાળા પૂછે કે "મિ. ગાંધી માત્ર કચ્છ પહેરીને રાજાને મળવા જવાના છે એ વાત સાચી?" હું પાસે બેઠી બેઠી જોઈ રહેતી. બરનાર્ડે આવા એક પૂછનારને ઠંડે પેટે ને ઠાવકે અવાજે જવાબ આપ્યો: "ના રે, ગાંધીજી તો લીટીવાળું પાટલૂન ને કાળો કોટ પહેરવાના છે!" આ પછી વાતચીત એકદમ બંધ થઈ ગઈ એ કહેવાની જરૂર નથી. કોકવાર એકાદ ઊંચા હોદ્દાવાળા અમલદારની આવી મજાક ઉડાવે, એને પરિણામે મુશ્કેલી ઊભી થતી. પણ આ આકર્ષક ને સુઘડ જુવાનને લીધે જીવનમાં ઉત્સાહ ઉમેરાતો એમાં તો કશો શક નથી. હિંદ પહોંચ્યા પછી થોડા દિવસમાં એ પણ પકડાયા.

છેલ્લાં રહ્યાં મીરાંબહેન. તેઓ એક અંગ્રેજ ઍડમીરલ (નૌકાખાતાના મોટા અમલદાર) નાં દીકરી છે. ગાંધીજીની શિષ્યા થવાને તેમણે ફુરસદનું જીવન તજ્યું છે. એ વિલાયત આવ્યાં તે પહેલાં અહીં એમને વિષે ઘણી વાતો ચાલી હતી. તેમાંની કેટલીકમાં સમભાવ હતો; ને કેટલીક અવિચારી ને અશ્લીલ હતી. આ બહેનને મળવા હું ઇન્તેજાર હતી. પણ ગાંધીજીના આગમન પછી થોડેક દિવસે એકવાર કિંગ્સલી હૉલમાંની એમની ઓરડીની વાળઝૂડ કરતી શાન્ત અને સ્વસ્થ વ્યક્તિને જોઈ મને ખરેખર આશ્ચર્ય થયું. મીરાંબહેનને એવા રૂપમાં જોવાની મેં ખરેખર અપેક્ષા નહોતી રાખી, એ મારે કબૂલ કરવું જોઇએ. થોડા વખતમાં અમારી વચ્ચે મૈત્રી બંધાઈ; અને તે પછીનાં અઠવાડિયાંમાં હું એમના ગાઢ પરિચયમાં આવી. એક દિવસ મેં એમને પૂછ્યું: "તમને આ જૂના વાતાવરણમાં આવતાં કંઈ અફસોસ કે પસ્તાવો

થાય છે ખરો ?" એ પ્રશ્નનો ઉત્તર આપતી વખતે તેમના ચહેરા પર જે ભાવ મેં જોયો તે હું કદી ભૂલવાની નથી. તેમણે કહ્યું: " મેં જ્યારે આ પગલું ભરવાનો નિશ્ચય કર્યો ત્યારે મને લાગ્યું જાણે હું મારે ઘેર આવી છું." વિલાયતમાં અખબારનવીસો એમનો કેડો મૂકતા નહોતા, છતાં કોઈ પણ પ્રકારે પોતાની જાહેરાત થવા દેવાની એમની ઇચ્છા નહોતી, ને તે અટકાવવાનો ભારે પ્રયત્ન તેઓ કરી રહ્યાં હતાં. તે બહુ જ થોડી સભાઓમાં ભાષણ આપતાં, પણ દરેક ઠેકાણે એમના બોલવાની ઊંડી અસર પડતી. એમનાં સગાં એમને મળવા માગતાં હોય તો તેમને નં. ૮૮ પર આવવું પડતું; ને જે નાનકડી ઓરડીમાં મીરાંબહેન ગાંધીજી માટે ખાવાનું તૈયાર કરતાં ત્યાં જ બેસીને એમની જોડે વાતો કરવી પડતી. એક બનાવ મને ખાસ યાદ રહી ગયો છે. લિસિયમ કલબમાં પરિષદના સભ્યોનો સત્કાર કરવાનો સમારંભ યોજાયો હતો, તેમાં અમે બંને ગયેલાં. આ કલબમાં અનેકવાર ભારે દબદબાવાળા મેળાવડા ને સમારંભો થતા આવ્યા છે. ડગલા ઉતારવાની ઓરડીના નોકરને મીરાંબહેને પોતાની સાદી ખાદીની શાલ આપી. એ શાલ બીજી સ્ત્રીઓના મખમલ ને રુવાંટીના ડગલાની સાથે મુકાવાની હતી. એ વેળા મીરાંબહેને કહ્યું: " છેલ્લી હું આ કલબમાં આવેલી ત્યારે તો એની સભ્ય હતી." આ મહિલાનું વર્ણન કરવાને તો એમ જ કહેવું પડે કે એમના આત્માને એનું 'ઘર' જડી ગયું છે. બીજી રીતે એમનું વર્ણન કરવું અશક્ય છે. અત્યારે તે મુંબઈની એક જેલમાં બીજીવારનો કારાવાસ ભોગવી રહ્યાં છે.

ગાંધીજીની નાનકડી કાયાની રક્ષા કરવા સરકારે એમની સાથે ફરવા માટે છૂપી પોલીસના જે બે અમલદાર નીમ્યા હતા, તેમના ઉલ્લેખ વિના આ ચિત્ર પૂરું નહીં ગણાય. આ જોડીને સામાન્યપણે ખાસ રાજાઓની પાછળ ફરવા માટે નીમવામાં આવે છે. તેઓ તો જીવનની કાળી બાજુ નિહાળવાને ટેવાયેલા. પણ અહીં એમનું કામ જુદી જાતનું થઈ પડેલું. તેઓ ગાંધીજીને પ્રેમપૂર્વક 'નાનકડા માણસ' કહેતા. ગાંધીજીના સહવાસથી એમનાં મનમાં તેમને વિષે હેત પેદા થયેલું. ગાંધીજીને તેઓ મિત્ર માનતા થયા હતા; ને તેમની સેવા કોઈ પણ પ્રકારે બની શકે તો કરવા તૈયાર હતા. અમારું કામ જ્યારે ઘણું જ વધી પડતું ત્યારે તેઓ અમને સ્વેચ્છાએ કંઈ ને કંઈ મદદ કરતા. ગાંધીજીએ લંડન છોડ્યું તે પહેલાં એક સરકારી અમલદારે એમને પૂછ્યું:

"આપને માટે હું બીજું કંઈ કરી શકું?" ગાંધીજીએ વિનંતી કરી કે "આ બે ડિટેક્ટીવોને મારી સાથે બ્રિંડીસી લગી આવવા દો." અમલદારે પૂછ્યું: "કેમ?" ગાંધીજી કહે: "તેઓ મારા કુટુંબી બની ગયા છે એટલા માટે." આ વિનંતી મંજૂર કરવામાં આવી, ને ગાંધીજીએ યુરોપનો કિનારો છોડ્યો ત્યાં લગી બંને જણ એમની સાથે રહ્યા. આ માણસો અત્યારે તેમનું વિચિત્ર કામ કરવા જાય છે ત્યારે પણ તેમનાં ખીસાંમાં હિંદથી તેમના પર મોકલાયેલી ઘડિયાળો હોય છે. ઘડિયાળો પર અંગ્રેજીમાં લખેલું છે: "મોહનદાસ ગાંધી તરફથી સ્નેહભાવે ભેટ". છૂપી પોલીસના અમલદારને પોતાનાં સંસ્મરણો લખવાની છૂટ હોય, તો આ બે જણ કેવી કેવી વાતો કહી શકે!

ઘરનું કામ કરનારી જે બે બાઈઓ હતી તેમનો પણ ઉલ્લેખ કરવો જોઈએ. સાધારણ સંજોગોમાં તો તેઓ દિવસમાં અમુક જ કલાક કામ કરવા બંધાય. પણ આ બાઈઓ તો રાજીખુશીથી આખો દિવસ કામ કરતી. બારણાની ઘંટડી નિરંતર વાગતી હોય; એટલે ફરીફરી જઈને બારણું ઉઘાડતી; ને ગમે તે વખતે અમારા કુટુંબનાં માણસોને જમાડતી.

આ દિવસોનાં સ્મરણો ગણ્યાં ગણાવાય એવાં નથી. એમાંથી અમુકની પસંદગી કરવી મુશ્કેલ છે. છતાં કેટલાક પ્રસંગો તરત જ યાદ આવે છે. સાંજની પ્રાર્થના વખતે ઓરડો ચિકાર ભરાઈ જતો. માણસો આ પુરુષની રહેણી વિષે વધારે જાણવાની ઉત્કંઠાથી આવતા. સવારે વહેલા ગાંધીજી આવે ત્યારે એમ થતું જાણે ઘરમાં તેમના ઝગારા જેવું કંઈક આવ્યું છે. તેઓ મોટરમાંથી બહાર કૂદી પડે; ને પલકવારમાં આવીને તેમના ઓરડામાં દેવતા પાસે કાંતવા બેસી જાય. ઓરડાના દરેક ખૂણામાં પ્રખ્યાત શિલ્પીઓ ને ચિત્રકારો એમનું પૂતળું ઘડવા કે છબિ ચીતરવા બેઠેલા હોય. તાત્કાલિક ઉત્તર આપવા જેવા કાગળો ને તાર આસપાસ વેરણછેરણ પડ્યા હોય. પરિષદના સભ્યો પરિષદની બેઠક પહેલાં તેમનો અભિપ્રાય જાણવાની આતુરતાથી ભોંય પર બેઠા હોય. આખી દુનિયામાંથી આવેલાં સ્ત્રીપુરુષો એમનો એક બોલ સાંભળવાની રાહ જોઈ રહ્યાં હોય. ચાર્લી ઍન્ડ્રુઝ અને હૉરેસ ઍલેક્ઝાંડર એ બધાની વચ્ચોવચ બેસીને ચૂપચાપ કામ કરતા હોય. મીસીસ ચીસમૅન ગાંધીજી કંઈક અગત્યનો કાગળ લખાવે તેની રાહ જોતાં નોંધપોથી ને સીસાપેન લઈને ધીરજથી બેઠાં હોય. ને એ બધાના કેન્દ્રભાગમાં ગાંધીજીની શાન્ત અવિચળ

મૂર્તિ બિરાજતી હોય. પછી જુએ કે પરિષદનો વખત થયો છે, એટલે તેઓ ચપ દઈને ઊઠી બહાર ઊભેલી મોટરમાં બેસી જાય. છૂપી પોલીસવાળા અમલદારો હાંફતા હાંફતા પાછળ જઈને મોટરમાં બેસે; ને ગાંધીજીના કોઈ મદદનીશ એમનો પ્રસિદ્ધ રેંટિયો ને ખાવાનો કરંડિયો લઈને દોડતા દોડતા આવી પહોંચે.

બીજો એક પ્રસંગ મારી સ્મૃતિમાં જડાઈ ગયો છે. એક દિવસ સાંજનો વખત હતો. ત્યાં અમેરિકાના શિકાગો શહેરથી બીશપ ફીશરનો ફોન આવ્યો. તેઓ ગાંધીજીને અમેરિકા આવવાની વિનંતી કરવા માગતા હતા. ગાંધીજીએ આગ્રહપૂર્વક પોતે જ ફોન લઈને વાત કરી. ઍન્ડ્રુઝ અને હું પાસે ઊભાં રહ્યાં; એ ચિન્તાથી કે રખેને ગાંધીજીને ફોન બરાબર ન સંભળાય તો! કેમકે તેઓ જવલ્લે જ ફોન વાપરતા હશે. આ વાતચીતના કંઈક પણ શબ્દો કાને પડે તો ઝીલી લેવાને છાપાંવાળા બહાર ટાંપી રહ્યા હતા. પણ ગાંધીજીએ આ ખરચાળ વાતચીત ટૂંકામાં જ પતવી. ત્યાં પણ એમને એ વિચાર આવ્યો કે આ ફોન પાછળ કેટલું બધું ખરચ થશે, ને એટલા પૈસા ગરીબ માણસોને કેટલા કામ લાગે.

કેટલીકવાર રમૂજી બનાવો પણ બનતા. દાખલા તરીકે, એક દિવસ મીરાંબહેને જોયું કે ગાંધીજીના ખાણા માટે ખાસ સાચવી રાખેલી, કાચી ખાઈ શકાય એવી, સેલેડની ભાજી ગૂમ થઇ ગયેલી. તેઓ ગુનેગારને ખોળવા લાગ્યાં. છેવટે એને માટે સહુએ હસતાં હસતાં ચાર્લી ઍન્ડ્રુઝનો વાંક કાઢ્યો!

એ દિવસો અવર્ણનીય હતા. સખત કામથી વખત છલોછલ ભરાયેલો હોય. માણસો પાણીનાં મોજાંની પેઠે આવતા જતા હોય. મુલાકાતે આવનારાઓની સહીઓ લેવા માટે અમે એક નોંધપોથી રાખી હોત તો સારું થાત, એમ હવે મને લાગે છે. તો નં. ૮૮ ની ચાલીમાં જે મુત્સદ્દીઓ, ધાર્મિક નેતાઓ, ને દરેક જાતના વિચારવાળાં સ્ત્રીપુરુષો ઊભરાતાં તેમની યાદી રાખી શકાઈ હોત. આ પુરુષ અહીં આવીને રહ્યા એનો મર્મ શો છે એ આ દેશના લોકો સમજ્યા હશે ખરા? છાપાંમાં મોટા અક્ષરનાં મથાળાંવાળી ખબરો આવતી કે ગાંધીજી આજે ચાર્લી ચેપલીનને મળ્યા; આજે બરનાર્ડ શૉને મળ્યા; આજે તેમણે કચ્છ પહેરીને બકિંગહામ મહેલમાં જવાની હામ ભીડી.

પણ તેમણે પરિષદમાં જે અમંગળ ભાવિની આગાહી કરેલી તેના તરફ બહુ ઓછું ધ્યાન અપાયેલું. એ વચનો કેટલાં સાચાં હતાં એનો અનુભવ આપણને આજે થાય છે.

અત્યારે લંડનમાં ત્રીજી ગોળમેજી પરિષદની બેઠક ચાલી રહી છે. આ લેખ છપાશે ત્યાં લગીમાં એનો નિકાલ આવી ગયો હશે. પણ આ ચર્ચાઓ ચાલે છે તે વખતે આ હિંદી નાટકના નાયક તો વગરમુકદ્દમે યરવડા જેલમાં, "ના. બાદશાહની મરજી હોય ત્યાં સુધીને માટે", પુરાયેલા છે. કોકે કહ્યું છે તેમ, "ગાંધીજી બ્રિટિશ જેલની દીવાલોની અંદરથી હિંદુસ્તાન પર રાજ્ય ચલાવી રહ્યા છે.

આજથી દસ કે વીસ વરસે નં. ૮૮ નાઈટ્સબ્રીજના બારણા પર કદાચ આવી એક તખતી ચોડાશે: "૧૯૩૧ માં મિ. ગાંધી ગોળમેજી પરિષદ માટે આવ્યા ત્યારે તેમણે પોતાનું મથક અહીં રાખ્યું હતું."[૧] આજે અમે કેટલાંક એ ઘર આગળ થઈને પસાર થઈએ છીએ ત્યારે જાણે અમને ઝાળ જેવે અક્ષરે એક સવાલ લખેલો દેખાય છે: "તમે ગાંધીજીનું શું કર્યું છે?"[૨]

---

૧. યુદ્ધમાં આ ઘર નાશ પામ્યું છે.

૨. શિકાગોના 'ક્રિશ્ચિયન સેંચરી' સાપ્તાહિકમાં ૧૯૩૨ માં આ લેખ પ્રસિદ્ધ થયેલો. લેખિકાની સંમતિથી તેનો અનુવાદ અહીં આપેલો છે.

# ગાંધીજીનાં સમાગમમાં

સંપાદક : ચંદ્રશંકર શુક્લ

આ મૌલિક લેખસંગ્રહ ગાંધીજીની ૭૬ મી જયંતીને પ્રસંગે પ્રસિદ્ધ કરવા માટે નવો જ તૈયાર કરવામાં આવ્યો છે. ગાંધીજીના સમાગમમાં આવેલાં ગુજરાતનાં અનેક અગ્રગણ્ય સ્ત્રીપુરુષોએ નજરે જોયેલા ગાંધીજીના જીવન-પ્રસંગોથી ભરેલા લેખો આ ગ્રંથ માટે નવા જ લખી આપ્યા છે. કેટલાયે પ્રસંગો — નાના તેમજ મોટા — ગાંધીજીની 'આત્મકથા'માં ને તેમનાં લખાણોમાં આવ્યા નથી, તે આ પુસ્તકમાં પહેલી જ વાર પ્રમાણભૂત રીતે નોંધાયેલા છે. એટલે એને એક રીતે ગાંધીજીના આત્મકથનોની પૂર્તિરૂપ ગણી શકાય. એમાંથી ગાંધીજીનું વ્યક્તિત્વ, તેમનો સ્વભાવ, તેમના જીવનની અનેક ઘટનાઓ એ સર્વેનો એક બહુરંગી ચિતાર નજર આગળ ખડો થાય છે. અનેક પ્રસંગો, જે વિસ્મૃતિમાં લુપ્ત થઈ જાત, તે આ રીતે લેખનબદ્ધ થવાથી બચી ગયા છે. સર્વ લેખોમાં, લેખકના કશા વિવેચન વિના, પ્રસંગોને જ બોલવા દીધેલા, એ એની વિશેષતા છે. હિંદની ભાષાઓમાં આ પ્રકારનું આ પ્રથમ પુસ્તક છે, એમ કહી શકાય.

: પ્રકાશક :

**વોરા એન્ડ કંપની પબ્લિશર્સ લિમિટેડ,**

૩, રાઉંડ બીલ્ડીંગ, મુંબઈ, ૨.

---

મુદ્રક :—આર. આર. બખલે, મુંબઈ વૈભવ પ્રેસ, સેન્ડહર્સ્ટ રોડ, ગિરગામ, મુંબઈ ૪

પ્રકાશક:—એન. એમ. ઠક્કર ઍંડ કંપની વતી નંદલાલ મોહનલાલ ઠક્કર, ૧૪૪, પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઈ નં. ૨

# વાંચવાં જેવાં કેટલાંક પ્રકાશનો

**ગાંધીજી સાથે અઠવાડિયું :** લેખક : લુ ફીશર. અનુવાદક : ચંદ્રશંકર શુક્લ.
ગાંધીજી સાથેની, ૧૯૪૨ ના જૂનમાં થ .ની, મુલાકાતનો અહેવાલ. કિં. રૂા. બે

**પુણ્યશ્લોક ગાંધીજી :** સંગ્રાહક અને અનુવાદક : ચંદ્રશંકર શુક્લ.
ગાંધીજીના જીવન અને કાર્ય વિષેના ૬૫ લેખોનો અપૂર્વ અને અજોડ સંગ્રહ.
શ્રી. ગણેશ વાસુદેવ માવળંકરની પ્રસ્તાવના સાથે. કિં. રૂા. સવાચાર

**ગાંધીજીને જગવંદના :** રાધાકૃષ્ણન : અનુ૦ : ચંદ્રશંકર શુક્લ.
૭૦ મી જયંતી પ્રસંગે ગાંધીજીને અર્પણ થયેલો અભિનંદનગ્રન્થ.
સ્વામી આનંદની પ્રસ્તાવના સાથે. બીજી આવૃત્તિ. કિં. રૂા. ત્રણ

**ગાંધીવાદી આર્થિક યોજના :** લે. આચાર્ય અગ્રવાલ. અનુ૦ : ચંદ્રશંકર શુક્લ.
ગાંધીજીના વિચારોને અનુસરીને આચાર્ય અગ્રવાલે આંકેલી હિંદના આર્થિક
વિકાસની યોજના. ગાંધીજીની પ્રસ્તાવના સાથે. કિં. રૂા. સવા

**હિંદુ ધર્મ :** રાધાકૃષ્ણન. અનુવાદક : ચંદ્રશંકર શુક્લ.
હિંદુ ધર્મનાં વિવિધ અંગોનું રસિક ને વિશદ નિરૂપણ કરતા પાંચ નિબંધો.
અનુવાદકે લગભગ સાઠ શાસ્ત્રગ્રન્થોમાંથી આપેલાં આધારભૂત વચનો ને
તેના ગુજરાતી અનુવાદ સાથે. કિં. રૂા. સવાચાર

**વેદની વિચારધારા :** રાધાકૃષ્ણન. અનુવાદક : ચંદ્રશંકર શુક્લ.
રાધાકૃષ્ણનના સુપ્રસિદ્ધ ગ્રન્થ 'ઇન્ડિયન ફિલૉસૉફી'ના ભાગ ૧ ના
પ્રકરણ ૨–૬ નો અનુવાદ. મૂળ ગ્રન્થોના અનેક ઉતારા ને તેના ગુજરાતી
અનુવાદ સાથે. કિં. રૂા. સવાબે

**યુવાનોની સંસ્કારસાધના :** રાધાકૃષ્ણન. અનુ૦ : ચંદ્રશંકર શુક્લ.
રાધાકૃષ્ણને વિશ્વવિદ્યાલયો સમક્ષ વિદ્યાર્થીઓને ઉદ્દેશીને સ્વરાજ, શિક્ષણ
અને સંસ્કૃતિ ઉપર આપેલાં ભાષણોનો સંગ્રહ. કિં. રૂા. દોઢ

**બે નવલકથા :** લે. લીઓ ટૉલસ્ટૉય. અનુ૦ : ચંદ્રશંકર શુક્લ.
Ivan Ilych અને Master and Man એ નામની ટૉલ્સ્ટૉયની બે
રસિક કથાઓનો અનુવાદ. કિં. રૂા. અઢી

**કોની બહેન અને બીજી વાતો :** લે. ટૉલસ્ટૉય : અનુ૦ : ચંદ્રશંકર શુક્લ
ટૉલસ્ટૉયે જુદે જુદે વખતે લખેલી જુદા જુદા રસવાળી પાંચ વાર્તાઓનો
અનુવાદ. કિં. રૂા. સવાબે

**વોરા ઍન્ડ કંપની, પબ્લિશર્સ, લિમિટેડ**

૩, રાઉન્ડ બિલ્ડિંગ, કાલબાદેવી રોડ, મુંબઈ ૨.